श्रीश्रेयस्साधकअधिकारिवर्गग्रन्थावलि.

ग्रन्थांक ६५.

# श्रीउपेन्द्रगिरामृत.

प्रथम आवृत्ति

रचनार

श्रीमद् उपेन्द्राचार्यजी.



प्रसिद्ध करनार

श्रीश्रेयस्साधकअधिकारिवर्गतरफथी

છોટાલાલ જીવનલાલ, શ્રીનૃસિંહાશ્રમ, વડોદરા.





શ્રીસત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે
મુદ્રિત કર્યું. પાંચકૂવા, નવા દરવાજા–અમદાવાદ.

સંવત્ ૧૯૬૬. ઈ० સ० ૧૯૧૦.

મૂલ્ય રૂ. ૧-૮-૦

# પ્રસ્તાવના.

**શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના** સદ્‌ગુરુ તથા આચાર્ય **શ્રીમદ્ ઉપેન્દ્રભગવાને** પોતાની કુમારાવસ્થાથી તે આજસુધીમા, **મહાકાલમા, પ્રાતઃકાલમા, યમદંડમા, ભક્તમા, ધર્મધ્વજમા, સદુપદેશશ્રેણીના** આજસુધીમા પ્રકટ થયેલા ત્રેવિશ વિભાગોમા, **સાધનસમારંભના** આજસુધીમા થયેલા અગીયાર ઉત્સવોમા, **ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવના** આજસુધીમા થયેલા સાત ઉત્સવોમા, તેમ જ અન્ય વિવિધ નૈમિત્તિક પ્રસંગોમા જે જે પદ્યો તથા છંદો રચ્યા છે, તે સર્વનો આ ગ્રંથમા સંગ્રહ કરવામા આવ્યો છે

કાવ્ય લખવાનો તેઓશ્રીએ પ્રથમ જ્યારે આરંભ કર્યો હતો ત્યારે તેમનુ વય ઘણુ નાનુ હતુ એટલા અલ્પ વયમા તેઓશ્રીમા સારા કાવ્યો રચવાનું સામર્થ્ય હોવુ સંભવતું જ ન હતું એવુ બહારના અનેક મનુષ્યો માનતા, તથા કહેતા એટલુ જ નહિ પણ ઘણા શ્રેયસ્સાધકો પણ એવો જ અભિપ્રાય દર્શાવતા કેટલાક તો એટલે સુધી કહેતા કે આ પદ્યો વર્ગના અગ્રગણ્ય સાધકો લખતા હતા, અને તેઓશ્રીને નામે પ્રકટ કરતા હતા સમય વીતતો ગયો તેમ તેમ તેઓશ્રીની બીજરૂપ કાવ્યપ્રતિભા વેગથી વિકાસને પામતી ગઈ, અને ગયા પાચ સાત વર્ષથી અગ્રગણ્ય શ્રેયસ્સાધકોથી પણ ઉત્તરોત્તર ચઢતી પંક્તિના જે ઉત્તમ કાવ્યો તેઓશ્રીતરફથી પ્રકટ થતા ગયાં, તેથી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ ચકિત થઈ ગયો એટલું જ નહિ, પરંતુ બહારના મનુષ્યો પણ તેટલા જ ચકિત થઇ ગયા

વિવેચક દૃષ્ટિથી અવલોકનારને તેઓશ્રીના આરંભના કાવ્યોમા કદાચ અધિક ચમત્કૃતિ જોવામા નહિ આવે, પરંતુ જેમ નદીના મુખમાં જળ ઘણુ જ થોડુ છતા જેમ જેમ આગળ માર્ગ કાપવામા આવે છે, તેમ તેમ તેનો પટ, પ્રમાણ તથા વેગ વધતા જાય છે, તેમ જેમ જેમ તે આગળ વાચતો જશે તેમ તેમ પ્રત્યેક પંક્તિમા તેને કોઇ ને કોઇ પ્રકારની ચમત્કૃતિ દૃષ્ટિએ આવ્યાવિના ભાગ્યે જ રહેશે કેટલેક સ્થળે તેઓશ્રીની વાણીનો પ્રવાહ સમુદ્રમાપ આવતી એમેઝોનના પ્રવાહની પેઠે જોનારને તેના મહા પ્રતાપથી વિસ્મયમા લીન કરી નાખે છે કેટલેક સ્થળે તેઓશ્રીની વાણીના આંદોલનો ક્લેશકર્દમમા ફસી ગયેલા મનને તત્કાળ બહાર કાઢી, તેને શુદ્ધ કરી ગગનના પ્રશાન્ત પ્રદેશમા વિહાર કરાવે છે, કેટલેક સ્થળે તેઓશ્રીની વાણીનુ અપૂર્વ માર્દવ કર્કશ હૃદયને પણ નવનીતના જેવુ સુકોમળ બનાવી દે છે. કેટલેક સ્થળે તેઓશ્રીની વાણીમા વહેતો સ્વાભાવિક હાસ્ય રસ, કવી

ન હસવાની પ્રતિજ્ઞા લેઈ બેઠેલા દુર્શીલ મનને પણ પોતાની પ્રતિજ્ઞા છોડાવી હસવાની ફરજ પાડે છે, કેટલેક સ્થળે તેમની વાણીના પ્રતોદના પ્રહારો જ્યાં તેમનો પ્રઘાત થયો જોઇએ તેવે સ્થળે જ પ્રઘાત કરીને ઇપ્સિત પરિણામ પ્રકટાવે છે, કેટલેક સ્થળે તેમની વાણીમાંથી અસતી જ્ઞાનામૃતધારા સંસારાનળથી દગ્ધ અને મૃતપ્રાય હૃદયતરુઓને નવપલ્લવિત કરી દે છે, કેટલેક સ્થળે તેમની વાણીમાંથી વહેતો ભક્તિરસ વિષયાભિમુખ વૃત્તિને ઈશ્વરાભિમુખ કરીને તેને ઉચ્ચ જીવનનો આસ્વાદ અર્પે છે, ટુંકાણમાં **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન**ના ગિરામૃતનું જેમણે આસ્વાદન કર્યું નથી તેમને ઉંચા પ્રકારના કાવ્યો કેવા હોય છે, તેનો અનુભવ થયો જ નથી એમ નિઃશંકપણે કહેતાં અમને લેશ પણ સંકોચ થતો નથી ૧૫૦ ૧૫૬, ૧૭૬, ૧૮૦, ૨૧૮, ૨૫૪, ૨૫૫ ૨૬૦, ૨૭૧, ૨૭૬, ૨૮૦, ૨૯૮, ૩૦૪, ૩૦૭, ૩૧૩, ૩૧૯, ૩૨૨, ૩૨૫ ૩૩૨, ૩૩૭, ૩૪૦, ૩૪૪, ૩૫૧, ૩૫૨, ૩૫૩, ૩૫૬, ૩૬૯, ૩૭૨, ૩૭૩, ૩૭૮ આદિ અનેક પદ્યો પૂર્વોક્ત કથનના જ્વલંત નિદર્શનરૂપ છે

**શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્**ના આજસુધી પ્રકટ થયેલા સમગ્ર કાવ્યસમુદાયમાં ૩૭૩ મું પદ એ દેવાલયઉપર સુવર્ણના કલશસમાન વિરાજે છે તેઓશ્રીએ આ પદવિના બીજું કશું જ લખ્યું ન હોત તોપણ એ એકલું પદ કોઇ પણ સહૃદયને તેમની દૈવી પ્રતિભાનું ભાન કરાવવા પૂર્ણ છે તાલવાદ્યપૂર્વક સારા સંગાતાના મુખથી આ પદ્યને શ્રવણ કરનારને, દિવ્ય સંગીત મનને કેવા ઊર્ધ્વ પ્રદેશમાં આકર્ષી જાય છે, તેનો તત્કાળ અનુભવ થશે તેના ગાનમાં જે દિવ્ય શાંતિના આંદોલનો પ્રકટે છે, તેવાં આંદોલનોનો અનુભવ ઉત્તમ ગણાતા ગાયકના ગાનશ્રવણથી પણ ભાગ્યે જ કોઇને થતો હશે

હાલના નાટકોમાં જે લયો ગવાય છે, તેવી લયોમાં આ પુસ્તકના ઘણા પદ્યો શાથી લખવામાં આવ્યા છે, તથા એક પદ્યમાં પ્રતિપાદિત અર્થનો અન્ય પદ્યમાં પ્રતિપાદિત અર્થસાથે પ્રસંગ શાથી વિરોધ દૃષ્ટિએ પડે છે, તેનું સમાધાન આ ગ્રંથસાથે જ પ્રકટ કરવામાં આવેલા **સુધાસ્રોતસ્વિની**ના દ્વિતીય કલ્લોલની પ્રસ્તાવનામાં કરેલું હોવાથી અત્ર તેની પુનરુક્તિ નિષ્ફળ છે

જેમને અર્થે આ સદ્ગ્રંથ પ્રકટ કરવામાં આવ્યો છે, તેઓ તેનો યથેષ્ટ લાભ લો

સં ૧૯૬૬ આશ્વિન શુક્લ પક્ષ ૧
મંગળવાર તા ૪-૧૦-૧૯૧૦
શ્રીનૃસિંહાશ્રમ, વડોદરા.

**શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગ**

# पद्योनी अनुक्रमणिका.

---

સાધનસમારંભનાં પુસ્તકોમાંથી જે જે પદો લેવામાં આવ્યાં છે તે પદોની અનુક્રમણિકા.

---

ચિંતિપ્રદીપપ્રકટીકરણોત્સવનાં પદોમાંથી જે પદો લેવામાં આવ્યાં છે, તેની અનુક્રમણિકા.



---

॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्रीसद्गुरवे परमात्मने नमः ॥



# श्रीउपेन्द्रगिरामृत.

## प्रथम परिवाह.

### शिशुस्तवन.

#### પદ ૧. આશાગોડી.

જય જય જય વિઘ્નહર્તા, નમીએ, જય જય જય વિઘ્નહર્તા.
ક્ષણ પણ સ્મરતા અધમાધમ જન, ક્લેશો તેના હરતા, નમીએ.
બાલક યુવક વૃદ્ધ હૃદયમાં, એક જ સ્વરૂપે ફરતા, નમીએ.
સન્મતિ પ્રેરી અનેક જનને, અવિદ્યાતમ સંહરતા, નમીએ.
દુર્જનસજ્જનપ્રતિ સમ પ્રીતિ, નિજ અંતરમાં ધરતા, નમીએ.
અચલસચલપ્રતિ સમદૃષ્ટિ કરી, ભેદભાવના નવ કરતા, નમીએ.
અજ્ઞ જીવો સ્તવે બુદ્ધિવિના પણ, તે ભક્તિથી ઠરતા; નમીએ.
બાલક આ, બુદ્ધિહીન તોપણ, શુણજો પ્રભો! જે ઉચ્ચરતા; નમીએ.
લઘુવય બાલક વડીલસમીપે, 'તાતા!' મુખથી સ્મરતા; નમીએ.
પણ અમ ઇચ્છે એવું જાણી (તે) દેવા ધરે તત્પરતા; નમીએ.
તેમ બાલકો આ શિશુ જાણી, ફલો આજે આચરતા; નમીએ.
(તેને) અયોગ્યને પણ યોગ્ય ગણીને, ફલ દેજો સુખકર્તા; નમીએ.
બાલક તદપિ યોગ્ય ગણીને, ત્યજજો હૃદયઅંતરતા; નમીએ.
આપવિના સૃષ્ટિમાં ન કોઈ, ભૂતભવ્યમાં વિચરતા; નમીએ.
અમ લઘુ હૃદયે લઘુ રૂપ ધારી, રહો પરાત્પર વિહરતા; નમીએ.
અલ્પત્વપરક બાલને અનલ્પ, બુદ્ધિ દો મતિભર્તા! નમીએ.
અશક્ત જાણી નિજ શિશુ માની, રહેજો કરુણાને ઝરતા; નમીએ.

## પ્રાપ્તવ્ય પદમાં સ્થિતિઅર્થ શ્રીઇષ્ટપ્રતિ વિજ્ઞપ્તિ.

પદ ૨. (ધરે માથે મુકુટ વિશાલ મતિ, એ લય.)

સુણી આજે, પોકારો આ નિજ જનના, અર્થ દો મનના,
સર્વ સ્થલે વિભુ આપ કહાવો, દસ્યસમૂહ આ, આપ [1]સુહાવો,
(તદપિ) હૃત્પદ્મને કાં ન આ તનના[2]; સુણી આજે૦
સંસ્કાર મલિન રહ્યા અંતરમાં, અજ્ઞાનના સર્વવ્યાપી ભીતરમાં,
બાળી આપો રાશિ આત્મધનના; સુણી આજે૦
વિષયપ્રતિ મન અતિશય વહેતું, રોક્યા છતાં અટકયું નવ રહેતું.
દો ઉપાયો ચિત્તહનનના; સુણી આજે૦
આપ સમર્થના આશ્રયે આવી, જો વિષયો મનને દે તાવી,
શાં રહ્યાં ફલ આપદર્શનનાં! સુણી આજે૦
કહાવો જનક કરુણાળુ આ ભવમાં, તદપિ શિશુને તપાવો કાં દવમાં?
(એવું) કરજો રહે વીલાં વદન ના; સુણી આજે૦
યોગ્ય અધિકાર આપજો એવો, જે પછી કાંઇ રહે નહિ લેવો,
ઉઘડે દ્વારો બ્રહ્મસદનનાં; સુણી આજે૦
ભાન જ્ઞાન નથી લેશ કૃપાળુ, આવ્યા સઉ આપ દ્વારે દયાળુ,
બુદ્ધિ જાડી જેવી પશુ વનનાં; સુણી આજે૦
મર્કટસમ મન ફરતું ફરે છે, રોધ્યા જતાં પણ ધાયા કરે છે,
સાધન દો મનદમનનાં; સુણી આજે૦
મૂર્ધવિષે દઇ દર્શન અમને, હણજો નૃહરિ ઉરઅજ્ઞાનતમને,
ઉપેન્દ્ર દઇ સુખ ચિદ્ઘનનાં; સુણી આજે૦

---

## ગુરુમંત્રનો નિરંતર જપ કરવા જીવને સુબોધ.

પદ ૩. (ગુરુ તો મારે તારૂં કામ, તારૂં કામ, તારી હામ રે—એ લય.)

સદા તું સ્મર ગુરુનામ, ગુરુનામ, ગુરુનામ રે,
સરશે જેથી તારૂં કામ, તારૂં કામ, તારૂં કામ રે— ધ્રુવ.
જેને સ્મરી કંઇ સિદ્ધમુનિઓ, સત્વર પામ્યા અચલ ધામ,
અચલ ધામ, અચલ ધામ રે, સદા૦
સનકાદિ નારદસમ ઋષિઓ, નમતા જેને મૂકી મામ,
મૂકી મામ, મૂકી મામ રે. સદા૦

---

૧ શોભાવો. ૨ શરીરમાંના હૃદયકમલને આપ કેમ શોભાવતા નથી.

શેષસરસ્વતી પણ તે પદને, પ્રીતે રટતાં આઠે જામ,
આઠે જામ, આઠે જામ રે; સદા૦
તે પદમાં સ્થિતિ સુખનું સ્થાન જ, દુઃખખાણો અન્ય છે તમામ,
છે તમામ, છે તમામ રે; સદા૦
જનનમરણના હારક એ છે, ને અવિનાશી સાચા રામ,
સાચા રામ, સાચા રામ રે; સદા૦
મલિન અંતરવાળા પણ તેને, રટિને ગ્રહેતા પદ વામ[1],
પદ વામ, પદ વામ રે; સદા૦
ગુરુવરનો આશ્રય સાચો છે, તે ગ્રહી તરતાં ન બેસે દામ,
ન બેસે દામ, ન બેસે દામ રે; સદા૦
વિષયનું સેવન કરીશ કદી ના, તેપ્રતિ કરજે તું ઉગ્ર ભામ[2],
ઉગ્ર ભામ, ઉગ્ર ભામ રે; સદા૦
તે પદમાં તું સત્વર ધાજે, હાવાં ગ્રહેતો ના વિરામ,
ના વિરામ, ના વિરામ રે; સદા૦
ઉપેન્દ્ર નૃહરિશરણે રહીને, પામી લે તું સઉ શુભગ્રામ[3],
શુભગ્રામ, શુભગ્રામ રે, સદા૦

---

## श्री इष्टविरहिणी वृत्तिनो विरहालाप.

**પદ ૪.** (સ્વસ્તિ શ્રીવિબુધાનગરી શુભસ્થાને, એ લય.)

ના કદી ધાર્યું આવું સ્વપ્ને મેં તો, પ્રિયતમ જાશે રે છોડીને,
જડતા ના કો સ્થળમાં મુજને હાવે ક્યાંથી પકડું રે દોડીને.
દીધાં સુખ વિસરાતાં જરી ના જાણ્યું, અહોનિશ એતો રે પહોંચશે,
જળતરંગ સમ જતાં રહ્યાં નવ થોભ્યાં, શોધ્યાં જડતાં રે ના કશે.
સહજ દુઃખ લાગે મુજને તવ જાતી, પાસે હું તો રે ઇષ્ટની,
કરુણા આણી બતાવતા કો યુક્તિ, ભીતિ જાતી રે ઉગ્રની.
ખારાં લાગે વિષયતણાં સુખ સર્વે, નાથ જતાં કરી રે મુજને,
વૈધવ્યનું દુઃખ ભારી જણાતું આજે, પડતી ન કાંઇરે સુજને.
જાતા પૂર્વે આનંદોમાં દિવસો, ઇષ્ટસંયોગે રે માહરા,
હાવે ક્ષણ પણ યુગસમ લાગે મોટી, દેખું દુઃખના રે ડુંગરા.
જળમાં પડું કે વહ્નિમાં જઇ પ્રજળું, થાતું એવું રે અંતરે,

---

૧ મનોહર. ૨ ક્રોધ. ૩ કલ્યાણનો સમૂહ.

કેમ કરીને શોધી કાઢું પ્રભુને, ત્યજી જે ચાલ્યા રે ભીતરે.
સત્કર્મો ખટ્યાં મુજ આવ્યાં પાપો, અથવા પડીયો શું વાંક રે,
જેથી નિર્ભય નિઃશંક હતી તે તો, હાવે થઇ છું હું રાંક રે.
કહાવો કરણાળુ પણ પ્રિયતમ મળતા મુજને હાવાં રે કાં નહિ,
દર્શન દો શીદ સંતાપો છો જોર ન મારૂં માત્ર હું રે રહું કહી
ચકોરી ચંદ્રવિના જળવિણ મીન ક્ષણ પણ, જીવન ઇચ્છે રે ના કદી,
ઉપેન્દ્રસ્થિતિ નરહરિવિણ તેવી આજે, અધિક શકાતી રે ના વદી.
અપરાધો સામું નવ જોશો તદપિ મહતા આપની રે જોઇને,
નરહરિ સમીપ રહેજો વિનવું નાથ ! હું, સદ્ય અપાયો[1] રે ધોઇને.

---

## મલિનતા ત્યજવા મનને સુબોધ.

**પદ ૫. ( હે મનજી મનપતિની છબી પાડ, એ લય. )**

હે મન તું, મલિનતા તુજ ટાળ,
વારંવાર કહું શું તુજને,
હરિ ગુરુપદમાં અહંમમ ગાળ, હે મન તું૰
માન ન રાખીશ કદી તું અંતર,
રાખે ઇચ્છા મેળવવા પદ જો વિશાળ; હે મન૰
અભિમાન નવ કોઇ પુરૂષનું,
રહ્યું ક્ષણ માટે તેથી ચેતીને તું ચાલ, હે મન૰
વિષયભોગ શું માને મીઠા,
સુખદ નથી એ જાણ વિષતણી જ્વાળ, હે મન૰
સાર નહિ કાંઇ દૃશ્ય જગતમાં,
આમુષ્મિક સુખઅર્થે વૃત્તિ પદે વાળ; હે મન૰
જન્મજરા આધિવ્યાધિ દુઃખ,
વળી ટાંપે શિરપર અહોનિશ કાળ; હે મન૰
અશાશ્વત[2] આ પ્રપંચ સકલ છે,
નેશ્વરમાં નીકળવાનો ન કશો માર્ગ; હે મન૰
વિષયોમાં સપડાયો જો તું,
નહિ નીકળીશ એ તો જાલિકની[3] જાલ; હે મન૰
મહાન્ નૃપતિ ચાલ્યા મરતા,
પાપપુણ્ય સાથ લઇ છોડી ધનમાલ; હે મન૰

---

૧ પાપો. ૨ અખંડ ન રહે એવો. ૩ માછી.

૫ એક દિવસ જવું મરણશરણ થઇ,
તોપણ કાં નવ રટે, હજી મહાકાલ; હે મન૦
૬ આયુષ્ નથી કાંઇ સહસ્ર વર્ષનું,
કર્તવ્ય સાધીશ ક્યારે, કરતાં આજ કાલ; હે મન૦
૭ નથી અખંડ સુખ સ્વર્ગલોકમાં,
અવનિતલે નભમાંહિ કે, પાતાલ; હે મન૦
૮ જિહ્વા અમિત થની કહી તુજને,
સાન આણી ઝટ હવે અભિમાન બાળ; હે મન૦
૯ ઉપેન્દ્ર નરહરિ રટીને સત્વર,
ભવોભવજન્મમૃત્યુતણું, ટાળ સાલ; હે મન૦

---

## દૃશ્યાસક્તિ ત્યજવા તથા ઇષ્ટભક્તિ સજવા સુબોધ.

### પદ ૬.

ત્યજીને હવે તું વિષયતાન,
ધરી લે હવે તું હરિધ્યાન. ધ્રુવ.

નથી આયુ શત વર્ષનું, જીવવું થોરો કાલ,
માટે રટ મહાકાલને, આણી અંતર વહાલ; ત્યજીને૦
વિષયથકી તુજને મળ્યો, સુખરસ બિંદુ એક ?
જેથી ધાતો તે પ્રતિ, રાખી ખોરો ટેક; ત્યજીને૦
નથી મળવું માનવતનુ, તુજને વારંવાર,
નહિ સાધે કર્તવ્ય તો, નિશ્ચય દુર્ગતિ ધાર; ત્યજીને૦
જો નહિ સાધે ધર્મ તો, ધારીને નરદેહ,
પશુમાં તુજમાં ભેદ ના, સમજ સમજ કહું જેહ; ત્યજીને૦
બાળપણું-છે વહી ગયું, જશે જુવાની સદ્ય,
વાર્ધક્યે શું થઈ શકે, ભજવા પ્રભુ અનવદ્ય; ત્યજીને૦
તોપણ પટહ[1] વગાડીને, કહું છું હજીએ ચેત,
ત્યજી દુઃખદ સઉ કાર્યને, સ્મર હરિ આણી વેત; ત્યજીને૦
પશુનું તનુ છે વિષયને, ભોગવવાને વીર,
નરતનુ તુજને આપીયું, રટ ગુર સજીને ધીર; ત્યજીને૦
વિષય કમલસમ ન્યાળીને, ભ્રમર થઇ તે માંધ;

---

૧ ઢોલ.

પડતા નીકળી ના શકે, કાલ હસ્તિમુખ જાય; ત્યજીને૦
સંસારે સત્સુખ છે, મળવું નિશ્ચય જાણ,
નથી તે અર્થે ભટકવું, વન પર્વત કે ખાણ; ત્યજીને૦
સત્ય વિરાગ થયાવિના, પ્રભુપદપ્રાપ્તિ નહિ,
દગ્ધ થયું ક્લેશાગ્નિથી, ભવોદધાનમાં રહી; ત્યજીને૦
વિષયપ્રતિના મોહને, ત્યજ્યા વિના ન વિરાગ,
સુખાર્થ સત્વર ત્યાગજે, તે પ્રતિનો દઢ રાગ; ત્યજીને૦
પુસ્તક વાંચ્યે નથી થયો, વિષયપ્રતિ ધિક્કાર,
સમર્થ સદ્‌ગુરુશરણથી, ઉપજશે નિરધાર; ત્યજીને૦
દઢ પુરુષાર્થ કર્યા વિના, નરવર નરહરિ રાય,
પ્રાપ્ત નથી સ્વપ્ને થવા, ભલે કલ્પ શત જાય; ત્યજીને૦
કીધા વિણ સ્થિર ચિત્તને, થવો ન સત્ય પ્રયત્ન,
જળરેલાસમ ચિત્તને, લક્ષ્યે લે કરી યત્ન; ત્યજીને૦
ચિત્તસરિતા વાળજે, પ્રભુચરણોદધિમાંહિ,
ત્યાં જ ક્લેશનિવૃત્તિ છે, જગમાં અન્ય ન કયાંહિ; ત્યજીને૦
રાખ્યે દક્ષિણ પશ્ચિમે, ધ્રુવને નવ સ્થિર થાય,
પુનઃ પુનઃ ઉત્તરપ્રતિ, વેગ કરીને ધાય; ત્યજીને૦
ચિતધ્રુવને રાખજે, ઇષ્ટાભિમુખ નિત્ય,
ધ્યાતા ધ્યેયસ્વરૂપ થઇ, રહીશ તું જ ખ્યાત; ત્યજીને૦
અન્ય જગજ્જીવોસમો, ન તું નિરાશ્રિત ભાઇ,
સમર્થ સદ્‌ગુરુ પ્રાપ્ત છે, કરી લે સાચી કમાઇ, ત્યજીને૦
દઢ ભક્તિ કરીને હવે, રીઝવ નરહરિનાથ,
જજે નિર્ભય દેશમાં, ગ્રહીને નરહરિસાથ; ત્યજીને૦

---

## भक्ति ए ज अखंड सुखनो अमोघ उपाय छे.

### પદ ૭. મેવાડો.

પ્રભાતના સમયે રે, સ્મરજે જીવ ઇષ્ટને રે,
જેથી જાશે તુજ ભાવિતું અનિષ્ટ;
વળી સર્વ જાશે રે, દોષો અવશિષ્ટ જે રે,
તથા પ્રાપ્ત થાશે સહજ અભીષ્ટ. પ્રભાતના૦
શાસ્ત્રો સઉ વર્ણે રે, બ્રાહ્મમુહૂર્તમાં રે,
ઇષ્ટચિંતનવિણ કરવું ન કાંઇ;

સઉથી આદિમાં રે, શુદ્ધિ કરી શરીરની રે,
પ્રભુ સ્મરવા નિત્ય પ્રાતર્માંહી; પ્રભાતના૦
વ્યવહાર ઉપાધિરે, અંતરથી ટાળીને રે,
સ્થિર ચિત્તે ધરવું, પ્રભુનું ધ્યાન;
ક્રમે ક્રમે ચઢતાં રે, અપાયોને ટાળીને રે,
થાવું અંતે ધ્યેયસ્વરૂપ સમાન; પ્રભાતના૦
ખાવું હરવું ફરવું રે, સર્વ જન તો કરે રે,
લેશ નથી એમાં મોટાઈનું કામ,
પ્રસન્ન પ્રભુને રે, કરવા ચિંતિ તેમને રે,
દર્શન થયે નમવું પદે મુકી મામ; પ્રભાતના૦
કાકભુષંડાદિ રે, નીચ દેહે ઇષ્ટને રે,
મેળવીને થયા છે તેથી અભિન્ન;
નરતનુ તારે રે, ધિક જો તું નહિ થશે રે,
પ્રભુપદમાંહિ સદ્ય વિલીન; પ્રભાતના૦
શ્રીગુરુઉપદિષ્ટ રે, જાપ જપી ઝાંખજે રે,
તે શ્રીસદ્‌ગુરુને હન્મંદિરમાંય;
સેવા કરજે તેની રે, માનસિક પૂજને રે,
જેથી અંતે વર દેશે જગરાય; પ્રભાતના૦
ભાવેથી સાષ્ટાંગો રે, કરજે ચરણોમહિ રે,
જવ લગી ધારે શિર વિભુ હસ્ત;
તુજ પીઠઉપર રે, હસ્તદ્વય મૂકશે રે,
તવ અઘ જાશે તારાં સમસ્ત; પ્રભાતના૦
અપાર શાંતિને રે, અનુભવજે અંતરે રે,
ત્રિતાપનું બળ શમી જાશે સદ્ય;
વ્યવહારઉપાધિ રે, ક્ષણમાંહિ વહી જશે રે,
દૃશ્ય અનુભવીશ સ્વરૂપ અનવદ્ય; પ્રભાતના૦
શેષ સરસ્વતી રે, આતાં ગુણો થાકતાં રે,
તેવા ગુરુગુણ કો વર્ણે જીવ;
ધન્ય તેહ જનને રે, સાધનોને સાધીને રે,
થાયે જેઓ નરદેહમાંહિ શિવ; પ્રભાતના૦
અંતવચન જે કહું છું રે, શુણજે દઇ ચિત્તને રે,

ધારીને શ્રી નરહરિ લક્ષ્યસ્થાન;
પ્રયાસ તું કરજે રે, સુષુમ્ણાના માર્ગથી રે,
સદ્ય જેથી થઇશ પ્રભુની સમાન; પ્રભાતના૦

## प्रतिज्ञापूर्वक प्रार्थना.

પદ ૮. ( શું નટવર વસંત—એ લય. )

મેં તો લીધી પ્રતિજ્ઞા આજ બ્રહ્મચર્યની,
બ્રહ્મચર્યની, થવા આર્યવર્યની; મેં તો૦
પૂર્વે ઋષિમુનિ પાળતા, ધારી જે દૃઢ ટેક,
નષ્ટભ્રષ્ટ તે ભાસતું, આજ આર્યમાં છેક;
અધમ આ સ્થિતિ પ્રાપ્ત થઇ જે ત્યજ્યા થકી,
માનવો ગણાયા, પંક્તિમાં અનાર્યની,
સહુ અનાર્યની, પંક્તિમાં ન આર્યની; મેં તો૦
સત્પુરુષો સત્શાસ્ત્રથી, તેવા પુરુષ સ્તવાય,
યથાર્થ પાળે નિયમ જે, બ્રહ્મચર્ય વિધિમાંહ્ય;
તેથી નિશ્ચય કરી આજ, દૃઢ વ્રત ધાર્યું રે,
પાલન કરવું બ્રહ્મચર્ય, એવું વિચાર્યું રે,
મનમતિમાંહિ જે વડે, અનુપમ લાભ જણાય,
બ્રહ્મચર્ય આ સુખદ તે, અહેવા વૃત્તિ ધાય,
જેની પ્રતિષ્ઠા અવર સકલ સિદ્ધિ આપની,
કાં જે મહત્તા આ વિશ્વમાંહિ વીર્યની,
શુદ્ધ વીર્યની, દૃઢ શુદ્ધ વીર્યની; મેં તો૦
પૂર્વ પુરુષનાં જોઇને, દૃષ્ટાંતો ઉરમાંહ્ય,
બહુ ઉત્સાહ પ્રવર્તતો, તે કેમ પ્રાપ્ત કરાય,
બનવા સર્વોત્તમ આર્ય, ઉપાય શો છે રે,
બ્રહ્મચર્ય એક લહી આજ, તેહ લીધો છે રે;
અલ્પ સમય પણ પાળતાં, આગ્રહ ધરી જે ઉર,
અમોઘ ફળ પ્રકટાવતું, વદતા સર્વ ભૂસુર,
અર્પો બલ ઇષ્ટ શુદ્ધ, સંકલ્પ પોષવા,
સહજ સિદ્ધિ થાય જેથી ઇષ્ટકાર્યની,
ઇષ્ટકાર્યની, સિદ્ધિ થાય કાર્યની; મેં તો૦

## વર્ષારંભે યાચના.

પદ ૯: મેવાડો.

નૂતન આ વર્ષે રે, પ્રણતિ કરી યાચીએ રે.
દેજો નિજ જનને અભયદાન;
અવશિષ્ટ હોયેરે, સાધનો જે સાધવાં રે,
સધાવજો તે આ વર્ષે ભગવાન્; નૂતન૦
વ્યવહારે રૂઢિરે, ભોણી માગવાતણીરે,
નવીન આ વર્ષે નિજ ધણીપાસ;
સર્વે અમે ભૂલોરે, આપપાસે યાચીએરે,
ઈપ્સિત દો સર્વનું, ગણી નિજ દાસ; નૂતન૦
વાંકા ચૂંકા હોયે રે, તદપિ ઘઉંના રોટલા રે,
એવું જાણી કોઈ ન ત્યજે દે ક્યાંહી;
વિધિહીન યત્નો રે, જે જે સાધે તેતણા રે,
પર્વતસમ ગણજો યદ્યપિ રાઈ; નૂતન૦
તેવું કરતાં પણ જે રે, શ્રમ પામે સાધકો રે,
માતા રાખે અંપગે સુતપ્રતિ પ્રીત;
એની રીતે તે પ્રતિરે, કૃપાકિરણો નાંખીને રે,
દેજો પ્રભો ! અંતે પદ સચ્ચિત્; નૂતન૦
સહુનું શુભ થાજો રે, આપકૃપાએસવડેરે,
ઉતરોત્તર ભાવિ વર્ષની માંહ્ય;
પ્રેમ બહુ વાધો રે, આપપ્રતિ સર્વનો રે,
જેથી સુલભતાથી શ્રેય સધાય; નૂતન૦
આયુષ્ ને આરોગ્ય રે, વ્યવહારસુખ તથા રે,
મનોબલ અધ્યાત્મબલ એ સર્વ,
ઉચ્ચ જાતિનું અર્પો રે, સેવકોને ભોણીમાં રે,
( પછી ) અન્ય સમીપે યાચવું, રહે નવ શર્વ ! નૂતન૦
અંતે વદીએ એટલું રે, ઉચ્ચાધિકારી કરી રે,
ચિતિસ્વરૂપે તન્મય કરજો નાથ,
ભિન્ન પદ ટાળી રે, અભિન્ન કરી પ્રભો ! રે,
નૃહરિ સચ્ચિત્ પદ સ્થાપો ગ્રહી હાથ; નૂતન૦

## ઇષ્ટમાં અભિન્ન થયેલી વૃત્તિના વચનો.

**પદ ૧૦.** (પ્રાપ્ત થયો યદુનંદન જાગો, એ લય.)

આજ પ્રભુપદમાંહિ શમાયો;
અન્ય સ્થલે ના ભ્રમાયો રી; ... ... ...આજ૦
આધિવ્યાધિ સહુ ભય ભાગ્યાં, ભવોદધિ શાંત જણાયો ...રી...આજ૦
જાગ્રતનિદ્રાસ્વપ્નવિષે પણ, ચિતિઆનંદ લહાયો ...રી...આજ૦
ભાન ભુલાયું પદમાં શમતાં, ભયક્લેશાદિ ભુલાયો ...રી...આજ૦
ઉચ્ચ વિચાર સ્ફુરે ઉર અંતર, જનિમૃતિભાવ વિલાયો...રી...આજ૦
રસના ત્યજતી અન્ય પંક્તિઓ, નિજસુખલ્હાવ ગવાયો...રી...આજ૦
ચૈતન્યજ્યોતિ હૃદયે પ્રકટી, અંધકાર આ પળાયો......રી...આજ૦
હૃત્પદ્મે નૃહરિપ્રભુવિત્તને, આજ અપાર કમાયો.........રી...આજ૦

---

## સ્વરૂપમાં મતિ સ્થાપવા ઇષ્ટને વિજ્ઞપ્તિ.

**પદ ૧૧.** ( દેવીનાં ભાગ્ય શાં રે વખાણીએ આજ. )

સ્વરૂપે મતિ સ્થાપો, સ્વરૂપાભિન્ન નાથ !
સુખદ પદ આપો, હે સુખઘન તાત !
રત રહેતા જ્યાં રે, મહાજન સઘળા રે,
મળે જ્યાં રહેથી સુખશાત; સ્વરૂપે૦
બાહ્ય વિષયમાં રે, વૃત્તિ ફેરવતાં રે,
આવી દુઃખ પ્રાપ્ત થતું હાથ; સ્વરૂપે૦
તે સ્થલમાંહિરે, સ્થાપજો જ્યાંહિ રે,
મળે સચ્ચિતસુખમાત[1]; સ્વરૂપે૦
અદ્યાપિ સુધીરે, ગ્રહી બુદ્ધિ ઉંધીરે,
ધાયા વિષયના કુમાથ[2]; સ્વરૂપે૦
આપ અનુગ્રહે રે, જાણીયું આજે રે,
વિષયસેવને અંતે ઘાત; સ્વરૂપે૦
વૃત્તિલોહને રે, સ્પર્શમણિથી રે,
સ્પર્શાવી કરો સ્વર્ણજાત; સ્વરૂપે૦
પ્રલ્હાદ ધ્રુવસમરે, કરી અમ અંતર રે,
સ્વરૂપ થજો સાક્ષાત; સ્વરૂપે૦
સ્વસ્વરૂપ જ્યોતિરે, વૃત્તિ ન જોતી રે,
ચિતિસુખ દઇ દેજો સ્વાસ્થ્ય; સ્વરૂપે૦

---

૧ સમહ. ૨ ખોટા માર્ગ.

શુદ્ધ વૃત્તિ થાનારે, સ્વરૂપને જોતાં જે,
અજ્ઞાનબળ થજો મહાત; સ્વરૂપે૦
દુઃખ નિવારીરે, અજ્ઞાન મારી રે,
ઊર્ધ્વ સ્થાપજો રહી સાથ; સ્વરૂપે૦

---

## साध्यने सिद्ध करवाथीज साधकत्व सार्थक छे.

**પદ ૧૨.** ગરબી. (સાધક શૂરા, જો જિતો તો મનરિપુ, એ લય)

સાધક શેના, જો દુઃખત્વ તથા કંગાલપણું છે,
સુખ આવે ના, તો તો સાધકપણું નિજ વ્યર્થ ગણ્યું છે.
થઇ આમ્ર ન જો માધુર્ય મળે, મોગરો થઇ કંટક નીકળે,
થઇ રાજા દારિદ્ર્યે પ્રજળે ? સાધક૦
ધનપતિ જન ત્યારે કહેવાયે, વૈભવથી વિશ્વે રહેવાયે,
અત્યજગૃહ ભવન શું લહેવાયે ? સાધક૦
સાધકલક્ષણુ શાસ્ત્રો શું વદે, નિર્જ પ્રભુને રાખે તેહ હૃદે,
નવ ચળતો કદીએ ભય વિપદે; સાધક૦
નવ અંતર પડરિબળ દાખે, પ્રેમાદિ સર્વપ્રતિ રાખે;
તવ આવે તે સાધકશાખે, સાધક૦
નિજ સમર્થ સદ્ગુરુ શિર રાખી, સાધક કદી દુઃખ ન શકે ચાખી,
શું ગરડ ગણાય ઉડતી માખી; સાધક૦
પ્રભુ જ્યારે ત્યારે ઉગારશે, આશ્રિતને કલ્પે ન મારશે,
અંતે સાચાં સુખ દઇ ઠારશે, સાધક૦
એમ ધારી જે પ્રેસી રહેતા, નથી હરિ ગુરુ તેને સહાય થતા,
શીદ ઋષિ મુનિ પૂર્વે કરી મરતા; સાધક૦
ભયસામે બળથી બાથ ભીડો, ધીરજથી ફેડી દો પીડો,
યત્ને પ્રભુ સહાય નિયમ રીડો; સાધક૦
નોળીયો સર્પથી શું બ્હીતો, બકરીથી શું કંપે ચિત્તો,
પોપટથી શું બ્હીતા ગીધો ? સાધક૦
જેને શિર નૃસિંહ રાજે છે, તે સાધકથી ભય ભાજે છે,
એ નિયમ ન વિશ્વે આજે છે;
નિર્ભય નિઃશંક થઇ વિચરો, થઇ નૃહરિશિષ્ય વૃથા શું ડરો,
ધીંગો ધણી માથે છે જબરો; સાધક૦
ગેં ગેં પેં પેં છોડી દેવી, નિર્ભયતા હાલ કરે લેવી,

વિશ્વે નૃહરિ જય જય કહેવી; સાધક૦
નથી તમઅર્થે ભય દુઃખાદિ, કારણ સદ્‌ગુરુ તમ છે સાથી,
તમ કાજે સુખ વૈભવ આદિ; સાધક૦
નૃહરિગર્જનથી દુઃખ જાશે, સાધક સિદ્ધપદે સોહાશે,
( જે ) નિર્ભય નિઃશંકપણું રહાશે; સાધક૦

## स्वरूपसुखमाहात्म्य.

પદ ૧૩. ( માથે મટુકી લઈ જાઉં, એ લય. )

એ.....સુખને કહી શું શકાય,
શાસ્ત્ર જેને ' નેતિ ' વદી મૌન થાય, એ૦
જે સુખાર્થે વિષ્ણુ, બ્રહ્મા, દેવ, શિવ સઉ યત્ન કરતા,
આજે ઉરે તે જણાય; એ૦
જે મળે પ્રામવ્ય રહે ના, સહજ મળતાં દુઃખ જાતાં,
અંતર તેથી ઉભરાય; એ૦
સ્વર્ગ આદિ ચૌદ લોકો, તે વિના બીજે વિવેકો,
ક્યાંહિ ન કોથી દેખાય; એ૦
સાચી ભક્તિ જો કરે તો, સન્મુખોને તે વરે તો,
અન્ય દુખોમાં પીલાય; એ૦
જો ન આ સુખ સહજ માણ્યું, સર્વ કીધું તે નકામું,
સર્વોપરિ આ ગણાય; એ૦
જન્મ અહિં છે, પામવા જે, ધન્ય પામી જે શકે તે,
અન્ય પશુ કહેવાય; એ૦
ઈશઅનુગ્રહથી જણાતું, વેદ ઋષિ મુનિથી ભણાતું,
મળ્યે શિવત્વ પમાય; એ૦
શું વદે તે, ક્ષુદ્ર વાણી, મૌન રહેતી માત્ર જાણી,
અનુભવથી જ સદાય; એ૦

## अभयपद अर्पवा इष्टने विज्ञप्ति.

પદ ૧૪. પ્રભાત.

જીવને ઈશના ઈશ પ્રભુ આપને, આ સમય વિનયથી પાય લાગું,
વિષયનાં સુખ સઉ લોક પરલોકનાં, તે તણી આશ ત્યજી અભય માગું;
શુદ્ર આ સુખ સકલ, આપના દાસને, જાણું દુર્લભ નથી સર્વ કાળે,

આપ સર્વજ્ઞ પ્રભુ આપવા શક્ત છો, જોઇતું જીવને સર્વ હાલેx.
આપવિણ કોઇ દાતા નથી વિશ્વમાં, (જે) સકલ જીવોતણા અર્થ સારે,
તોય પણ જીવ અલ્પજ્ઞતાથી સદા, અન્ય જન આપતા એવું ધારે;
યાચતા ભોગ તો આપતા ભોગને, મોક્ષ માગ્યે પ્રભો મોક્ષ આપો,
જે સ્ફુરણથી જપે જીવ આ આપને, સમજિ ઈપ્સિતપદે સદ્ય સ્થાપો.
દુષ્ટ દુર્જન દુરાત્મા ધરી કુટિલતા, માગતા હરઘડી કોઇ વસ્તુ,
તેમને પણ દયા દાખવી આપતા, ના જુઓ મૂલ્ય દે મોંઘુ સસ્તું;
તો પછી આપના દાસજેવો હું તો, તેહને કેમ તજશો કદાપિ,
આશ નિશ્ચય ઉરે આપની પૂર્ણ છે, આપ કમ્ણા શકો નહિ ઉથાપી.
દોષના કોષ તો છે રહ્યા અંતરે, હોઉં નિર્દોષ તો ક્યાંથી આવું,
દોષને આપ તો કાપનારા જ છો, આપ કરણાથી નિર્દોષ થાવું;
વિષયને ભોગવ્યા નિત્ય મેં અવનવા, કોઇથી સાચું સુખ નાહિ દીઠું,
હારી અંતે થયો આપને શરણ હું, કહુ સઉ, આપનું શરણ મીઠું.
ના હવે નાંખશો ક્ષુદ્ર વિષયે પ્રભો! ઉચ્ચ પદમાં મતિ સદ્ય જોડો,
અભય દઇ ક્ષય કરો દુષ્ટ સંસ્કારને, સ્વરૂપમાં સ્થિતિ કરું તાણી સોડો.
ભયદ સઘળું જગત્ અનુભવ્યું હે સુખદ! આપનું શરણ છે અભયદાતા,
નાથ નરસિંહ તે અભયપદમાં રમું, એવું કરજો દઈ સુખશાતા.

---

## मंगलमय समये हितयाचना.

**પદ ૧૫.** ( શું નિર્મળ જળની તળાવડીમાં ઉછર્યો. )

મંગલકારક સર્વેશ્વરપ્રભુ, વદીયે જય જયકાર,
મંગલપ્રદ આ નૂતન વર્ષે, સાધો હિત અપાર;—
શુભ દિવસે દાતા દે જાણી, યાચક નિજ ઇચ્છાનુસાર,
યાચે એ છે સુપર્વ કેરો, ઉભયતણો વ્યવહાર;—
તે નહિ દાતા શ્રેષ્ઠ ગણાતો, પોતાનું ધાર્યું દેનાર,
યાચકનું ઇચ્છ્યું દે તે તો, સાચો છે દાતાર;—
અલ્પશક્ત શ્રીમંતો જગમાં, દે તે સદા નહિ ટકનાર,
સર્વશક્ત પ્રભુ આપ આપજો, (જેથી) યાચવું રહે ન લગાર;—
સર્વ જીવની ઇચ્છા ન્યારી, એક ન ઇચ્છા કહી શકનાર,
સઉના અંતરની જાણી, તદ્દત્ દો અપરંપાર;—
રડી કે રૂડી ઇચ્છા પણ, યાચક યાચે જેમ અધિકાર,

---

x હાલ પણ.

તે પ્રતિ અલક્ષ નવ કરતાં પ્રભુ! પૂરજો આણી પ્યાર;
આપતણા આ અખિલ વિશ્વમાં, નથી કોઇ હાનિ કરનાર,
તો પછી માગ્યું દેવામાં વિભુ, શીદ કરો છો વાર,—
દષ્ટ અને અદષ્ટ સર્વના, કષ્ટ નષ્ટ કરજો આ વાર,
સુખ શાંતિ આનંદ અર્પજો, પ્રકટી ઉદયાગાર,—
નથી ખોટ આવવી દેવામાં, જરીએ આપતણે દરબાર,
એથી નિઃસંકોચ યાચીએ, થઇ સાચા હકદાર,—
ટેક અમારો યાચકકેરો, નીભાવજો ખોલી ભંડાર,
ખોલાવી ખોલાવી દેજો, કોપ ન કદી ખૂટનાર,—
આજ અમારા અર્થ પૂરજો, પ્રકટાવીને શુભ સંસ્કાર,
અનેક માર્ગે ઉન્નતિ દેજો, કરતા આ ભવપાર,—
નરહરિ દાતાવિણુ આ વિશ્વે, ભુખ અમારી ન તૃપ્ત થનાર,
ઉપેન્દ્ર તેવા દાતા શિર લહી, વહીયે ન વારંવાર;—

---

## प्रभुस्मरणपरायण थवा मनने प्रबोध.

### પદ ૧૬. રાગ ભૈરવ.

મન ઉદ્દત થા તું હાવે, આવો સમય પુન નહિ આવે. મન૦
હરિસ્મરણરૂપ નાવો એક જ, ભવસાગરપારે જે લાવે. મન૦
ષટ્રસ્ટનથી કોટિપુરયો, જ્ઞાનતરનાં ફ્લ આવે. મન૦
કામક્રોધ આદિ શત્રુઓ, આ વિશ્વે મહાયોધ કહાવે. મન૦
પણ જો સદ્ગુરુચિંતન શસ્ત્ર છે,–તુજ પાસે, તવ સઘ હરાવે. મન૦
ઉત્તમ કુળ તુજને મળીયું છે, શીદ તુ વિષયે મોહી લજાવે. મન૦
પ્રાપ્ત થયું નરતનુ મહા મોઘું, ધિક્ તુજને જો વૃથા તે ગુમાવે. મન૦
આવા સન્મય નરહરિ પ્રભુમાં, સ્મરજે નિત્ય તું સદ્ગુરુ ભાવે મન૦

---

## चिद्रसनुं पान करवा प्रबोध.

### પદ ૧૭. (એ...માથે મટુકી લઇ જાઉં; એ લય.)

હે......પી યો ચિન્મધુ કોઇ,
વેગે કરી હ્રદયે સરીને પ્યેય જોઇ, હે.
નાશ થાયે મૃત્યુ જેથી, જાય જરા જે પીધેથી,
નાંખે મહામળ ધોઇ; વેગે કરી૦
સેશ દૂર ન, છેક નિકટે, જવું ત્યાં નથી માર્ગ વિકટે,

અશુ ખરાવો શાદ રોઈ, વેગે કરી૦
હન્પ્રદેશ ભરેલા તેથી, અખુગ રહેતો વાપરયેથી,
રહેજો તેમા ચિત્ત પ્રોઈ, વેગે કરી૦
શાંતિથી સરી હન્મદિરે, જોઠ નૃહરિ આ શરીરે,
ભ્રાંતિ સર્વે નાખો ખોઈ, વેગે કરી૦
દોશ ચારને ભેદી જાજો, આનદે જઇ સુખી થાજો,
મુક્ત્રાઓ શાદ સુખી હોઈ, વેગે કરી૦
તે ચિદર્ણવ પીને પાજો, તૃપ્તિપર્યંત તેમા ન્હાજો,
(અતે) સચ્ચિતસ્વરૂપે રહો સ્હોઇ વેગે કરી૦

---

## स्वरूपानंदनी प्रतीति.

**પદ ૧૮. (વાહ ! ખીની શુ રહ્યો, એ લય)**

અહો ! કેવી શુ રહ્યો ઉરે સ્વરૂપાનદ,
તુર્યાં જાગ્રત્ સ્વપ્નમાહિ, સુષુપ્તિમા પણ થાતો સ્વરૂપસ્પદ અહો૦
વૈખરી મધ્યમા પશ્યતિને, પરામાં સતત વહેતો નિજાનદ, અહો૦
દશ્ય અચિર આ જડ પ્રપચે, તત્ત્વચિતને ભાસે સ્વરૂપસુખકદ, અહો૦
અતર્ બહિર્ હન્મર્ધ પ્રદેશે, દ્દષ્ટિ જ્યા પડે ત્યાહિ જોતો સ્વરૂપચદ,અહો૦
સ્વરૂપપ્રકાશે અજ્ઞાન જાતુ, અર્ક ઉગતા જેમ થાતુ તિમિર મદ, અહો૦
જગ આ સઘળુ હરિમય ભાસે, અળપાતુ દુ ખ આદિનુ આક્રદ, અહો૦
ભાસે સ્વરૂપવિવર્ત દશે દિશ, દષ્ટિએ આવતુ સકલપ્રપચવૃદ, અહો૦
હુ તુ ભેદ શમ્યા એ સ્વરૂપે, ગયો સ્વપર ભાવતણો સકલ દ્વદ, અહો૦
એક જ ચિન્મય માન નિહાળુ, સમાન ભાસતો દરિદ્રને [1]પુરદ, અહો૦

---

## सर्वत्र चैतन्य जोवानो अभ्यास राखवो ए ज श्रेयस्कर छे.

**પદ ૧૯. (જુઓ યુવતીએર જગતમા રે, એ લય)**

જુઓ જુઓ પશુપક્ષીનરનારદિને એક ચૈતન્ય લહાય,
જુઓ દેવ ને દાનવ રાય ને રકમા, ચિતિસમત્વ જણાય,
ગે ધર્મવકમા બ્રાહ્મણશૂદ્રમા એક ચિતિ રેલાય
અહા ! એ જ ચિનિમહિમાય જુઓ૦
ભોગ જનપ્રતિ પ્રીતને, ક્ષુદ્રપ્રતિ તુચ્છ ભાન,

---

૧ ઇદ્ર

રહેતો જેના અંતરે, તે નર નહિ ખર સાવ,
હલકાઉચ્ચ ગણી ચિતિ કોમાં, ભેદ ન રાખે જરાય;
પછી મનુષ્યે કેમ કરાય? જુઓ૦
ઉચ્ચ જનો નજરે થતાં, ઉપજે અધિક ન પ્રેમ,
નીચ દષ્ટિએ આવતાં, ઇચ્છે તેનું ક્ષેમ,
એ ચિતિભાવ યદા ઉર પ્રકટે, અંતરમાંહિ સદાય,
ત્યારે ચૈતન્યમય થવાય; જુઓ૦
એક ચિતિ સર્વ સ્થળે, રાજે ધારી ઉર,
અલ્પાધિક પ્રીતિ ધરી, ચિતિથી રહેવું ન દૂર,
શરીરમાં ગુમડું થતાં તે સ્થલ શસ્ત્રે નહિ છેદાય,
તેમાં પ્રીતિ ન અલ્પ કરાય; જુઓ૦
તેમ ઉચ્ચનીચ જનપ્રતિ, અંતર ચિતિ ગણી એક,
અલ્પાધિક નવ પ્રેમને, કરવો લઇ વિવેક,
ચૈતન્યરાજ્યમાં રંક ન કોઇ, કોઇ જણાય ન રાય,
પ્રાણીમાત્ર સમાન ધરાય; જુઓ૦
દુર્ગુણી જનને દેખતાં, ઉપજે ના કદી ત્રાસ,
(કાં જે) તેના હૃદયાકાશમાં, રહેતો ચિતિપ્રકાશ,
પુણ્યવાન્ અને પાપીને જોતાં, સરખી પ્રીતિ થાય,
ત્યારે ચિતિકૃપાને પમાય; જુઓ૦
સઉપ્રતિ સમાન સ્નેહને, ધારી અહોનિશ ભ્રાત!
એ ચિતિગુણને ગ્રહી સદા, થઇ જાવું ચિતિવ્રાત,
ચિતિવિના નવ ચૌદ ભુવનમાં અન્ય કાંઇ દેખાય.
તદા નહરિમાં જ ભળાય; જુઓ૦

---

## सन्मति अर्पत्रा स्तवन.

પદ ૨૦. (કાનનમેં, તોરી મુરલીકી ધુન-એ લય.)

બાલકને, મતિ દેજો મતિપતિ! આરંભમાં નમી વદે; બાલ૦
જ્ઞાન તથા સન્મતિપ્રેરક છો, ગાતાં શાસ્ત્રો ભવ્ય સ્વને; મતિ૦
હૃદયતિમિર અજ્ઞાનતું સઘળે, સ્થિત છો જેના હૃદ્ભવને; મતિ૦
અજ્ઞાનઉલૂક સત્વર નાસે, ઉદય જ્ઞાનરવિ થાય કને; મતિ૦
દેજો સુમતિદાન શિશુને, તેમ જ શિશુમતિ પુરુષને; મતિ૦
બાલક પણ જો સિંહનું હોયે, ડરતા સર્વ શૃગાલ વને; મતિ૦

આપ નૃસિંહતણા બાલક સઉ, કરજો આપસમા અમને, મનિ૦
નિર્બલતા બીરતા હણીને, કરજો નિઃશંક નિર્ભયને; મનિ૦
સર્વ અવિદ્યાધર્મ ટાળીને, સ્ફુરાવો અંતર સ્વરૂપને. મનિ૦
અજ્ઞાનપંકથી બહાર કાઢીને, સ્થાપો જ્ઞાનરૂપી ગગને. મનિ૦
જેને નૌકા જ્ઞાનતણી છે, સહજે તરી જાયે ભવને; મનિ૦
અનુભવજ્ઞાન પ્રભુ દો આજે, અતીવ ઇચ્છા સર્વ મને; મનિ૦
નૃસિંહપ્રભુ 'અસ્તુ' કહી અર્પી, દેજો નિરંતર આશિષને; મનિ૦

---

## स्वरूपमां स्थित थवा मनने प्रबोध.

**પદ ૨૧.** ( મન માયાના કરનારા રે, જરી જોને, એ લય )

ક્ષુદ્ર ઝુંપડીમાં વસનારા રે, સદ્ય મહાલય શોધી કાઢ તારા,
જ્યાં પ્રકાશ, નહિ અંધારાં રે, નોય ઝુંપડી આ મહેલ તે તો ન્યારા.
દીવેલ કોડીયું ઝુંપડી તારી, વિદ્યુત્સમા બળનારા,
અપૂર્વ મહેલ ત્યજી રહે કાં ઝુંપડીમાં; શુદ્ધ સ્થાનમાં રહેનારા રે; સદ્ય૦
દર્ભની સાદડીઉપર પડે કાં, રૂની ગાદીએ પોઢનારા,
ધાણીના આંગણા જોઇ ફુલાતો શું ત્યાંડી ગયા ચણા સારા રે; સદ્ય૦
ઝુંપડી તારી તું માનીને દુઃખી થનો, નિંદીને ભાગ્ય તુજ પ્યારા,
(પણ)તારે કાજે તો કાંઈ જૂદું મંદિર છે, ધનવૈભવો જ્યાં અપારા રે; સદ્ય૦
સાચો તું માલ ખોળી, હાથ કરી બેસજે, છોડીને કચરા નઠારા,
જેને ગ્રહણ કર્યે જનિમૃતિ ટળતાં, છૂટે આ ભવભયભારા રે; સદ્ય૦
એવું છે એક સ્થાન, જેને પામ્યેથી જતા સર્વ પ્રકારના તપારા,
નરહરિપદ તેહ શોધી ત્યાં બેસજે, શિવરૂપ થઇ મિત્ર મારા રે; સદ્ય૦

---

## मनुष्यजन्म सार्थक क्यारे थाय छे?

**પદ ૨૨.** (નેણુમાં નિંદા નાવે જરી, એ લય.)

જગમાં જીવ્યું ત્યારે ખરૂં,
જ્યારે જીવ મટી શિવ થવાય રે; જગમાં૦
પશુ પક્ષી પ્રાણી વનસ્પતિઆદિ,
જીવતાં હજારો યુગ જાય રે; જગમાં૦
તેમાં ને તારામાં ભેદ છે કેટલો,
વિચારી જો તું ઉરમાંહ્ય રે; જગમાં૦

મન બુદ્ધિ આદિ કરણો છે મળીયા,
દશ ઇન્દ્રિયોનો સમુદાય રે, જગમાં૦
ચેતનાશક્તિ પ્રગટ છે તુજમાં,
(તે) વિસરી કાં સ્વરૂપ ચહાય રે, જગમાં૦
આત્મ જો ટાળ્યો ને ફેરી ન આવી તો,
આત્મરક્ષ કેમ તે લહાય રે, જગમાં૦
દષ્ટનું શરણુ મરણુ છે વિશેષમાં,
ન તેથી જે લાભા લેવાય રે, જગમાં૦
વેદાન્તાદિ ગર્જન કરી કહે,
હરશિવ અભિન્ન ગણાય રે, જગમાં૦
મિથ્યા ન માન તે વચનો હવે વીર,
સત્ય, જો અનુભવે મુકાય રે જગમાં૦
નથી ગિરિ, જગત ત્રીયા ડોળના,
નથી જવાનુ બીજે ક્યાંય રે, જગમાં૦
તેમને મીચી વૃત્તિને રોધી,
અજરામર ચક્રે જો સ્થપાય રે જગમાં૦
ક્રમે ક્રમે દઢતાથી કાળ વધારતા,
જીવશ તુ પોતાને શિવરાય રે, જગમાં૦
ઓળખી પોતે પોતાને સંશય ખોજે,
ગૂઢ એ અન્યથી ન કળાય રે, જગમાં૦
અનુભવી જન તો સહજમાં માણશે,
સાચુ સચ્ચિતપદ ત્યાંય રે જગમાં૦

---

## ક્રર્તવ્યસિદ્ધિઅર્થે સુબોધ.

પદ ૨૩. ( શ્રાવણના સરવન, જાદુગીનટે રૂપ ખોદાવ્યો એ લય. )
સર્વસિદ્ધિના નગરબિચ છો, નમી વદુ તે શુણજો સઉ કર્ણે,
સમય આવે મરશો આચરશો તો સત્સુખ સતત માણશો રે.
સન્ત્રી અનુભવની આ વાણી, શાસ્ત્રિસમ તે વચન પ્રમાણી,
સમજી રહેશો ઉરમાં માણી, તો અંતે નીખ વખાણશો રે.
જગમાં બહુ જન સુખને માને, પન ફરે પણ રહે દુ:ખમાં તે,
સાચા સુખના ઉપાય શા છે, તે જાણ્યાવિણ દુઃખે સડે રે.
બંધ ને મોક્ષનુ કારણુ મન છે, શાસ્ત્રનુ એ સુપ્રસિદ્ધ વચન છે,

અનુકૂલ મન તો સુખનું સદન છે, આ પ્રતિકૂલ મન દુઃખે ગડે રે.
બંધ એ દુઃખ ને મોક્ષ એ સુખ છે, બંધ પ્રાપ્ત થાતાં દુઃખમૂળ છે,
મોક્ષેચ્છુએ લહેવું સુખમયૂખ, જે ઇષ્ટકૃપાથી આવતું રે.
અજ્ઞાનથી દુઃખ આવી મળતું, જ્ઞાનવડે મન સુખને રળતું,
જ્ઞાનાગ્નિમાં કર્મઘાસ પ્રજળતું, ( જેથી ) પ્રારબ્ધનું નવ ફાવતું રે.
તેથી જ્ઞાનની પ્રાપ્તિ કરવા, જીવે સતત ઉદ્યોગ આદરવા,
બ્રહ્મસદનમાં ઇચ્છે ફરવા, તો વિણજ્ઞાને પંગુસમ સ્થિતિ રે.
જ્ઞાનતણા દ્વય પ્રકાર પડતા, વાચક ને અનુભવ કહેવાતા,
અનુભવજ્ઞાને જીવ સોહાતા, તો મુક્તિમંદિરમાં તેની ગતિ રે.
વાચક જ્ઞાન ન જ્ઞાન ગણાતું, માત્ર મુખેથી જે જે ભણાતું,
એથી ન આંતર દુઃખ હણાતું, શું વ્હેરના લાડુથી ભુખ જશે રે.
અધિક કદી દુઃખરૂપ થઇ રહેતું, વિણસમજ્યે જે મુખથી કહેતું,
અનુભવી જ્ઞાન તો કોઇક લહેતું, જે મળતાં જનિમૃતિ ભાગશે રે.
યથાર્થ જ્ઞાન તો તેને કહીએ, મળતાં ઈશ્વરરૂપ થઇ રહીએ,
ભયદુઃખક્લેશાદિ જો દહિએ, તો કહેવાય જ્ઞાન મળી શક્યુ રે.
તેવું જ્ઞાન છે આત્મસ્વરૂપનું, તે વિણ બીજું તો દુઃખરૂપનું,
પામવું તો તો ચૈતન્યભૂપનું, જે પામ્યે રહે નવ પામવું રે.
રજ્જુમાં સર્પની જેવી ભ્રાંતિ, ( તેમ ) ચૈતન્યે થઇ જગસંક્રાંતિ,
ભિન્ન સ્વરૂપથી ન જગની ક્રાંતિ, તો દુઃખરૂપ તેમાં કાંઇ નથી રે.
ઉપજ્યું સર્વ સ્વરૂપઉદધિથી, શમશે તેમાં, થાય તેમાં પ્રતીતિ,
અનુભવે ઉતારવું બુદ્ધિથી, તો સુખવિણ બીજું દેખે ના મતિ રે.
જ્યારે વિવર્ત છે ચૈતન્યનો આ, સારૂંનઠારૂં એવા ભેદ ત્યાં શા,
સૂર્યમાં તિમિર રહી શકતું ક્યાં, ચૈતન્યથી દુઃખ દૂર છે રે.
સુખમતિ થાતી જે બનતું તેમાં, તો પછી દુઃખ કદાપિ લહે ના,
સુખસ્વરૂપ અંતે થઇ રહેતાં, તે જીવ નહિ પણ સુર છે રે.
સર્વ સ્વરૂપચમત્કૃતિ જ્યાં છે, લડવું, ચિડાવું તો પછી ક્યાં છે,
રાગ કે દ્વેષ પછી ન રહ્યો છે, જે સુખાર્થિએ ધરે ત્યાગવો રે.
સ્વરૂપનું લક્ષણ છે આનંદ, તે જ્યાં ત્યાં નહિ ખેદ કે આક્રંદ,
પદ્રિપુઓના ત્યાં તો નહિ બંધ, ( જ્યાં ) કેવલ ચિદ્રસ ચાખવો રે.
દેશકાલ વસ્તુથી બાધિત, સ્વરૂપ નથી, એ કેવલ સચ્ચિત,
અનવધિ ઉદધિરૂપે જ્યાં છે પ્રીત, પડતાં તેમાં તે અનુભવે રે.
માટે સુજન સ્વરૂપામૃત ચાખો, યત્ન કરે જે અર્થે સુરવર્ગ આખો,

પામે કોઇક, કરે જન લાખો, મેળવી પછી દુખ ના [1]લખે રે.
જે મળતાં અજરામર બનશો, ત્રિભુવનસ્વામિતને શુદ્ર ગણશો,
જવ એ સ્વરૂપને અનુભવે લણશો, આપે અભિન્ન થઇ જશો રે.
લોહરાશિ સ્વર્ણરૂપે જોશો, [2]ધૂલિને એ રસથી જવ ધોશો,
જ્ઞાનમણિ માણિક્યના કોષો, ઇચ્છાનુસાર, ઉમેડશો રે.
વિષ્ણુનું ઐશ્વર્ય નહિ અંજાવે, શિવનું સામર્થ્ય નહિ હંફાવે.
વિધિની સર્જનશક્તિ હર્ષ ન લાવે, મળતાં સ્વરૂપસમ સ્પર્શમણિ રે.
સંકેત સમજશો સઘળા પળમાં, આવી જશે, સઉ આપની કળમાં,
જવ ચિત્ત પ્રોશો સ્વરૂપ નિર્મળમાં, ને ખાતાં અજર થશો એ કણી રે.
અધિક શું કહેવું સમજજો મર્મે, કહેશે કહેનાર રહી નિજ ધર્મે,
ચેનશો તો જઇ રહેશો હર્મ્યે, નહિ તો આ ભવમાં તો છો રહ્યા રે.
નરહરિચરણકમલમાં નામી, આજથી યત્ન કરો સુખકામી,
થાશો અંતમાં અંતર્યામી, ભેદ ન તમમાં નૃહરિવિષે રે.
શ્રદ્ધા ધરશો જો આ વચનમાં, જ્ઞાન એ પ્રાપ્ત થયું છે સહજમાં,
ઇષ્ટકૃપાને યોગ્યતા આપમાં, તો જોશો ઇપ્સિત દશેદિશે રે.
જાણીને અંતરમાં શમી રહેજો, યોગ્ય પુરુષને સ્વલ્પમાં કહેજો.
નહિ તો મૌન ગ્રહીને વહેજો, તો સુખ અંતે બહુ પામશો રે,
ઇષ્ટાર્પિત બુદ્ધિથી બોલું, સિદ્ધ કરાવશે તે આ બોલ્યું,
જેણે તે પ્રતિ હૃદય છે ખોલ્યું સંશય સિદ્ધિમાં તેને શો રે.

---

## प्राणिमात्रमां समान भाव राखवा सद्बोध.

પદ ૨૪. ગરબી ( પ્રીત પ્રભુ શું બાંધે રે— એ લય )

પ્રાણિમાત્રપ્રતિ જે રે, કે રાખે સમાન પ્રીતિ,
તેશું થાય પ્રસન્ન જ રે, કે પ્રાણિમાત્રપતિ.
સર્વ જનતણા હૃદયે રે, હૃષીકેશ રહે છે વસી,
તેથી સર્વ છે એક જ રે, વ્યક્તિ ન કો સારીનરસી.
માનવદેહ સઘળા રે, મંદિર છે નરહરિનાં,
એવું જાણી તે સર્વથી રે, કે રાખવી સમભાવના.
મૂળ ચૈતન્યમાથી: રે, પ્રકટ થયું દશ્ય બધું,

---

૧ જરીએ પણ ૨ વિષયાસક્તવૃત્તિ.

પછી સારૂં ખોટું કર્યાં રે, ઉંધું ન જ્યાં સર્વ સીધું.
જઇ દેવળમંદિર રે, પૂજા દેવની જે કરે,
તેના કરતાં અધિક ફળ રે, દઇ પ્રભુ તેને વરે.
જેહ પ્રત્યેક જનને રે, સદા નિજરૂપ જુએ,
ભેદભાવને ઉરથી રે, કે તે જડમૂળથી ખુએ.
જવ નાની કેરી રે, ખાટી લાગે આંબાની,
પણ થાતાં મોટી રે, થતી પૂર્ણ મિષ્ટતાથી.
તેમ માનવ સઘળા રે, નથી ખોટા મૂળવિષે,
તેથી દ્વેષ ન ધરવો રે, કદી કોમાં કોઇ મિષે.
ખાટી કેરી જાણી રે, ન રક્ષક ચીડાતો,
મોટી થાતાં મીઠી રે, થશે જાણી સંરક્ષનો.
તેમ અપક્વ બુદ્ધિના રે, મનુષ્યો અપૂર્ણ દીસે,
પણ સમય જતાં તે રે, પરિપૂર્ણતા પામશે,
તેથી દોષ નિહાળતાં રે, કદાપિ ન વ્યગ્ર થવું,
પરિત્યજશે એ ક્રમથી રે, જાણી (એવું) તેમાં પણ મ્હોવું.
શુદ્ધ રૂપે જેને તેને રે, જોવો જેથી તેવો થશે,
જોતાં દોષાગાર તે રે, ક્રમેથી અધઃ પડશે,
તેથી જ્યાંત્યાં સારૂં રે, નિહાળવું સુજ્ઞ જને.
થાય ઉભયની ઉન્નતિ રે, જુએ જે ને જોનારને.
કરવી સ્થિતિ ઉંચી રે, મનની તો આ યત્ન કરો,
ન તો ઇચ્છાનુસારે રે, દુઃખની બૂમ પાડી મરો.
જે આ યત્ને વહેશે રે, તેને પ્રભુ સહાય થશે,
દેવસરખા સર્વે રે, ધન્ય ધન્ય ઉચ્ચરશે.
જુઓ પૂર્વે ઋષિએ રે, એવાં વ્રત આચરીયાં,
જમદગ્નિ દધિચિ રે, સાધી ભવથી તરીયા.
માગે શરીર તો આપે રે, તથાપિ ન ક્રોધ કરે,
વળી આશિષ્પસાથે રે, પ્રસન્નતા ઉરમાં ધરે.
થવું ઇશ્વર તેણે રે, (એ) અનુભવમાં મૂકવું,
ભલે બીજાએ તો રે, દ્વેષપૂર્ણે પચવું.
નથી આ વિણ બીજી રે, કલા સુખ મેળવવા,
ગ્રહેશે તેહ પામશે રે, બીજા ચાખે દુઃખ કડવાં.

---

## यत्नशील थयाविना वातो करवाथी ज्ञान प्रकटतुं नथी.

**૫૬ ૨૫** ( નથી પ્રેમ નીપજતો કાંઈ વાટે કે ઘાટે ) એ લય.

નથી જ્ઞાન પ્રકટતું, કાંઈ વાતો કર્યેથી,
નથી દુઃખ આ મટતું, 'અહંબ્રહ્મ' ઉચ્ચર્યેથી.
જ્ઞાનતણી વાતો કરનારા, વિશ્વે દીઠા અપાર જો,
પણ તે સઉનાં અંતર જોતાં, દીસે દુઃખઆગાર જો,
રડ્યા કરે કલેશનાં રોદડાં, ઓઢી આપત્તિનાં ગોદડાં,
થઇ રે' ભયશોકનાં રમકડાં; જ્ઞાન૦
નિર્ભયતાના પૂર્ણાનંદે, જ્ઞાની રહેતો મસ્ત જો,
ભયચિંતાદિ લેશ ન ભાસે, સમાન ઉદયને અસ્ત જો,
જનિમૃતિ ભયને તુચ્છ લહેતો, આધિવ્યાધિપર ( તેનો ) વિજય ફરકતો,
શાંતિ, પ્રેમથી અંતર ભરતો; જ્ઞાન૦
પ્રભુ જે કરતા સર્વ યોગ્ય તે, માને નિશ્ચય મન જો,
વ્યવહારે અનુચિત થાતું પણ, તેને ઉર નહિ અન્ય જો,
જેને ઉરમાં આવું થાતું, તેનું અંતર્ જ્ઞાની ગણાતું,
બીજાનું તો વ્યર્થ મનાતું; જ્ઞાન૦
શાસ્ત્રસદ્‌ગુરવચન શુણીને, તેવો કરે આચાર જો,
વૃત્તિઉપર અંકુશ રાખી, સેવે શુદ્ધ વ્યવહાર જો,
ક્રમથી જ્ઞાનપગથીયે ચડતો, અંતર ઇષ્ટ નિરંતર રટતો,
અંતે યથાર્થ જ્ઞાનીમાં ભળતો, જ્ઞાન૦
નરહરિપ્રભુના અનુગ્રહથી, આ વિધ જે જ્ઞાને ધાયજો,
અલ્પ કાળમાં નિઃસંશય તે, યથાર્થ જ્ઞાની થાય જો,
થાવું તો તો સાચા જ્ઞાની, આડંબર ધરી થવું ન માની,
( આવું ) જ્ઞાન મેળવો થઈ પ્રભુધ્યાની, જ્ઞાન૦

---

## ज्ञानने मार्गे विरला पुरुषो ज वहे छे.

**૫૬ ૨૬.** (મન માયાના કરનારા રે, એ લય)

એ તો જ્ઞાનના માર્ગો ન્યારા રે, જીવ વિષયી શું સાધે બિચારા,
ક્યાં વિષ ક્યાં પિયૂષધારા રે, ગ્રહે અન્ન શું પુરિયે પચનારા ?
વર્ષાજળથી માર્ગે નીકળેલા, કાંકરા જે વિણનારા,
સાચા હીરા મોતી ક્યાંથી તે જાણે, ધૂળના જે ધોનારા રે—

જાવું ઉત્તરે ભરે પગલાં દક્ષિણમાં, ક્યાંથી તે પહોંચેશે સવારા,
લેવા સીતાફળ, લીબોઇ ચઢતાં, મુત્ત જન તો હસનારા રે—
શાસ્ત્રો વાંચી મોટી વાતો કરે તે તો, જ્ઞાની નહિ બનનારા,
શેઠનું દ્રવ્ય મૂકી ખાંધે ફરે તેને, ધનપતિ કોણ કહેનારા રે—
આમથી તેમથી ધૂતી લાવીને, એકઠું વિત્ત કરનારા,
શાખ શી બજારમાં તેવા શહેની, (એનો) કારાગૃહે વસનારા રે—
આના તેના કરી દેવા, ઉધાર કરે, (જેના) ગૃહમાં હાંલ્લાં લડનારા,
તેવાને દ્રવ્ય દે કઇ પેઢીથી, મૂર્ખ ગણાય ધીરનારા રે,—
કલેશ, ભય, દુઃખ, જન્મમૃત્યુની ભીતિથી, રાત્રિદિવસ ધીખનારા,
જ્ઞાની કહે કોણ તેવા ગરીબને, જ્ઞાનઝળકારા ન્યારા રે—
સર્વ પ્રકારનાં દુઃખો પડે પણ, શાંતિથી ના ચળનારા,
જ્ઞાનાગ્નિ પ્રકટાવી ભસ્મ કરે સઉ, કલેશકર્મ દુઃખાદિ ભારા રે —
વીલું મોઢું કરી જ્યાં ત્યાં દબાઈ, રહે ન જ્ઞાન ધરનારા,
એની ખુમારી અનુભવી જાણે, જ્ઞાનલિંગી શું જાણનારા રે—
અષ્ટ પ્રહર મેવી તત્ત્વવિચારને, દશ્યે નહિ ભ્રમનારા,
પામી શકે જ્ઞાન સાચું સહજમાં, નીતિથી આચરનારા રે—
સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરતાં પછી તે, તત્ત્વે રહે રમનારા,
નૃહરિપ્રભુથી અભિન્ન થઇને, જ્ઞાની સ્વરૂપે શમનારા રે—

---

## हृदयना स्वामीने हृदयमां पधारवा प्रार्थना.

**પદ ૨૭.** (અહા! નરનાથને, નથી જંપ જુઓ પળવાર.)
હે ઈશ! પધારજો, મારે મનમંદિરિયે આજ.
મુકુટમણિ મેં આપને સ્થાપ્યા, સમર્પ્યું મુજ મનનું સામ્રાજ્ય—
આપવડે શોભું હું પૂરો, મનોહર, ચંદ્રવડે જેમ સાંજ—
નેતા રક્ષક આપ જ મારા, યથેચ્છ ચલાવો (મુજ) મનમતિ ઝાઝ—
આપવડે મુજ અંતર ખીલે, જોઈ જેમ શશિને, સાગરવાજ[1]—
અંતરપ્રીતિ પુરાણની લાગે, ન તો હું રંક ક્યાં આપ મહારાજ—
જન્મી જગમાં આપ જ જાણ્યા, એક મુજ હૃદ્દીપકનો [2]ભ્રાજ—
બંધાયો હું આપની સાથે, રાખો પ્રભો! આપની કે મુજ લાજ—
સઉના હૃદયે આપ વિરાજ્યા, નહિ કાં મુજ ઉરમાં જગરાજ—
વિવિધ સ્થળે કાં નિવસો શ્રીપતિ, સંભાળોને આપનું સ્વારાજ્ય—

---

૧ સાગરનું પાણી. ૨ પ્રકાશ.

જન્મ ધર્યો શા કારણઅર્થે, થયાં નહિ દર્શન કદી આપનાં જ—
ભવે પ્રભા વિસ્તારો જ્યાં ત્યાં, મધ્ય ગણુજો હૃદયને મારા જ—
દરિદ્રી આપને શાથી રીઝવું, નથી કાંઈ ચરણે ધરવાકાજ—
સત્તા સ્વામિત્વ અર્પું ચરણે, પહેરાવું મુજ હૃદયનો તાજ—

## આશ્રિતનું વિવિધ સમયે રક્ષણ કરનાર ઇષ્ટપ્રતિ ઉપકાર-નિવેદનપૂર્વક પ્રણિપાત.

પદ ૨૮. ( શું નિર્મળ જળની તલાવડીમાં, એ લય. )

નિશદિન નિજ આશ્રિતનું પાલન પ્રભુ કરતા ઝાલે હાથ,
અતિ વિકટ પ્રસંગ છતાં પણ સહજે ઉગારી લેતા નાથ—
સાચો આશ્રય લીધો જેણે, તેને ભેટો છો ભરી બાથ,
આંચ ન ઉની લાવતા કદી, છોડો ન કલ્પે સાથ—
માંજારીબાલકને આપે, ઉગારીયાં જગજાહેર વાત,
'શરણાગત પ્રતિપાલ' (એ) મહિમા, ગાતા શાસ્ત્રો ગાથ—
કડકડતા તેલે નાંખીને, સુધન્વા ઉગારીયો સાક્ષાત,
આપવિના કરી કોણ શકે એ, માતપિતા કે ભ્રાત—
લાક્ષાગ્રહથી પાંડવ કાઢ્યા—છે યુક્તિપૂર્વક ભલિભાત,
નિર્ભય સ્થાને પહોંચાડ્યા'તા, એ સઘળે વિખ્યાત—
ખાંડવ વનથી વાસુકીને પણ, બચાવી આપ્યું'તું સુખસ્થાન,
ક્ષણ ક્ષણ નિજ બાલકને રક્ષો, બીજાને (તે) શું જ્ઞાન—
અગત્ય કેવલ છે શ્રદ્ધાની, આપસમીપે ન બીજી વાત,
જે જે શરણે આપપ્રતિ (તે) યમને પણ કરતા મ્હાત—
આપ રક્ષવા તત્પર નિત્યે, જેમ બાલકપ્રતિ શાણા તાત,
આશ્રય લે નહિ છે ધિક્ તેને, તે નહિ માનવ જાત—
સબલાશ્રય છે આપ સમર્થને, અમ રક્ષણુની શી પંચાત,
નૃસિંહબાલક, અન્ય શું કરશે, જેનાં થાય વિધાન—
પ્રભુઆશ્રિત બાલકને હાનિ, કરતા તેનો થાતો ઘાત,
જાણી નિશ્ચય મસ્ત વિચરીએ, શિર ધરી પ્રભુપ્રસાદ—
અડગ થતી શ્રદ્ધા તોએ પણ, સંભાળી લો છો દિનરાત,
આપ સમર્થવિના કોણાંની, શી ગતિ બુંદી થાત—.

* પ્રસંગપરત્વે લખાયેલું.

એ અમાપ ઉપકાર લહીને, આર્દ્રહૃદય કરીએ પ્રણિપાત,
નરહરિ રક્ષણ અધિકું કરશે, રહી આગળપશ્ચાત—

## मनपतंगने मूर्धाकाशमां उडाववा उत्तरायणनिमित्त श्रीइष्टप्रति अभ्यर्थना.

**પદ ૨૯.** ( પન્નગી નિરખી રે, મોરડની હદમાંહ્ય, એ લય )

ગગનમાં ઉડાવજો રે, મુજ પતંગને પ્રભુ આજ,
આમ તેમ અથડાતો અતિશય, ગોથાં ખાતો રી,
અહીં પડશે શું અહી પડશે, તેઅર્થ મુંઝાતો રી,
સ્થિર ન રહે ક્ષણ એક રીધો, અતિશય ડોલાં ખાય,
ગગને મોકલવા ચહું ત્યાં, પૃથ્વીપર પટકાય—
વળી ભય લાગે રખે ભરાશે, વૃક્ષની ડાળે રી,
કદી ભરાઈ પરપર સૂશે, (તો) મુજ શું ચાલે રી,
રખે હાથથી તૂટશે, લાગે ભીતિ એમ,
ગાડ થઈ છૂટી ગયો, તો પછી કરવું કેમ—
હાથમાહિથી સરી જશે શુ, એમ વળી થતુ રી,
નાંખી ઉપર ઝોલ રખે, કોઇ ખેંચી લેતું રી,
કદી તેઉપર કોઈ પડી, કરવા આવે પેચ,
કદાપિ કોઈ કાંઇ નાંખીને, કરશે ખેંચાખેંચ—
વૃત્તિદોરી આમળા પડી ઢીલી થઇ ગઇ રી,
એનાથી મનપતંગ ગગને, જવો કદી નહિ રી,
એ દોરીપર જો ફરે, પુન. આપનો હાથ,
બળ અતિ પામી પહોચશે, નિશ્ચય ગગનની સાથ—
એવું જોર દો દોરવિષે, નહિ કાપી શકે કો રી,
તૂટે નહિ કે છૂટે નહિ કે ભરાય સ્થળ કો રી,
પેચ કરે કો નાખતા, ઝોલો ઉપર અનેક,
તે સઘળાને કાપીને, સત્વર પહોંચે છેક—
બ્રહ્મરંધ્રે મુજ મનપતંગને, સદ્ય ઉડાવો રી,
અજય્ય કરી, બધું છેદીભેદીને, ઠેઠ ચડાવો રી,
પીડી શકે જ્યાં કો નહિ, પહોંચે ન કોનું જોર, '
તે સ્થળ સત્વર મૂકજો, આજ પ્રભાતને પહોર—

એ જ યાચવું ઉત્તરાયણે, આપ સમીપે રી,
શુભ સમયે એ દાન આપજો, નૃહરિ સુજને રી,
જેથી સુખમાં વિરમું, જેમાં શમાય સર્વ,
તેવું પદ દો આજ જેથી મુજ, સાર્થક ગણાય પર્વ—

## वृत्तिने सन्मार्गमां वाळवा सुबोध.

પદ ૩૦. (જનમ આ માનવનો એળે ચાલ્યો જાય છે રે, એ લય.)

વૃત્તિને તું વાળ સન્માર્ગમાં રે, ક્લિષ્ટ વિષયોથી ખેંચી,
શુંક છાલાં છોડીને મિષ્ટાન્ન ખા રે, રૂડી ખાંડ શી લ્હેંચી. ધ્રુવ.
જે આશાથી વિષયમાર્ગમાં, ધાતો તું ધરી પ્રીત,
કોટિ ઉપાયે ત્યાં નહિ મળશે, તારૂં ધાર્યું હિત રે. ક્લિષ્ટ૦
તું ઇચ્છે છે મધુર વારિને, જાતો સમુદ્ર માંય,
તૃપ્તિ કેમ થવી પછી તારી, તૃષા નહિ છીપાય રે; ક્લિષ્ટ૦
રાયણતણી આશાએ ચઢતો, લીંબડાકેરે ઝાડ,
ભૂમિથી નીચે પગ ભરતો, જવાનું હોયે પહાડ રે; ક્લિષ્ટ૦
વ્યર્થ પ્રયત્ન ત્યજીને કહું તે, સરળ સુમાર્ગે ચાલ,
આજ મેળવીશ, (જે) તુજ ડા'પણથી, મેળવતો હોઈશ કાલ રે; ક્લિષ્ટ૦
નથી વિવિધ સન્માર્ગો જેમાં જાતાં પહોંચે કષ્ટ,
એક જ માર્ગે વળતાં મળશે, સઉ સુખ દષ્ટાદષ્ટ રે; ક્લિષ્ટ૦
સમગ્ર વિશ્વે થતી ક્રિયા જે, તેના કર્તા એક,
સચરાચર વ્યાપક પરમાત્મા દઢ કર એ જ વિવેક રે; ક્લિષ્ટ૦
જે સ્થિતિમાં સ્થાપે ઈશ્વર તે, સ્થિતિને ગણવી શ્રેષ્ઠ,
ક્લેશયુક્ત ના થવું કદાપિ, ગણવું કાંઇ ન નેષ્ટ રે; ક્લિષ્ટ૦
આ જ માર્ગ છે વિવેકીઓને, કરવાને સુખ પ્રાપ્ત,
અજ્ઞાની જન બીજે ભમીને, થાય કદી ન સમાપ્ત રે; ક્લિષ્ટ૦
વહેશે જે જન પ્રયત્ન કરીને, જોશે શુભ જ્ઞાનાર્ક,
નૃહરિઅનુગ્રહથી મેં જાણ્યો, એક જ આ સન્માર્ગ રે; ક્લિષ્ટ૦

## हितमदवस्तु अर्पवा श्रीगणपति अभ्यर्थना.

પદ ૩૧. (ગુણી શિશુની પ્રભુ આ વાણી રે, એ લય.)

ગુણી વિનતિ પ્રભો! શિશુ નાણી રે, આપો હિતનમ પુત્ર પ્રમાણી રે,

અશુભ અને શુભ શું નર જાણું, યાચું શુભના દાતા જાણી રે;–
પૂર્વે નિજમતિ-ડાંપણે, વર માગ્યા ઈપ્સિત,
અંતે દુ:ખરૂપ નીવડ્યા, રહ્યા થઇ વિપરીત.
મુજ મતિ ન અંધારે વેચાણી રે, કરૂં ઇચ્છા ન તેથી ફલાણી રે;–
કીટ પશુથી ઉચ્ચ પણ, આખર અંતે છત્ર,
જડ અબુદ્ધ શું જાણતો, શેમાં થાવું શિવ;
ગણે અરીણ સુખરૂપ બંધાણી રે, (પણ) કરે બીજાને તે પ્રાણહાનિ રે;–
સર્વોત્તમ જે માનતા, જગના સઘળા લોક,
પણ તે હિતપ્રદ હોય ના, (તો) દેશો ના પુણ્યશ્લોક.
જેમાં ઉન્નતિ મારી શમાણી રે, તેવું દેજો જાણી દીન પ્રાણી રે;—
જગના બુદ્ધિમાન્ છો, ગાને પદાર્થ તુચ્છ,
પણ શુભ મુજ તેમાં રહ્યું, લઈશ ગણી તે ઉચ્ચ,
દેવા કરશો ન તે આનાકાની રે, તેને માનીશ મારી કમાણી રે;—
પ્રેમવડે પ્રભુ આપશો, પથ્થર જેવા પદાર્થ,
અથવા તેથી નીચ પણ, માનીશ તેને સ્વાર્થ;
કંઇક ભૂલ્યા મતિ જેની શાણી રે, નિજ ડાંપણે પીડ ન હણાણી રે–
આપતણી આ સૃષ્ટિ જે, વાસ્તવ આપસ્વરૂપ,
તેમાં કણિકા એક પણ, હોય નહિ દુ:ખરૂપ.
ઉરે નિશ્ચય એ દૃઢ આણી રે, જાણીશ પકવાન્ન દેશો જો ધાણી રે;–
પૂર્ણ પ્રભો ! વિશ્વાસ છે, દેશો નહિ કદિ તુચ્છ,
તો પછી શીદ દુ:ખી થવું, ગ્રહી અભિમાનનું પુચ્છ,
મુજ હિતબુદ્ધિ તમમાં શમાણી રે, તેથી ઉચ્ચારી નમ્ર આ વાણી રે;–

---

## आश्वासन.*

### પદ ૩૨. મીનાના મહીનાનો લય.

સુજ્ઞ ! પત્ર મળવું તમ આજ, થયો ખેદ વાંચતાં,
થયા ક્ષણ એક સર્વ જ સ્તબ્ધ, શબ્દો હતા વજ્રના,
ધાર્યું પ્રથમ. પ્રસંગ અસત્ય, બાલકના સ્નેહથી,
પણ અંતે નિરપાયે સત્ય, ગણ્યું તે ગ્રેહથી;
ગૃહસ્થાશ્રમમાં મુખ્ય સુખ, ગણાય સુપુત્રનું,
તેનો લય થતાં ભંગાણુ થાય, સકલ ગૃહસૂત્રનું;

---

* પ્રસંગપરત્વે રચાયેલું.

માતતાતને છે તારનાર, સુપુત્ર સંસારથી,
તેથી તેને લડાવે લાડ, પાળી પોષી પ્યારથી;
થાતા તેવા સુપુત્રનો નાશ, હૃદય ખિન્ન છે થયું,
ઉર શોક વ્યથા ને કલેશ,—થતાં મન ગળગળ્યું;
જેનું જોતાં મુખ પ્રસન્ન, સહિ હર્ષ પામતા,
જેને જોઇ વિચારો અનેક, સદા ઉચ્ચ બાંધતા;
જેનું ભાળી વિશાળ કપાલ, મુદિત સઉ કો થઇ,
કહે ભાગ્યશાળી નરરત્ન, ઉપજ્યું નક્કી ગૃહમહિં;
જોઇ સુદૃઢ તેનું શરીર, પ્રેમે સઉ બોલતા,
જગમાંહિ છે થાશે વીર, નિશ્ચય વય વાધતાં;
જોઇ બાલતણું મંદ હાસ્ય, સઉ કો રમાડતા,
તેનું સ્મરણ થતાં તો આજ, જનો અશ્રુ પાડતા;
વયે લઘુ પણ ગુણથી પ્રૌઢ, જણાતો તે હતો,
ઈશ્વરેચ્છાથી ક્ષણમાં આજ, થયો હતો ના હતો;
લખતાં આ આશ્વાસન પત્ર, નથી હસ્ત હાલતો,
જ્યારે આવે વિચાર કે બાલ, થયો શું ચાલતો;
સઉએ ધારેલી તે પર આશ, સઘળી નિષ્ફળ ગઇ,
એ વિચારતાં વૃત્તિમાંહ્ય, અતિ વિહ્વલતા થઇ;
હને એ તે શું ઈશસંકેત, કે પ્રારબ્ધ બાલનાં,
જેથી નાની વયે ગયો આજ, મુખે મહાકાલના;
જાણ્યો પૂર્વતણો જ સંબંધ, થયાં હશે ઋણ પૂરાં,
તેનું કાર્ય થયેલું સમાપ્ત, (જેથી) સઉને આજ પગહર્યાં;
દઉં આશ્વાસન શું બધું ! હું તમસરખા જ્ઞાનીને,
જેહ પ્રભુઅનુગ્રહથી સમાન, ગણે લાભહાનિને;
તોય તમપ્રતિ સ્નેહનો ભાવ, કઢાવે ઉદ્ગાર આ,
તેને હિતકર ગણશો મિત્ર ! દુઃખોને નિવારતા;
રચું અજ્ઞાન કિંચિત્માત્ર, ત્યાંલગી હર્ષશોક છે,
એમ જાણી (આ) વિવેકવચન, લખવા ધાર્યાં યોગ્ય છે;
હોય ધૈર્ય અનુપમ તોય, આવા સમયે વહી જતું,
શિરે કષ્ટનો પડતાં પ્રહાર, ન ભાન તેનું થતું;
દેવું આવા સમયમાં ધૈર્ય, (એ) સ્વધર્મ સ્વીકારીને,
પત્ર લખવા કર્યો આરંભ, ઉરે ધૈર્ય ધારીને;
આગમાપાયી છે જ સ્વરૂપ, સંસારનું મૂલથી,

તમને કાંઇ તે અજ્ઞાન; રહ્યું નથી ભૂલથી;
ઉત્પત્તિ સ્થિતિ અને નાશ, એ ક્રમ છે સૃષ્ટિતણો,
પ્રાણિમાત્રમાં એ છે પ્રસિદ્ધ, તેને ન નૂતન ગણો;
કોણ સાચો જ્ઞાની કોણ—દંભી વેષ ધારતો,
તેની અત્ર પરીક્ષા થાય, નિર્ણય તેનો ઝટ થતો;
ભેદમાત્ર ગણાય છે એ જ, (કે) સ્વેચ્છા મૃત્યુ જ્ઞાનીને,
પરાધીન અને પરતંત્ર—પણે અજ્ઞાનીને;
જ્ઞાની જન જીવે ક્ષણ એક, કે યુગ પણ જીવતા,
(અને) યમ ધારે તે સમયે હાથ, પાશે બાંધે જીવના;
ખરી જ્ઞાનઅવસ્થા છે એ જ, દુર્જય કાલ જીતવો,
મુખ્ય લક્ષણ એ છે ભાઈ! જેથી જ્ઞાની પ્રીછવો;
જાણો જગતથી એક તો દિન, જવાનું જરૂર છે,
નથી સ્થિર એ તો રહેનાર, પ્રવાહનું પૂર છે;
સર્વ દુઃખશિરોમણી એક, મૃત્યુવશ છે થવું,
માત્ર મૃત્યુનો થાતાં વિચાર, દે દુઃખ તે અવનવું.
ક્ષણ પણ કર્યે મૃત્યુવિચાર, જનો નિર્મળ થતા,
જો કે જેના નથી કાંઇ કાળ, વા પાશ ન ભાળતા;
તોએ થરથરતા સુણી નામ, કાળનું પ્રાણીઓ,
તેથી તેને જ એક અજય્ય, ઘણાએ પ્રમાણીયો;
જગમાંહિ જો હોયે દુઃખ, (તો) દારૂણ તે એક છે,
તેવિણ બીજાં સઉ દુઃખ, ન આવાં છેક છે;
તેથી કર્તવ્ય સર્વનાં બે જ, કાં તો મૃત્યુ જીતવું,
વા તો તેથી થતા હર્ષશોક-રહિત થતાં શીખવું;
કર્યો તેવો ન યત્ન તો જન્મ, વૃથા ધર્યો જાણવો,
તુટી જન્મમૃત્યુની ન હેડ, આનંદ શો માણવો;
ચાવું કાર્ય કઠિન આ સિદ્ધ, તથાપિ ન હારવું,
પ્રભુઅનુગ્રહથી તે યત્ન,—કરીને (મૃત્યુ) વિદારવું:
જેહ તે નહિ કરવા સમર્થ, વ્યર્થ અવતાર છે,
કાં જે તેને દુઃખના માર,—નો ભાર અપાર છે,
માત્ર મૃત્યુ થયું જ્યાં સિદ્ધ, સઘળું મળ્યું જાણવું,
તેવિણ અન્ય પામેલું સર્વ, નકામું પ્રમાણવું;
અત્ર કરવો આનો વિસ્તાર, બહુ યોગ્ય છે નહિ,

તેથી પૂર્ણ કરવુ પત્ર, ઉભયનુ શુભ ચહી,
જેહ પ્રાપ્ત થયો તે પ્રસગ અડગપણે ગાળશો,
નિજ ધૈર્ય તથા સ્મરી જ્ઞાન, જનિઓને વાળશો,
મન હરઘડી ધારે ખેદ, સ્વાભાવિક એહ છે,
પણ આણીને ઉરમા વિવેક, વિતાવશો તેહને,
થયુ નિશ્ચય છે કલ્યાણ, તમારા સુપુત્રનુ,
તમ સરખા પામી પિતામાત, સાર્થક કર્યુ દેહનુ.

તમજેવા પ્રભુકૃપાપાત્ર,—તાતુ સતાન થઇ,
તેણે ઉદ્ધાર્યું છે નિજ તન, અહિ અવતાર લઇ,
તેનુ સ્મરણ કરી પ્રિય ભાઇ ! વૃથા દુખી ના થશો,
જાણી આટલો તેહ સંબંધ, સુશાંતિ પામશો,
ભ માગે ત્યા છે અત, જ્ઞાનીઅજ્ઞાનીનો,
અજ્ઞાની ( તો ) દુખે જ પીડાય, જ્ઞાનીને સ્પર્શ ન ગ્લાનિનો
જે જે સુણ્યા, ભણ્યા સશાસ્ત્ર, અત્ર ( તેનો ) ઉપયોગ છે,
સ્મરી તેહને ત્યજવો શોક, એ તમને યોગ્ય છે,
લીધો સદ્‌ગુરદ્વારા જે બોધ, સ્મરણમા તે આણજો,
સ્મરી દૃષ્ટવચનને આજ, સઘળુ યોગ્ય જાણજો,
આ પુ હોય અનભવજ્ઞાન તેને પણ સભારશો,
જે તે યત્ન કરીને પ્રિય ! દિવસ આ વિસારશો,
સ્વપ્નવત્ ગણી પૂર્વવ્યવહાર, દુખદ મોહ ત્યાગશો,
આણી સદ્વિચાર વિવેક, પ્રભુમા અનુરાગશો,
જગ સઘળુ કર્યુ દુખરૂપ, ત્યા કયા સુખ દેખવુ,
તેથી નશ્વર જગને ક્ષુદ્ર, વિવેકીએ લેખવુ,
માયાકેરા વિચિત્ર સ્વભાવ, અજાણ્યો ન આપને,
તેથી રહેશો રહિત હર્ષશોક, જપી ઇષ્ટજાપને,
જવ જાણીએ આ પણ થાય, ઇષ્ટેચ્છાથી બધુ,
કેમ યોગ્ય અયોગ્ય ગણાય, ભાસે વાકુ કે સીધુ,
ઇષ્ટ કરતા હશે તે યોગ્ય, ધર્યો એ વિશ્વાસ તો,
પછી થાય તે ગણવુ ઇષ્ટ, માર્ગ ન બીજો ભાસતો,
આપ્યુ ઇષ્ટે હતુ જે રત્ન, પાછુ તેમણે લીધુ,
નથી અર્પાયુ અયોગ્ય હાથ, થયુ એમા શુ ઉંધુ ?
જે જે કરતા સદ્‌ગુરુરાય, તે શ્રેયને કાજ છે,

એવું જાણવું જો ઉરમાંહ્ય, ના શોષશો દેહને;
દેજો આશ્વાસન ને ધૈર્ય———ની માતને,
કહેજો પૂર્ણ સ્નેહે વચન, વિસારવા વાતને;
ઇષ્ટકરણાથી હૃદ્‌બલ પ્રાપ્ત, તેથી નથી ભય કંઇ,
આવે આગંતુક આવેશ, દબાવશો જ્ઞાન ગ્રહી;
અન્ય જે જે સંબંધીઓ હોય, તેને શાંતિ આપજો,
કહી પ્રીતિવડે સુવચન, ભક્તિબલ છાપજો;
કર્યે વ્યર્થ હવે શોક ક્લેશ, ન મળવું છે રહ્યું,
થાવું ઇશ્વરે ધાર્યું તેહ, નિશ્ચય એ તો છે થયું;
માટે મિત્ર ! ત્યજી ગ્લાનિ સર્વ, પ્રસન્નતા ધારજો,
લાગે વિયોગજન્ય જે દુઃખ, ક્રમેથી વિસારજો;
ફરી ફરી કહું છું પ્રિય ભાઇ ! સઉ શોક છોડશો,
થઈ અંતરથી સુસ્થિર, પ્રભુમાં વૃત્તિ જોડશો;
નાંખી કરૂણાકટાક્ષ અપાર, તમારા ઉભયપ્રતિ,
ઇષ્ટ અર્પો પ્રથમ ઉત્સાહ, થાય જેથી ઉન્નતિ;
સર્વ ક્લેશ વ્યથા થજો નષ્ટ પ્રભુકરૂણાવડી,
સદ્ય સાધી યોગક્ષેમ, કરો સર્વને સુખી;
છે સઘળું આ તમને જ્ઞાત, નથી જાણવું રહ્યું,
(તોએ) તમપ્રતિના સ્નેહે સર્વ, વિસ્તારે લખાઇ ગયું;
લખી પત્ર સુખદ હે સુજ્ઞ ! સઉને સંતોષજો,
આજ દાખવી આપનું શૌર્ય, સઉને પોષજો;
સાચી શાંતિ પ્રકટાવી સદ્ય, સકલ શોક વિસ્મરો,
પ્રભુ અનુપમ ધૈર્ય ઉત્સાહ, ઉભય હૃદયે ભરો;
શાંતિ શાંતિ અનુભવો વીર ! ભજી દેવેન્દ્રને,
હરજો આવી સવેળા ભ્રાત ! પદે ઉપેન્દ્રને

---

## कर्तृत्वाभिमान विलावी इष्टथी अभिन्नता अनुभवनार वृत्तिना उद्‌गार.

પદ ૩૩. ( આજે છે દિન આ મુજ; એ લય. )

આજે કર્તવ્યાવધિ પામ્યો, કર્તૃત્વાભિમાન વિલાવી;
દુઃખનું મૂલ જે ઉદય અહંનો, બુદ્ધિવૃત્તિ તેહ વિલાવી,—
ભૂતમાત્રમાં અચ્યુત નીરખી, ભેદભાવના સમૂલ શમાવી;—

પ્રકટે વિધવિધ વ્યતિકર જગમાં; હરિના વિલાસરૂપે ઉર લાવી;
આત્માને પરમાત્મા જાણ્યો, જીવપણું સ્વરૂપે પ્રસરાવી;—
કર્તાપદથી અલગ કરી મતિ, અક્રિય-પદમાં સદા છુપાવી;—
ક્રિયા અને કરવાપણું સઘળું, નિજસ્વરૂપે સર્વાંશે શમાવી;-
નિષ્ક્રિય સ્વરૂપે શમતાં ન જાણ્યું, કોણ ક્રિયા ને કોણે કરાવી;-
પૃથક્‌પણું મુજ ઇષ્ટથી ત્યાગી, ઇષ્ટની સત્તા સઉમાં સ્ફુરાવી;-
ઇષ્ટ જ મારા ચાલક પાલક, સત્તામાત્ર ઇષ્ટે વિલસાવી;-
યંત્રરૂપે પણ મુજને ન અનુભવું, ઇષ્ટ જ સઘળું (એ)મતિમાં દૃઢાવી;-
નરહરિ કર્તા, નરહરિ ભોક્તા, નિશ્ચય એ જ હૃદય પ્રકટાવી;-

## नूतन वर्षनिमित्त अभ्यर्थना.

પદ ૬૪. ( હે સદ્‌ગુરો ! કરુણા કરી, એ લય. )

હે ઈશ ! તવ પદ નામીએ, દો આજ ઈપ્સિતાર્થ,
કૃત્યકૃત્ય થઇએ જે થકી, કરી સિદ્ધ સ્વાર્થપરાર્થ;-
યાચકતણું યાચકપણું, જે દાનથી અળપાય,
તે જ્ઞાનદાન દયાનિધે ! દો જેથી દારિદ્ર્ય જાય;-
પ્રભુ કૃતિ રીતિ નીતિપ્રતિ, ના ન્યાળશો હે નાથ !
વત્સલપણું સ્મરી પીઠપર, સ્થાપો વરદ નિજ હાથ;-
નીતિ કૃતિ શુભ હોત તો, પ્રભુ આપ સઘળું દેત,
વિણસત્કૃતિ પ્રભુ યાચીએ, દો માત્ર આણી હેત;-
સાચા પ્રભુ જો આપ હો, સાચા અમે નિજ દાસ,
પ્રભુ સાચું દેવા ધારતા તો, આપજો વિણ ત્રાસ;-
વિશ્વાસ છે દૃઢ આપનો, કરશો નહિં નિર્મુખ,
સત્વર દીધો એ યાચનાં, ઉભા પ્રભુ સંમુખ;—
અમ પ્રેમ તવપદમાં રહો, અમ શિરઉપર તવ પ્રેમ,
એ ઉભય પ્રેમવડે થવું અમ, સદા યોગક્ષેમ;-
ક્ષણ પણ ન વિસરતા વિભો, વિસારશો ના નાથ !
નિજરૂપ પૂર્ણ કર્યાસુધી, ક્ષણ પણ ન ત્યજશો સાથ;-
પ્રભુ યોગ, ભક્તિ, જ્ઞાનમાં, ઉત્કૃષ્ટ દો ઉત્કર્ષ,
ઉપેન્દ્ર નિજપદ રાખવી, સાર્થક કરો આ વર્ષ;-

## इष्टउपर दृढ श्रद्धा राखनारना योगक्षेमनुं वहन इष्ट करे छे ज.

### પદ ૩૫. કાફી.

નૃસિંહપદે નામું રે, સાચો મારો આશ્રય એ,
નથી એથી કાંઇ છાનું રે, જમાઉધાર જાણે છે;
કો મારા સંબંધીઓને, શો મારો વ્યવહાર,
કોણ ધીરે હું કોને ધીરૂં, શો ચલવું કારભાર,
સઘળું તેને કાને રે, નામું હું તો વારેવારે;—
શો વ્યાપાર ચલાવું ને, શું થાપણ છે મુજ પાસ,
શી મુડીપર સઘળું નીભે આ, કોને ન આવે ક્યાસ,
ખાસ એક જાણે રે, મારી આંટીઘુંટીમાંહે;—
કોનું દેવું રાખુંછું હું, કોપાસે લઉં વ્યાજ,
કોણ પેઢીમાં હું બંધાણો, કોણ કરે કામકાજ,
શા વ્યાપારો ખેડું રે, રજેરજ જાણે તે;—
છે પોચું કે સભ્ભર તે પણ, જાણે છે જગદીશ,
કો આસામી મુજ સાથે છે, શા ઉપર દિનનિશ,
કાઢું છું હું તે તો રે, સર્વ ઉરે નાણે છે;—
કોના બળથી હું કુદું છું, કોની મુજને હામ,
તે જાણું છું હું કે કેવળ, શેઠ મારો શ્રીરામ,
તેનો મને ઓથો રે, સઘળું એ જ ચલવે છે,—
કાર્ય કેમ કરવું ને કેવું,—નામું રાખવું તેહ,
કાળો અક્ષર હું ના જાણું, મારે માથે જેહ,
જ્ઞાતા સઉના એ તો રે, ચિંતા હવે શી મારે;—
યાચું મારા શેઠજી તમને, નિભાવજો આપેર,
આપને નામે મ્હાલું હું તો, મુજ ઉર લીલાલ્હેર,
ભાર છે ઉતાર્યો રે, આપતણા શુભ ચરણે,—
'કર્તુંમકર્તું' આપ છો મારા, પેઢીના આધાર,
હું તો શું પણ જે તમસાથે, કરતા વિવિધ વ્યાપાર,
પાર બેડો તેનો રે, દેવાળું તેને સ્વપ્ને નાવે;—
જે જે મુજ પેઢીમાં આવે, બાંધે મુજથી સબંધ,

સઘળું સ્પષ્ટપણે તે જોશે, હાશે જન્મથી અંધ,
નિશ્ચય એ તો માગે રે, ઉપેન્દ્ર પ્રભુ સઉને તારે;—

## વૃષ્ટિનિમિત્ત અભ્યર્થના.

### પદ ૩૬. ધનાશ્રી,

દો વૃષ્ટિ દેવેશ! દેશને, દો વૃષ્ટિ દેવેશ!
જલવિણ સૃષ્ટિ દુઃખી થતી બહુ, દુર્ભિક્ષે[1]જ વિશેષ,—
રંક પ્રજા કયાં જોવે હૃદયો, આપવિના વિશ્વેશ!—
રક્ષણધર્મ વિસારી ભક્ષણ, કરે પ્રજાનું નૃપેશ,—
એવા દુર્ઘટ સમયે આપ જ, રક્ષક છો સર્વેશ;—
ધાન્યવિના કદી જીવે કોઇક, જલવિણ ટકે ન લેશ;—
થઇ ભૂમી કસરહિત વિનાજલ, શુષ્ક જેમ મરુદેશ;—
શું સાધનથી ટકશે પ્રાણી, ઉભય રહ્યાં જ્યાં ન શેષ,—
જલહેલી કરી ધાન્ય ઉગાડો, જીવે ગાય ને ભેંસ,—
પ્રજાંધીશના દોષ ન જોઇ, રંક જુઓ જીવવેષ,—
દશ્ય અધર્મથી બચતા ન ત્યાં તે,–શું પજવો કરુણેશ;—
આશ્રય આપતણો લીધો લહી, ઈપ્સિત દો છો હમેશ,—
કસોટી કરશો ના પ્રભુ હાવે, નહિ રહે મુખે ઉજેશ,—
આપ અનુગ્રહતોય[2] સીંચીને, ટાળો તાપ ને ક્લેશ,—
તૂટે ત્યાંલગી તાણો નાથ! ન, ધરો દયા જ સુખેશ,—
અંતર્યામી! આ સમયે તો, વૃષ્ટિથી શું વિશેષ?—

## સદ્‌ગુરુશરણ એ જ જીવને વાસ્તવ નિર્ભયતા અર્પનાર છે.

### પદ ૩૭. (મારે હૃદયે જોઇ જગરાય, એ લય)

ઝાલ્યો ગુરુએ મારો હસ્ત, હું નિર્ભય જગમાં વિચરું હાવે તો,
હોયે મૃત્યુ પ્રાવે તો, ના ડરૂં સામે આવે તો,—
લૌકિક નૃપતિકેરા આશ્રિતજન પણ નિર્ભય રહેતા,
ગુરુ લહી શિરપર, રહું મસ્ત,—
ગુરુસમ વિશ્વે બીજી, કોઇના બલવત્તમ સત્તા,
મહજ્જનથી જે સદા શસ્ત[3],—
જેની સત્તામાં રહ્યા, સૂર્ય ચંદ્રાદિ ગોલકો,
યોગિમુનિમંડલ સમસ્ત,—

1 દુકાળથી. 2 પાણી 3 પ્રશંસા પામેલી.

હું ન ડગાવ્યો ડગું, કોથી કદી આ ભવરણમાં,
અરિમાત્ર મુજથી રહે ત્રસ્ત;—
શિષ્યતાપહારક એવા, એક જ ગુરુ આ જગમાં કહાવે,
જેહ છેદે શિષ્યભાવિ વ્યસ્ત[1];—
નરહરિ ધીંગો ધણી, મળતાં ઉદય હું પામ્યો,
થવો ન કદાપિ મુજ અસ્ત;—

---

## याचना.

* પદ ૩૮ ગરબી.

હે દીનબંધો! ક્યાં લગી આમ રીબાવશો.
તાવ્યે પ્રિય જનોને સુખ શું થાય જો?
કોણ કુલીન સશક્ત પિતા નિજ પુત્રનાં,
હૃદયદ્રાવક દુઃખો જોઈ હરખાય જો;—
દુઃખતણા આરંભે જાણ્યું આ બધું,
થતું હશે કો ઉન્નતિકાજે પ્રાપ્ત જો;—
અલ્પ સમયમાં વાસ્તવ ઉન્નતિ સાધીને,
દુઃખપ્રતીતિ થાશે સઘ સમાપ્ત જો;—
પ્રાપ્ત થયેલું દુઃખ તે તો જાવું રહ્યું,
પણ તેમાં તો ઉલટું વધતું જાય જો;—
એ તે ઉન્નતિ કેવી નાથ! સધાવશો,
જાવું ઉપર ને પગલાં નીચે ભરાય જો;—
આપ સમર્થતણા હિતકર સંકેતને,—
ઉદ્દેશીને દેતા હશો સઉ દુઃખ જો;—
ઘણું થયું હાવે એ રમત પતાવીને,
પ્રસન્ન કરજો ત્રસ્ત જનોનાં મુખ જો;—
*એવો શું છે નિયમ આપનો હે વિભો!*
દુઃખ દીધાવિણ ઉન્નતિ કદી ન સધાય જો?—
કેમ કરી ઉન્નતિ થાશે તે માનવું,
જેના આરંભે જ રહી દુઃખલાલ જો;—
'કટુ ઔષધ જેમ પીવાથી ગુણ આપતું,
તદ્વત્ દુઃખની પાછળ સુખનો અંશ જો,'—

---

૧ વિપરીત. * અસંગપરત્વે લખાયલું.

એમ કહેશો પણ તે મતિ નથી માનતી,
મૂષક ફુકે જેમ મારીને દંશ જો;—
લૌકિકમાં પણ મોટાજન આશ્રિતને;
દુ:ખ દીધાવિણ આપે સુખ અધિક જો,—
મોટાથી પણ મોટા એવા આપ છો,
હાર્યા હાવે માગી માગી ભીખજો;—
'વિશ્વપતિની ઓથ રહી છે એમને,'
એમ કહીને સઉ જન કરતા હાસ્ય જો;—
કેમ કરી તે સાંખી શકીએ હે પિતા !
જગમાં ગણાય ધિક્ અમારૂં દાસ્ય જો;—
આશ્રિતની લજ્જા જાશે એ કારણે,
વ્હારે ચઢીને વિદારજો આ દુ:ખ જો;—
હર મિષે પણ હાવે ઈપ્સિત આપજો,
ઉંચા કર કરી રહીએ નિજસન્મુખ જો;—
દુ:ખની સાથે તે સહેવા સામર્થ્યને,
આપે દેવું પડશે એ નિશંક જો,—
તો તે બે દેવા કરતાં કાં સ્વલ્પમાં,
એક સુખને દો ના ગણીને રંક જો,—
આશ્રિત લહે દુ:ખ, અન્ય જીવો સુખ માણતા,
એ પણ કેવો વિપરીત ભાસે ન્યાયજો,—
ઘરના બાળક ખાવા ફાંફાં મારતાં,
ગોળ ઘીવડે તૃપ્ત ગ્હે ઉપાધ્યાયજો,—
એવું તે કેવું રક્ષણ પ્રભુ આપનું,
જેમાં દુઃખો અમપર થઇ રહે શેર જો,—
શું પ્રભુ ! આપ અસાવધ, કે તમ રાજ્ય
સદા સર્વદા રહે આવું અંધેર જો;—
જો નિજ આશ્રિતનાં દુખોને છેદવા,
હોય નહિ નિજ કરમાં કદી સામર્થ્ય જો,-
શાદ મોટમ ધારીને શિર્ષે વિરાજતા,
જાણીશું પ્રભુનો આશ્રય છે વ્યર્થ જો;—
નિજ આશ્રિત કરીને રાખો તે પછી,
દુ:ખસમયે વહેતા મૂકો માબાપ જો;—
એ તે નિયમ કહોને યોગ્ય ગણાય શું ?

શરણાગતને તરછોડ્યે શો લાભ જો;—
દુઃખની જ્વાળામાં બળતાં પ્રભુ! બોલતા,
રખે આણતા ઓછું વ્હાલા નાથ! જો;
તમ આગળ રડીને નિજ હૃદયો ખોલીયે,
અમ અપંગને આપતણો છે સાથ જો;—
લડીએ વઢીએ ને વળી પાછા લાડીએ,
આપસમીપે, એ તો ચાલ્યું જાય જો;
રોષ ધર્યે અમપર તમને નહિં પાલવે,
ડાંગે માર્યાં પાણી ન જુદાં થાય જો;—
સહન કર્યામાં પણ બાકી રાખી નથી,
હવે કેટલું સહન કહો પ્રભુ! થાય જો;
ચર્મ ઉતારી ક્ષાર પાયલા કોરડા—
મારે તે પણ આથી તુચ્છ લહાય જો;—
દુઃખ, તે સહનારા, તે સહન કરાવનાર,
એ સઘળું નથી તમ સત્તાથી ભિન્ન જો;
તો પણ મિથ્યા ભેદ ધરીને બોલીએ,
હવે કૃપા કરો સુખ દાખો અવિચ્છિન્ન જો;—
અધિક સહ્યાથી અધિક દુઃખને આપવું,
એ કંઇ ન્યાયી નાથ! ગણાય ન ન્યાય જો;
સીધો ચાલે બળદ તોય પણ ઘોચવી,—
આર, એ નહિ તમને છાજે જરાય જો;—
થયું હવે તે તો 'નથી થાવાનું' નથી,
વીતી વાત વિસારી નરહરિરાય જો;
અંતરની અભિલાષા સઘળી પૂરજો,
(જેમ) આપતણી ને અમારી લાજ રખાય જો,—

---

## यथार्थ सद्गुरुनुं स्वरूप.

**પદ ૩૯.** ( ભક્તિ તો જેને ભાવી રે, એ લય. )

સદ્‌ગુરુ તે તો સાચા રે, જે જીવને શિવરૂપ કરે,
એ વિણ તો સઘળા કાચા રે, છો સદ્‌ગુરુ નામ ધરે.
શિષ્યતણું ધન હરણ કરે, વળી સેવા કરાવે અપાર;
સ્રીગૃહને ત્યજવાને પ્રબોધે, એવા ગુરુ હજાર,

જગમા મળી આવે રે, જે વિષયોમાહિ મસ્ત ફરે,—
સાચા સદ્ગુરુ તે ન ગણાતા, સાચા ગુરુ તો એહ,
શિષ્યતણો વ્યવહાર પરાર્થને, સ્વાર્થ સુધારી જેહ,
સાચુ જ્ઞાન આપે રે, એવા ચઢે ક્વચિત્ નજરે,—
વિવિધ વિપત્તિ શિષ્યની જોઇ, આપે સમજણી ધીર,
નિર્ભયતાનુ ભાન કરાવી, તોડે ભવજંજીર,
એવા સદ્ગુરુ વિરના રે, જે શિષ્યતણા ક્લેશ હરે,—
કઠોર વચન કદી બોલે ના, મૃદુ વાક્યે દે જ્ઞાન,
ક્રોધ ન અતર કદી પ્રકટાવે, કરાવે પ્રેમનુ પાન,
નયનમાનમા જેના રે, બોધામૃત પૂર્ણ ઝરે,—
શિરપર હસ્ત ધરીને ટાળે, શિષ્યના ત્રિવિધિ તાપ,
દર્શન જેના સમર્થ હણવા, સાધક કેરા પાપ,
શાતિ અતિ આપે રે, સમીપે જતા કો ન ડરે —
'હુ ગુરુને આ શિષ્ય જ મારો,' એવો ન જણાવે ભાવ,
ભેદપણુ એ સમન વિવાવી, દાખવે જ્ઞાનપ્રભાવ,
પુત્રભાવ રાખે રે, નિજાશ્રિત શિષ્યપરે,—
જે જે આવે સમીપે તેનુ, અતર કરે પ્રફુલ્લ,
આપે સઘળુ જ્ઞાન કષ્ટ કરી, એવા સદ્ગુરુતુલ્ય —
ચૌદ ભુવનમા રે, આવે નહિ કોઇ ખરે,—
શિષ્યતણો અધિકાર વિચારી, વદતા રૂડી વાત,
શિષ્યતણા દોષો પણ જે ના, કદી જણાવે સાક્ષાત્
પરોક્ષ રીતે સૂચવે રે, જેથી શિષ્ય દુખે ન ઠરે,—
અધમ હોય સાધક પણ તેને, અધમ ન કદી કહેનાર,
રીઝવી રમાડી જ્ઞાન પમાડી, ઉત્તમ જે કરનાર,
એવા ગુરુ કૃપાળુ રે, પુણ્યશાળી કોઇક વરે,—
વિરાગકેરી ઉચ્ચ દશાને, સેવે નિરતર જેહ,
સ્વરૂપાકાર સદા નિજ વૃત્તિ, રાખે નિસદેહ,
ગ્રહે ગુરુ એવા રે, સદ્ય તે આ ભવથી તરે,—
ધર્મતણી જે લડાઇ ન કરતા, મત ના સ્થાપે સ્વતત્ર,
વાદ વિવાદ કરે ના મિથ્યા, રહે ન કદી પરતત્ર,
જ્ઞાનની મસ્તીમા રે, જ્યા ત્યા સદા મુક્ત વિચરે,—
સાદો સરળ અને સર્વોત્તમ, દે સાધકને બોધ,
વળી રસપૂર્વક જેહ કરાવે, સ્વરૂપકેરી શોધ,

સન્માર્ગમાં સ્થાપીરે, પ્રકટાવે નિજાત્મ અંતરે;—
ખોટો ડોળ કદી ના સેવે, સેવે ન ઉર અભિમાન,
વાસ્તવ સ્થિતિ જેની ન કળી શકે, કોઇ જીવ અજ્ઞાન,
જેનાં સર્વ વચનો રે, સાધકના અંતર ઉતરે;—
પ્રયત્ન નિજ શ્રેયાર્થે સેવે, તેને ગણે ન પ્રિય,
સાન સમજી ના જ્ઞાન વધારે, તેને ન લહે અપ્રિય,
એવા પરમ દયાળુ રે, શોધ્યા ન જડે ઘરે ઘરે;—
સાધકકેરા પ્રયત્નમાંહિ, દીયે સદા ઉત્સાહ,
નિજ અનુગ્રહદૃષ્ટિથી પોષી, કહે સદા વાહવાહ,
દુર્લભ એવા મળવા રે, જે શિષ્યકેરૂં હિત સ્મરે;—
શિષ્યતણો અધિકાર વિચારી, દર્શાવે નિજ જ્ઞાન;
ક્રમથી સ્થાપી દઇ સન્માર્ગે, આપે દયાનું દાન,
ઉપેન્દ્ર સદ્‌ગુરુ એવા રે, સુભાગીને સદ્ધે કરે;—

---

## વિષયોથી આવૃત પ્રદેશમાં નિર્ભય સ્થિતિ કરવા અર્થ હિતવચન.

### પદ ૪૦. કરાઈ.

વિષયતણા રણમાં વીર ! આવી રે, સુખે સુવા શીદ આશ ધરે રે,
કોણ સુતું છે આજસુધી ત્યાં, તેનો વિચાર તું કાં ન કરે રે;—
જોતો નથી કાં તુજ શિર ટાંપે રે, વિષયો પાંચે અતિ સબળા રે,
જ્યાં તેનું સામ્રાજ્ય પ્રસરીયું, ત્યાં ના ચાલે તારી કળા રે;—
જ્યાંલગી તુજમાં સામર્થ્ય નાંવ્યું રે, એ શત્રુ સંમુખ થવા રે;—
ત્યાંલગી સાહસ તું ના કરતો, હામ ધરી સંમુખ જવા રે;—
ભલે તું હોયે મૂળ સ્વરૂપે રે, એ વિષયોકેરો ઉપરી રે,
પ્રકટ અનુભવ્યું તે સામર્થ્ય ન, ત્યાં લગી તુજ સત્તા ન જબરી રે,—
વિષયોથી ડરી ડરી જ્યાંસુધી છેટો રે, અળગો થઇને તું ભાગે રે,
ત્યાંસુધી વિષયો તુજને પજવતાં, કોટિ ઉપાયે ના થાકે રે;—
સરળ ને સુગમ ઉપાય બનાવું રે, એ વિષયોનું બળ હણવા રે,
જેને સિદ્ધ કર્યે તને કોઈ, કારણ રહેશે, ન ચણચણવા રે;—
વિષયોમાંહિ વિષયપણું તો રે, પ્રકટ થતું જે સત્તાથી રે,
તે સત્તા એ વિષયોમાંહિ, નિવસી નિજ વ્યાપકતાથી રે;—
તેથી વિષયથી દૂર ન થાનો રે, જો તે પ્રતિ તું ચિત્ત દેશે રે,

તો તે સત્તા વિષયથી રક્ષી, નિર્ભયપદમાં લઇ લેશે રે;—
વિષયતણી સઘળી સત્તાને રે, જોઈ ન કંપી તું રડતો રે,
અધીન રહ્યા એ વિષયો જેના, તે શરણે રહે તું અડતો રે;—
વિષયોથી તું દ્વેષ ન ધરતો રે, મિથ્યા હુંપદ મનમાં ધારી રે,
દૂર તું ધારો તો પણ સુખથી, સુવા ન દે શય્યામાં તારી રે;—
માટે વિષયથી ચીડાતો ના રે, તેને પણ અનુકૂલ જાણીરે,
તેની મૂળ સત્તામાં ધરજે, આ તુજ વિફુલ મન વાણી રે;—
તે સત્તા નથી વિષયથી જૂદી રે, માટે શોધજે સંભાળી રે,
ભાસે એક પણ છે વળી ન્યારી, વિવેકથી લેજે ન્યાળી રે;—
વિષયોના રણમાં પણ તુજને રે, સુખે સુવાનો માર્ગ કહ્યો રે,
તે માર્ગે તું નિર્ભયતાથી, આવ પ્રભુપદમાંહિ, વહ્યો રે;—
ઉપેન્દ્રપ્રભુસત્તા જે તુજમાં રે, તે વિષયોમાં પણ વ્યાપી રે,
તેને સત્યપણે ઓળખીને, સહજ સમાધિરસ લે આ પી રે;—

## सद्‌गुरुशरण साधकनी कृतकृत्यताना उद्‌गार.

**પદ ૪૧.** ( આ ગગનમંડલમાં અમે ગયાં,—એ લય. )

સદ્‌ગુરુશરણ અમે થયાં, ભાગ્યાં સઘળાં દુઃખ,
જન્મમરણ ફેરા ટળ્યા, રહેતાં ગુરુસંમુખ;—
ટાળી અવિદ્યા કૃપા કરી, ટાળ્યા મોહને ક્રોધ,
મલિનપણું આ હૃદયતું, ટાળ્યું આપીને બોધ;—
દ્વૈતપણું પણ છેદીયું, છેદ્યું અજ્ઞાન અભાન,
નિજરૂપભેદના ભ્રમતણી, છેદી ભ્રાંતિ મહાન;—
ચિંતા અમારી પરહરી, દીધી શાંતિ અનુપ,
શોક અને ભય ભાગીયા દ્વેષ થઇ ગયો ચુપ;—
દુષ્ટ મગલને ફેડીયું, ફેડ્યું સઘળું તિમિર,
અસત્ય અહં વિસારીયું, જાણ્યો કાજ ને ક્ષીર;—
અસત્ય શું ને સત્ય શું, તેનો દીધો વિવેક,
સત્યમાં પ્રીતિ સજાવતાં, આપ્યો, વિરાગનો ટેક;—
સર્વ સિદ્ધિપ્રદ મંત્રનું, દીધું ગુરુએ દાન,
સાધન રૂડાં આપીયાં, તત્ત્વવિચારને ધ્યાન;—
ક્રમથી તેને સાધતાં, લેતાં ગુરુની સહાય,
અખંડ સુખને પામીયાં, (જેનો) અનુભવ ન લખાય;—

અવિચલ તૃપ્તિમાં ઠર્યાં, રહ્યું કંઈ ન કર્તવ્ય,
પ્રાપ્તવ્ય જ્ઞાતવ્યને લહ્યું, ચીધ્યું જે અનુભવ્ય,—
ગુરુને શિર લહીને ઉરે, માણીએ જે આનંદ,
જ્ઞાનતણી મસ્તી સદા, તે શું લહે મતિમંદ,—
પૂર્ણ કૃતાર્થ થયાં અમે, ધરતાં સદ્‌ગુરુ શિર,
રમીયે વાસ્તવ સ્વરૂપમાં, ત્રોડી જીવનજંજીર;—
સદ્‌ગુરુના ગુણનો કદી, ગણતાં ના'વે પાર,
જાણીએ અંતરમાં અમે; જાણે ન ગુરહીન ગમાર,—
સ્પૃહા ત્યજી અમે સર્વની, થયા નિર્ભય નિશંક,
ઉપેન્દ્ર સદ્‌ગુરુશરણમાં, કેવલ રહીએ થઇ રંક,—

---

## साधनमां वृत्ति जोडवा श्रीइष्टने अभ्यर्थना.

પદ ૪૨. ( પ્રેમદિવાની પૂરા પ્રેમી હીચે, એ લય )

સાધનમાં પ્રભો ! મતિ સદ્ય સ્થાપો,
આલસ્યને અશ્રદ્ધા કાપો,—
ઇચ્છું બહુ બહુ સાધન સાધવા,
તલસું અતિશય આપને આરાધવા,
પણ ન જપી શકું એકચિત્તે જાપો,—
નાભિ ભ્રકુટિ ને મૂર્ધ પ્રદેશો,
આપથી યુક્ત જોવા પ્રકટે આવેશો,
(પણ) ધ્યાન ધરી ત્યાં ન મારી શકું છાપો,—
સમસર્વત્ર રહુ આપને ન્યાળી,
(એમ) ઇચ્છુ હુ પણ શકું દસ્ય ન ટાળી,
નિદિધ્યાસનબળ એવુ આપો,—
વિશ્વ વિવર્ત છે બ્રહ્મનો આ સઉ,
જાણુ પણ ઉરે અનુભવે ના લહું,
તત્ત્વવિચાર દઇ ભેદ ઉથાપો,—
પ્રકટ નિહાળવા આપને ઇચ્છુ,
(પણ પાસે) ભક્તિ ખડું નથી, મોરનું પીછું,
સાચી શ્રદ્ધાભક્તિ મુજ ઉર વ્યાપો,—
અનુભવે ના'વે અંહબ્રહ્મ અદ્યાપિ,

જીવત્વભાન હજી શકુ નહિ કાપી,
(સાખુ) જ્ઞાન દઇ મારા જીવત્વને ચાપો —
જાણ્યા વિધવિધ સુખકર સાધન,
એક ન સાધી શકુ સ્થિર કરી મન,
મારવા મનને નથી શર ચાપો —
કદી તો વેગ અપૂર્વ પ્રકટતો,
પણ ક્ષણમા પાછો ઢીનોદ્દભ થતો,
દુર્બલતા નિરુત્સાહને શાપો,—
સાધન સાધવા બળ દો હાવા,
આપશરણ તોએ શા હાન આના,
દોષો દયાનિધિ ! મુજના ન માપો —
સાધન જો ન સધાનના ધાર્યો,
તો કરણા કરી પ્રકટ પધારો,
ઉપેન્દ્ર ઉઘાડ્યો મે હ્રદયનો ઝાપો —

---

विषयोनुं विस्मरण अने स्वरूपचिंतन ए ज सुखनो उपाय छे.

પદ ૪૩.

જોયુ જોયુ જોયુ, દુ ખ વિષયમાહિ જોયુ,
ગયુ ગયુ ગયુ, ચિત્ત વિષયભોગે ગયુ
વિષયપ્રદેશમા મોહથી ધર્યો, પગ જ્યા ચ પાતુ દુ ખાગ્નિ ખોયુ –
તન્મય થઇને ભોગ યે વિષયોને, જણાયુ સત્ત્વમન ખોયુ,—
મૃત્યુભયવ્યાધિજનુ હ્રદયપાત્રે દીઠા ગાયને સ્થાને ઉટ દોહ્યુ —
ગ્રહ્યુ ગુરુશરણ મે કર્યો શાસ્ત્રાભ્યાસને, ચિત્ત સત્સગમા પ્રોયુ —
તદપિ ન દુ ખ ટળ્યુ ન માગ્યુ સુખ મળ્યુ, વિચાર્યુ ચિત્ત શાથી કોહ્યુ –
વિચારતા સહજમા નિશ્ચય એ જ થયો, વિષયભોગે સુખ ધોયુ —
હાવે વિષય વિસારી, વિવેક વિરાગ ધારી, સ્વરૂપરગે મન લોહ્યુ —
અલૌકિક અનુપમ શાતિ તૃપ્તિ, સેવે વૃત્તિ, હરિમા ચિત્ત હાવે ગોયુ –
અવિચળ સુખ મળ્યુ, દુ ખ જીવત્વ ટળ્યુ, નિર્વિષયી ભોગે ચિત્ત છોયુ,—
હ્રદયે દીઠા અવનવા, પ્રકટ ઉપેદ્રપ્રભુ તે માહી ચિત્ત મારુ મોહ્યુ –
મે સુખ બધુ જોયુ

---

## स्वस्वरूपमां अभेदभावने पामनार साधकवृत्तिना उद्गार.

**પદ ૪૪.** ( ઓનો મારા પ્રેમી પોપટજી ગોનો,—એ લય )

લાગ્યુ એક તાન હરિમાહિ દૃઢ લાગ્યુ,
લાગ્યુ, લાગ્યુ, પ્રભુમા તાન લાગ્યુ
લાગ્યુ આજે જાતુ આ જીવપદ ભાગ્યુ,
જાગ્યુ જાગ્યુ, સ્વરૂપ નિજ જાગ્યુ
જગઆભાત સ્પષ્ટ મૃગવારિરૂપે ભાસ્યુ,
સર્પભ્રાંતિ ભાગી રજ્જુ રજ્જુમા પ્રકાશ્યુ,
સત્ય ચિદાનદસ્વરૂપ મળ્યુ આજ માગ્યુ,—
ચિતિપ્રકાશમાહિ જેહ બાધક અવિદ્યા,
ઉગતા જ્ઞાનભાનુ તેહ [1]વલયુના બીતા,
હૃદયકમલ સ્વામી નિરખી પ્રફુલ્લ થવા લાગ્યુ —
તૃણતણો રાશિ સહજ અગ્નિથી બળાતો,
એક સૂર્યરશ્મિ થતા, તિમિરસમૂહ જાતો,
તેમ એક ચિતિકળા સ્ફુરતા દુ ખ ભાગ્યુ,—
જળપ્રવાહ જ્યાથી વહ્યો ત્યા જ વારિ જાતુ,
જેમ પવનવેગ તેમ વૃક્ષપર્ણ ધાતુ,
આ ચિદશ ભાસ્યો ત્યાહિ ચિત્ત અનુરાગ્યુ,—
જેમ દીપજ્યોતિથકી તેજ નથી ભિન્ન
શર્કરાનુ માધુર્ય છે તેથી અભિન્ન,
તેમ મુજ ભિન્નપણુ પ્રભુથકી ભાગ્યુ,—
છાયા શરીરથી ન જુદી, તદપિ તાપે ભાસે,
તેમ વૃત્તિ આ હરિથી ભિન્ન કદી જણાશે,
વાસ્તવ અભિન્નપણુ તદપિ નહિ ત્યાગ્યુ,—
પતિવ્રતા પત્ની નહિ પતિ કદી ભૂને,
તેમ વૃત્તિ હરિ સ્મરી હરિમાહિ ઝુને,
નરહરિપ્રભુસ્મરણુ પટહ[2] હૃદય રહે વાગ્યુ, —

---

## श्रद्धा भक्तिद्वारा श्रीसद्गुरुने अभ्यर्थना.

**પદ ૪૫.** (સુખ દુ ખ મનમા ન આણીએ—એ લય.)

અતરની આ પીડને, જાણી કોણ નિવારે,

---

૧ વાગોળ ૨ નગારૂ

હૃદયતણા ભેદુવિના, ઉરના અર્થ કો સારે;—
મુજ અંતરની પીડને, એક આત્મા જાણે,
કે જાણે શ્રીસદ્ગુરુ, તેવિણ અન્ય શું નાણે;—
એ મુજ હૃદયના ભોમીયા, એ મુજ હૃદયનિવાસી,
જે ક્ષણુ ધારે તે ક્ષણે, હરે ઉરની ઉદાસી;—
સ્પષ્ટ ન હું જાણી શકું, પીડા મુજ અંતરની,
તો હું કેમ કરી વિનવું, હણવા પીડા બાનરની;—
ક્ષણુ ક્ષણુ જાણે ઉરની, જે છે સાક્ષી હૃદયના,
તે શ્રીગુરુવિણુ મુજતણા, ઉરને કરે નિર્ભય ના;—
સઘળું માગ્યું આપના, એવા ઈશ સમર્થ,
(પણ) તેમાં શ્રદ્ધા ના ધરી, તો સઘળું વ્યર્થ;—
સાચા પ્રભુને ન ઓળખ્યા, ગુરુને પણ ન પીછાણ્યા,
શંકા અશ્રદ્ધા ઉર ધરી, માત્ર મુખથી વખાણ્યા;—
જેટલા અંશમાં ઈશને, મારા કર્તા જાણું,
તેટલા અંશમાં સુખ ને, શાંતિ ઉરમાં માણું;—
મુજ શંકાશીલ હૃદયથી, પીડા સઘળી પામું,
જો શ્રદ્ધાબલ હોત તો, સુખમાં કેમ ન જામું;—
મુજ આત્મા દુર્બલ નથી, ગુરુદેવ સબલ છે,—
જે માગું તે આપવા, પણ શ્રદ્ધા દુર્બલ છે;—
શ્રદ્ધા ધરી જેણે માગીયું, તેને ક્યારે નથી આપ્યું,
(પણ) મંદભાગી મેં હૃદયને, શ્રદ્ધાથી નથી છાપ્યું;—
તત્પરતા ધરી જીવને, પ્રભુ સર્વસ્વ આપે,
પણ જીવ ના પામી શકે, નિજ અશ્રદ્ધા પાપે;—
અન્ય ન સાધન મુજવિષે, અશ્રદ્ધાને હણવા,
પરમાત્મા ગુરુદેવને, વિનવું શ્રદ્ધા લણવા;—
શ્રદ્ધા આપવિષે પ્રભો! આપ જ પ્રકટાવો,
અંતરની આ ઓળખી, સુખની રેલ રેલાવો;—
આત્મા છો અંતરતણા, ગુરુદેવ છો મારા,
ઉપેન્દ્ર નાથ આ ઉરમાં, દાખો શાંતિ સવારા;—

---

## શાંતિનું દાન અર્પવા શ્રીઇષ્ટને દીનપણે પ્રાર્થના.

પદ ૪૬. ( જોગી ન થા રાજા ભરથરી—એ લય. )

શાંતિ ઉરે વર્ષાવજો, મારા રક્ષણકાજ જી,

દશદિશ દુઃખદાવાનને, ધીખ્યો રહું છું મહારાજ જી; શાંતિ૦
અગ્નિ લઇને કૂખમાં, સુખે સૂતું ન કોઇ જી,
અશાંતિકેરી પીડથી, રહું રાતદિન રોઇ જી;—
શરીરતણી પીડાથકી, મનની પીડા અપારજી,
ઉભય પીડા હું ભોગવું, દાખો દયા જરી આ વાર જી;—
બાણતણી શય્યાવિષે, તમ લોહઉપર જી,
શરીર પડ્યું હોય તે થકી, અધિક વ્યથા મુજ અંતર જી;—
શોધી શાંતિ સકળ સ્થળે, જ્યાં ત્યાં પણ જોયું દુઃખ જી,
સર્જન શાસ્ત્રવચનવડે,(હવે) કરૂં આપભણી મુખ જી;—
જળ સૂર્યતાપની શાંતિ કરે, વાયુપણ આપે સહાય જી;
દાઝ્યાને તેલ શાંતિ કરે, કોથી આધિ શાંત ન થાય જી,—
જેના શિરઉપર પડ્યો, શાંતિપ્રદ આપ હાથ જી,
તેને અશાંતિ ન પીડતી, તે મેં જોયું જાતોજાત જી;—
મુજ કર્મે કરી આવતા, આધિ, વ્યાધિ ઉપાધિ જી,
પણ નિજ કરુણાબળે કરી, સદા શાંતિ પમાતી જી;—
અશાંતિ કોને ન છોડતી, હોય રંક કે રાણા જી.
આપકૃપા જેને પ્રાપ્ત છે, શાંતિભર્યાં તેનાં ભાણાં જી;—
અન્ન અને વસ્ત્રવિણ ભલે, હોય આપના દાસ જી,
તોપણ ઉરતણી શાંતિથી, નિત્ય કરતા રહે હાસ જી;—
હોય નહિ વિદ્યા ભલે, ના હોય વ્યવહારભાન જી,
પણ નિજ પ્રભુકરુણાવડે, શાંતિમાં રહે ગુલતાન જી;—
જો ન મળી શાંતિ ખરી, વિદ્યા ધન સર્વ ધૂળ જી,
શાંતિ ઉરે તો ભલે બધું,-નાશ થાય સમૂળ જી;—
શાંતિના સાગરે ઝીલવા, આવ્યો આજ હું રંક જી,
મનનું માગ્યું મને આપજો, વાળી અશાંતિનો ખંખ જી,—
અંતર કે બહિરની, કોઇ પણ અશાંતિ ન પીડે જી,
એવું ગુરુવર ! આપજો, રાખો ન અશાંતિને છીડે જી;—
જે અનવધિ શાંતિવિષે, નિત્ય આપ રહેતા જી,
તે શાંતિમાં સ્થાપજો, કર્મ મારાં ન લહેતા જી;—
સર્વ મળે પણ શાંતિ જે, કદી કોથી ન ચળાતી જી,
ઉપેન્દ્ર પ્રભુ તે શાંતિમાં, દો નિજ દાસને દાટી જી;—

---

## निर्भयता अर्पवा इष्टमति अभ्यर्थना.

### પદ ૪૭. (મન પરદેશી, છાક ચડે—એ લય)

(હે) પ્રભુ ! નિજજનને, અભય દીયો
જલવિણ મીન, વાયુવિણા વિહગો, રહે જેમ તરફડતા જી,
અભયવિના નિજ સર્વ શિશુઓ, ભવદવતાપે ફફડતા.—
ભયસમયે પક્ષિણી બાળકને, નિજ હૃદયશું રાખે જી,
જન્મમરણભયસમયે શિશુને, હૃદય લો (જેથી) દુખ નવ ભાખે.—
ગર્ભસ્થિત બાળકને માતા, વિવિધ યુક્તિથી રક્ષેજી,
આપ સમર્થ શિરે રક્ષક પણ, કાળ તો અમને ભક્ષે,—
વિશ્વવિષે સૌથી મોટું ભય, કાળતણું જ ગણાતું જી,
આપવડે ભય તે ન જીતાયું, ધિક્ જીવ્યું આ થાતું,—
ભયસન્મુખ ધાવાને સબળા, શસ્ત્ર નથી અમ કેડે જી,
રણમાં ભયસન્મુખ શું ધસીએ, (હજી) જેને માતા તેડે.—
ભય હણવા જવ સમર્થ થઈશું, તવ ભયસન્મુખ ધાશું જી,
બાળકને નિજ અંકે લઈને, આપ નિર્ભય સુતા શું ?—
જાગ્રત્ થઈ બાળકની વહારે, વહેલા વહેલા આવો જી,
સૌથી સમર્થ મરણતણા ભય,—ને વિભુ ! સદ્ય શમાવો.—
કામ ક્રોધઆદિ ષડરિભય, દુર્જનભય પણ મોટો જી,
વળી વાર્ધક્ય અને વિષધરનો, પણ ભય ઉર નથી છોટો,—
તૃષ્ણા નથી અમારી તુટી, શરીરતણા રક્ષણની જી,
(જેથી) રોગ ગણો ત્યાંસુધી રક્ષી લો, ચિંતા તમને ક્ષણ ક્ષણની.—
ભય ચિંતા ઉરમાં વસવાથી, આપ સ્મરણ નવ થાતું જી,
ભયનું સ્મરણ અહોનિશ રહેતું, મન આ ભય ભય ગાતું,—
આપ અનુગ્રહ પૂર્ણ થશે તવ, ઉર નિર્ભયતા આવે જી,
નિર્ભય આપ ઉરે પ્રકટ્યાવિણ, અભય કો ઉર પ્રકટાવે.—
આપ પ્રકટ જ્યાં વસી રહ્યા ત્યાં, અભયઆણ વર્તાતી જી,
અંતર્ બહિર્ પ્રકટ વિભુથી રહો, ઉર જેથી નિર્ભયતા થાતી,—
ભયને ભય દાખવનારા તો, આપવિના નથી કોઈ જી,
તે જાણી શરણે વસીયા વિભુ, ભય સર્વ નખો ધોઈ,—
નિર્બલને ભયનાતણા પણ, આપ સમર્થ જ બેલીજી,
ઉપેન્દ્ર નિર્ભયતા દીધાવિણ, શિશુને ન મેલશો ઠેલી

---

## विषयसुखने त्यजी निर्विषय सुखमां प्रेम धरवा जीवने सुबोध.

પદ ૪૮. ( હરિ હર્ષ ધરી, એ લય )

વિષવત્ જાણી, જો મુક્તિ ઇચ્છે તો વિષય ત્યજી દે,
અમૃત નાણી, દયા, ક્ષમા, સતોષાદિને ભજી લે
વિષયે જન જેહ પચી રહેતા, દુ ખ આદિ મધ્ય અતે લહેતા,
વિષયો પરતત્રપણુ દેતા,—
વિષની નિદ્રા જેમ હાનિ કરે, ( તેમ ) અતિ વિષયનુ સુખ દુ ખ ધરે,
સત્સુખઅભિલાષી તેથી ડરે,—
વિષયો મૂષકસમ કરડી ફુકે, પણ પરિણામે જેમ તેહ દુ ખે,
( તેમ ) સ્થાપે ન વિષય કદી અચલ સુખે,—
તુ શીતળતાને ઇચ્છે છે, પણ શૈત્ય સદા તુ ઉવેખે છે,
તુજ અગો તાપે શેકે છે,—
વિષયેચ્છા જીવનહારિણી છે, તે વિશ્વે ક્રૂર પિશાચિની છે,
નિર્વિષયેચ્છા સુખદાયિની છે,—
વિષયેચ્છા સદ્ગુણ સર્વ હરે, મૃત્યુદાઢે ઝટ લાવી ધરે,
સુખમય જીવનને દુ ખી કરે,—
તૃપ્તિ છે વિષહર જડીબુટ્ટિ, જેણે તે પીધી છે ઘુટી,
તેણે સુખશાતિને લીધી લુટી,—
શાસ્ત્રો સજ્જન સઉ શિક્ષા દે, ચહશો ન વિષયસુખના નાદે,
કા જે તે શાશ્વત્ સુખ ના દે—
વૃત્તિને નિર્વિષયી કરવા સર્વોત્તમ સુખપદને વરવા,
સદ્ગુરુશરણે તનમન ધરવા,—
વિષયી જનની સગતિ ત્યજવી, ભક્તિ નિષ્કામ સદા ભજવી,
પ્રભુસ્મરણથી દે મનમતિ ગજવી,—
સાચુ સુખ પ્રભુપદમા જાણી, મિથ્યા શ્રમ કર ના જલ છાણી,
ઉપેન્દ્ર પ્રભુ સ્મર કહુ તાણી,—

---

## इष्टानुग्रहछायामां रमण करनार साधकना उद्‌गार.

પદ ૪૯. ( જીવ જગના પતિને ભજ ભાવથી રે, એ લય )

અમે વિશ્વનાથઅ કમાંહી ખેલીએ રે, બની રહીએ નિ શ ક નિત્યતૃપ્ત, અમે.
અમે દુ ખ ભય શોકને નિવારીએ રે, અમે અતરથી લહીએ મોહ લુપ્ત,-
અમે અજ્ઞાન આવરણ ટાળીએ રે, અમે અતરમા સજીએ શુદ્ધ જ્ઞાન,—

અમે નામરૂપ આદિને ઉવેખીએ રે, ઉર લહીએ અખંડ તત્ત્વભાન,—
અમે વિકરાળ કાળથી ન બ્હીજીએ રે, છે અજરઅમ અમારૂં સ્વરૂપ,—
અમે મમતાભિમાનને મટાડીએ રે, આપે થઇ રહીએ ચૌદભુવનભૂપ,—
અમે બોધ સદ્ગુરૂનો હૃદય ધારીએ રે, અમે અંતરથી ત્યજીએ રાગદ્વેષ—
અમે અમને પ્રભુરૂપ પેખીએ રે, અમે લહીએ ન ન્યારો જીવવેષ—
અમે વિવેક વિરાગ ઉર સેવીએ રે, અમે ધારીએ શમાદિ ષટ સંપત્તિ —
અમેહર્ષશોક અંતર ન આણીએ રે, અમે લહીએ એક સંપત્તિ વિપત્તિ,—
અમે સુખશાંતિ ઉન્નતિને પામીએ રે, અમે મસ્તકે લહીએ પ્રભુ હાથ—
અમે નિજ સ્વરૂપમાંહિ રહીએ શમી રે, અમે લહીએ અભિન્ન નૃહરિનાથ—

## વર્ષારંભે શ્રીઇષ્ટને વિજ્ઞપ્તિ.

પદ ૫૦ રાગ કરાઇ

જય જય શ્રીપતિ મતિ પતિ આજે રે, હર્ષ ધરી નમીએ ચરણે રે,
પ્રકટ નિરખવા બહિરને અંતર્, ભજીએ આપ પ્રભુ સ્મરણે રે
આપસ્મરણવિણ અન્ય ઉપાયે રે, આપ પ્રસન્ન નથી થાતા રે,
એવું અનુભવી યોગી હરિજન, ગ્રંથવિષે સ્થળ સ્થળ ગાતા રે
સ્મરણ આપનું ભક્તિ ને મુક્તિ રે, સદ્ય સધાની નિજ પદ સ્થાપે રે
ક્ષુદ્ર અને સર્વોત્તમ ઈપ્સિત—અર્થો જે ક્ષણમાં આપે રે
સર્વોત્તમ ઐહિક અભ્યુદય રે આપ કૃપાવિણ ના થાતો રે,
મનમગ ને અધ્યાત્મની ઉન્નતિ, પ્રભુકરુણાવિણ મિથ્યાવાતો રે
મનના સર્વ મનોરથો સહજે રે, આપ પ્રભુ પૂરવા તત્પર રે,
હૃદે ઉચ્ચ આશા ધરી સ્મરીએ સફલ થવા આ સંવત્સર રે
પાર પ્રભુ નથી જાતો જાણ્યો રે, અંતરની ઇચ્છાઓ રે,
પણ એવું દેજો મટી જાતો, જેથી જન્મમરણફેરો રે
અજરઅમર અવિનાશી પદમાં રે, અંતરની સ્થિતિ પ્રભુ કરજો રે,
ઉપેન્દ્ર નિર્ભય પદમાં સત્વર, વત્સલભાવવડે ધરજો રે

## હરિમય ચિત્ત કરવા પ્રવર્તતા સાધકના નિશ્ચયો.

પદ ૫૧. ( આંખવિના અંધારૂં રે, એ લય )

ચિત્ત હરિમય મારૂં રે, કરૂં સદાએ, ચિત્ત હરિમય મારૂં.
દષ્ટિએ જે આવનારૂં, વૃત્તિમાં જે સ્ફુરનારૂં,
માને તે ન હરિથી ન્યારૂં ન્યારૂં રે,—

કોઇ કહે જગ છે નઠારૂ, નરકમા પડવાનુ ભારૂ,
મારે ઉર તો સઘળુ સારૂ સારૂ રે,—
કોઇને નિજ તનુ અકારૂ, કોઇને એ મધ્ન ન્હેનારૂ,
મુજને તો કાઇ ન ખારૂ ખારૂ રે,—
કોઇ મળે નિંદનારૂ, કોઇ મળે વદનારૂ,—
મુજને એ સઘળુ પ્યારૂ પ્યારૂ રે,—
હોય સ્નેહ રાખનારૂ, ભલે દ્વેષ ધારનારૂ,
સઉના પર હુ તો વારૂં વારૂ રે,—
પ્રાભ જે મને થનારૂ, તે ન કોઈ લઈ જનારૂ,
શાને પછી ચિંતા ધારૂ ધારૂ રે,—
દ્વેષ કોઇથી ના પ્રસારૂ, કટુ વેણુ ના ઉચ્ચારૂ,
મીઠા બોલે સઉને હારૂ હારૂ રે,—
મિથ્યા વાદ ના વધારૂ, સ્નેહ કદી ના મઠારૂ,
તેમાને કહુ હુ તો હારૂ હારૂ રે,—
ઉરથી પ્રભુને વિચારૂ, મુખથી પ્રભુને ભભારૂ,
જોઉ જ્યા ત્યા નરહરિ ચારુ ચારુ રે,—

---

## सुखेच्छकने इष्टशरण जवा सद्बोध.

### પદ પર. રાગગઝી

શ્રીગુરુદેવ સભારજો, ઇચ્છો સુખના ઓધ,
સુખનો એ સમ છે નહિ, બીજો માર્ગ અમોઘ—
સત્તામાન આ વિશ્વમા, વિધવિધ દુખયુક્ત,
(જે) નિજદુખ ટાળે ન, અન્યને, (તે) કેમ કરે દુખમુક્ત,—
ખાના ધારી રાચણો, જઈ નિબને વૃક્ષ,
આશ ધરે રાચણતણી, કહો કોણુ જ દક્ષ,—
આપે[1] ભિક્ષુક હોય તે, આપી શકતો ન દાન,
કકડો જો પાસે ન હોય તે, કેમ દે વસ્ત્રનુ થાન—
પાણીનુ ટીપુ પીવા નહિ, જેને કંઠે શોષ,
કેમ કરી કોઇને દીયે, પાણી ભરીને પોશ,—
પૃથ્વીનુ ક્યાથી દીયે, દાન યાચે કોય,
જેને બેસવા છે નહિ, જગમા ગજભર ભોય;—

---

[1] જાતે

સુખના તરસ્યા આ જીવો, દઇ ન શકે સાચુ સુખ,
તેઓ સમીપ જાવુ ના ઘટે, થઇને દીન ભિક્ષુક,—
દુ ખાતીત છે શ્રી ગુરુ, જેને સુખની ન ખોટ,
જેનો સુખસાગરવિષે, નથી કદીએ ઓટ,—
સુખેચ્છુ જન બીજુ તજી, કરો શ્રીગુરુસવ,
ઉપેન્દ્ર ગુરુ તેને કરે, સુખરૂપ તતખેવ,—

---

## प्रभातपंचविंशति.

## श्री सद्गुरुनी शुश्रूणा करनारनुं जीवन सार्थक छे

### પદ ૫૩.

જ્યાલગી ઇષ્ટની શુશ્રૂષા ના કરી, ત્યાલગી જન્મ ધરી, કઈ ન કીધુ,
ભલભલા માર્ગમા છો વહ્યા તદપિ એ, કોઇએ સાચુ પદ નાહિ ચીધ્યુ
જપ કર્યાં તપ કર્યાં, ધ્યાન આદિ ધર્યાં, છો સ્મર્યાં સ્તોત્ર ને વિવિધ મત્રો,
સદ્ગુરુશુશ્રૂષાવિણ બધુ વ્યર્થ છે, ચલાવનારા વિના જેમ યત્રો
તીર્થમા છો ફરે, શાસ્ત્ર મોંઢે કરે, ગુરુ ગુરુ ઉચ્ચરે મુખથી છો ને,
દેવગે દેવળે છો ભ્રમ્યા એ કરે, વેદ ભણી દુ ખવે છો જ મોને
ભક્તિ કે યોગ સાધે ભલે જ્ઞાનને દાન આપે ભલિભાતિએ કો
છો અહ બ્રહ્મ કે જગદિદ બ્રહ્મ રે, સર્વમા ઇષ્ટસેવા જ એકો
ઇષ્ટસેવાવિષે વાપરે હાથ જે, તીર્થ તેમા સઉ આવી વસતા,
જેહના તીર્થ તે હાથ જઈ હળકતો, તેહને યમદૂતો નાહિ ડસતા
જે તળાસે ગુરના ચરણ હસ્તથી સિદ્ધિ સઉ આવતી તેહ હસ્તે,
શારદા સર્વદા ત્યા જ વાસો કરે, નિગમ આગમ વસે ત્યા સમસ્તે
ઇષ્ટની શુશ્રૂષામાહિ જેના ચરણ સર્વદા આમને તેમ ફરતા,
તે જ ચરણો સદા ધોઇને દેવ પણ, પાન કરી તેહ જલ તીર્થ ધરતા
ગુરુતણી સેવ કરતા કદી શિષ્યનુ, તીવ્ર જો થઇ પડે ધડથી છૂટુ,
જાણવુ તેહનુ હૃદય સદ્ગુરુ થકી, નહિ પડે એક ક્ષણ પણ વિખુટુ
ઇષ્ટસેવાવિષે શિષ્યના શરીર આ, પ્રાણથી જો કદી દૂર થાતા,
કર ગ્રહી સદ્ગુરુ ધારી નિજ અકમા, જ્યા ચહે ત્યા તરત લેઇ જાતા
ઇષ્ટસેવાવિષે જો કદી વહી જતી, શિષ્યના દ્રવ્યની દમડી દમડી,
તેહ આ જન્મમા ઇચ્છના પામતો, અધિક કુબેરથી પણ સમૃદ્ધિ
ભક્તિને યોગને જ્ઞાન પણ ગુરુતણી, શુશ્રૂષા સેવતા આવી મળતા,
કીર્તનો જપતપાદિ વળી ધ્યાન પણ, સદ્ગુરુ સેવતા સહજ ફળતા

સાચું સુખ સુગમતાથી ચહે ચતુર નર ! ચેતી લે ચિત્તમાં ઝટ લઇને,
પ્રથમ આપે તરિ તાર તુજ આશ્રિતો, સદ્‌ગુરુશુશ્રૂષા સદા ગ્રહીને.
પ્રીતિપૂર્વક સદા ભાવ અનન્ય ધરી, ઇષ્ટની શુશ્રૂષા સાચી કરજે,
ટાળી અભિમાન તન્મય થજે ઇષ્ટમાં, ઇષ્ટઅર્થો તદા સદ્ય વરજે.
પાછી પાની કરીશ ના કદી સેવતાં, સદ્‌ગુરુશુશ્રૂષા શિષ્ય થઇને,
એ જ તુજ સદ્‌ગુરુસેવના હાથને, નાથ ઉપેન્દ્ર મ્હાલશે ચહીને.

---

## प्रभातपंचविंशति.
## ईप्सितार्थ अर्पवा श्रीइष्टने उपालंभपूर्वक अभ्यर्थना.
### પદ ૫૪.

આપને આપને વિશ્વના ઇશ ઓ !, તાહરે ઘેર શું ખોટ આવી,
આપતાં તારૂં ઘર તો નહિ ભાગશે, હાથ શું આવશે મુજને તાવી.
આપવા તું થયો ઇશ ને શિષ્ય હું, યાચવાકાજ આ વિશ્વમાંહિ,
મૂળથી તું વિના હું જ ક્યાંથી હતો, તું પ્રકટના મને આણ્યો આહિં.
શીદ કંજૂસ થાતો હવે આપતાં, શીદને જન્મ આ વ્યર્થ આપ્યો,
માગ્યું ના આપવું'તું કદી મૂળથી, તો પછી શીદ કર શિશ છાપ્યો.
આપના જો ન મળતું હતું પ્રથમથી, બાલ્ય શીદ સાહી આવી ઉમંગે,
હેતથી હાથ લઇ, પ્રેમથી બાથ ગ્રહી, મારી કાઢે હવે શીદ ધક્કે
યોગિ ઋષિ ધ્યાનિને આપતો સર્વ તું, જેહ ઉરમાં સદા તૂમ રહેતા,
વાડમાં વરસના જેવું એ શું કરે, મુજ સરીખા જગે મૂકી વહેતા
ધનિકને આપ્યું ધન, તૃમને આપું અન્ન, રૂડું શું કામ એમાં કર્યું તે,
થોડું પણ મુજસમા કોઇ અનૃમને,–કાજ જો ના કદી વાવર્યું તે
પુત્ર છું તાહરો, બાપ તું માહરો, આપ તું એવું કહેતા જ પૂર્વે,
ઇચ્છું ઝટ દેઇને ચકિત કર લોકને જેથી યશ ગાય તુજ જીવ સર્વે
સર્વથી શ્રેષ્ઠ એવો તું આ વિશ્વમાં, સર્વથી નેક રહે પુત્ર તારો,
હામી તારી થશે, લાજ તારી જશે, એથી શો તુજને લાભ સારો
નાથ નથી માહરે, જોતું ધન ધામ કંઇ, વિભવ કે પુત્ર દારા ન માગું
માત્ર આ દૃષ્ટિથી દેખું હું તુજને, એ જ અર્થે કરૂં સઘળું તાગું
હૃદયનો હું ગરો ને જડ્યો છું પ્રભો ! બોલું આવેશમાં ગાડું ઘેલું,
નાથ ઉપેન્દ્ર કરુણા કરી એ શુણી, દૃષ્ટિએ આવ એ માગું છેલ્લું

---

## प्रभातपंचविंशति.

### दृष्टविरहथी व्याकुल वृत्तिनां उपालंभपूर्वक श्रीइष्टप्रति उद्गार.

**પદ ૫૫.**

જાણુંછું જાણુંછું કપટ બધું તાહરૂં, આમ શો છેહ દઇ લાભ ખાટયો,
બોલતાં ચાલતાં હાસતાં ભૂલવીને, આમ શું ક્રૂર બની સ્નેહ કાટયો.
બાંધતાં વાર ના, તોડતાં વાર ના, નાથ ! એ તાહરો સ્નેહ કેવો,
પાણીના જેમ બુદ્દ બુદ્દ થતો ફૂટતો, તુજ સરીખાતણો સ્નેહ તેવો.
દીનને રઝળતાં ઝરતાં મૂકતાં, ધડ ભુંડા ! કંઇ દયા હૃદય નાવી,
તુજવિના કો ન મુજ બેલી એ જાણતો, તોય પણ કયાં ગયો મુખ છુપાવી.
પ્રાણ કહે તારી સત્તા નહોતી કંઈ, ધાર્યું જો હોત અહિં અધિક ટકવું,
જાણ પણ સ્નેહ તુજને ન મારો ગમ્યો, ત્યાં પછી શું હવે વ્યર્થ બકવું.
પ્રાણઆધાર ! તુંથી વિખુટાં થતાં, શી દશા થતી હશે તે વિચાર્યું,
તું ન જો જાણતો હોય તો પૂછી જો, હૃદય જેનું વિરહથી વિદાર્યું.
વારિથી ન્યારી થતી મચ્છીને પૂછી જો, પૂછી જો તું જ ચકવા ચકવીને,
પૂછી જો ગાયથી રહિત આ વચ્છને, પૂછી જો પતિરહિત સાધવીને.
પૂછી જો લોભીનું ધન જતાં શું થતું, ક્ષુધિતનું ભોજ્ય જાતાં શું થાયે,
તૃષિતનું હાથથી પાત્ર જલનું જતાં, અંતરે એહ કેવો મુઝાયે.
ગોપીને છાંડીઓ, છાંડી તે કુબડી, કંઇકને આમને આમ છાંડ્યાં,
કંઇકનાં અવલગ્ને આમ તેં ભાગીઆં, કંઇકનાં તેં જ ઘર નવીન માંડ્યાં.
રંગરસ જામવા જ્યાં સમો આવતો, છેદતો તે ક્ષણે સ્નેહતંતુ,
કેમ કરી સહી શકે, તાહરા પ્રેમના,—પાનથી જીવતાં જીવજંતુ.
ઉપજતી જો હજી હોય કંઈ લાગણી, માગણી મારી લેજે સ્વીકારી,
હૃદયમાં પ્રકટીને કંઇક સંતોષજે, રૂઝવ જે મારીઓ ઘાવ કારી.
ફરી ફરી શું કહું ઓથ છે તાહરી, થાકી હું થઇ ગયો લોથ હારી,
આવી વસજે કદી હૃદય ઉપેન્દ્ર પ્રભુ, તોય જાણીશ તેં મોથ મારી.

---

### नूतन वर्षनिमित्त श्रीइष्टने अभ्यर्थना.

**પદ ૫૬. ગરબી.**

નૂતન વર્ષ, આજ પ્રભુ કરુણા કરી વર શુભ આપજો.
નિજ પદસ્પર્શે, હૃદય પુનિત કરી આપ અહોનિશ વ્યાપજો.
શુભભાવનણા પ્રભુ સાગર છો, આનંદતણા પ્રભુ આકર છો,
પ્રભુ આપ સ્નેહની સાકર છો; નૂતન૦

શ્રીકેશ આપ મહારાશિ, કરશો ન સહન શિશુની હાંસી,
સંપત્તિ દેજો અવિનાશી; નૂતન૦
સત્સુખકેરા પ્રભુ સૂર્ય જ છો, તમે સર્વવિષે આશ્ચર્ય જ છો,
પ્રભુ વિવેકના વૈડૂર્ય જ છો; નૂતન૦
સામર્થ્યમાત્રના છો સ્વામી, અમ અંતરના અંતર્યામી,
દો માગ્યું વદીયે શિર નામી; નૂતન૦
તનમન મનિના પ્રભુ પોષક છો, દુર્જનને આપ ભયાનક છો,
સાધુજનને આલ્હાદક છો; નૂતન૦
પ્રભુ કરાવજો યત્ને વૃદ્ધિ, પ્રભુ આપી સત્વર સમૃદ્ધિ,
કરો સિદ્ધિપતિ દઇ મહાસિદ્ધિ; નૂતન૦
આપનું સઘળું અમને દેજો, અમરૂપ આપ થઇને રહેજો,
વળી અમને નિજરૂપ કરી લેજો; નૂતન૦
પ્રભુ આપવિષે જેની પ્રીતિ, તેને દો છો જોયાવિણ નીતિ,
પણ આપ પ્રીતિની કઠિન રીતિ; નૂતન૦
સમજાવો પ્રીતિની રીતિ, જેથી હિતની ન રહે ભીતિ,
નવ ગમતી અમને આ સ્થિતિ; નૂતન૦
પ્રભુ આપ પ્રીતિમાં સર્વ ગમ્યું, તેથી છે અમને એ જ ગમ્યું,
જે એ કહી ઉપેન્દ્ર હૃદય વિરમ્યું; નૂતન૦

---

## प्रभुर्दर्शन करवा अधिकारीने बोध.

### પદ ૫૭. ગરબી.

નિજ નયનવડે, પ્રકટ પ્રભુને પ્રેમે ક્યારે પેખશો,
બાહ્યાંતરથી, પ્રભુમય ક્યારે નિજને, સઉને લેખશો;
પ્રભુ છે કરુણાના મહાસાગર, (જે) વર્ષાવે વિમુખ ને અભિમુખપર,
એવી કરુણાથી ક્યારે ભરશો નિજ અંતર; નિજ૦
પ્રભુ પ્રેમતણા છે મહારાશિ, જેને નથી કદીયે ઉદાસી,
ક્યારે થશો (એવા) પ્રેમરૂપ અવિનાશી; નિજ૦
પ્રભુ તો આનંદસ્વરૂપ કહાવે, જેને ક્લેશ ન ઉરમાં કદી આવે,
તેવું ઉર ક્યારે કરશો હાવે; નિજ૦
નમ નયનો પ્રભુદર્શન કરવા, તમ કર્ણો પ્રભુગુણને શુણવા,
છે જિહ્વા પ્રભુના ગુણ ભણવા; નિજ૦
છે હસ્ત પ્રભુસેવા કરવા, પગ પ્રભુઅર્થે શ્રમ આચરવા,
છે અંતર મળ્યું પ્રભુને વરવા; નિજ૦

પ્રભુગુણથી પ્રભુને વાણીમાં, સેવા કરી પ્રભુને [1]પાણિમાં,—
પ્રકટાવી ખપો ભક્તજ્ઞાનીમાં; નિજ૦
પગનો શ્રમ પ્રભુઅર્થે જ્યારે,—કરશો, પ્રભુ પ્રકટે પગે ત્યારે,
પ્રભુ જોતાં, તે પ્રકટે નયનદ્વારે; નિજ૦
પ્રભુઅર્થે જે ઇન્દ્રિય પ્રભુમાં, તન્મયતાથી જોડો તેમાં,
પ્રભુ પ્રકટતા ત્યાં જોતજોતામાં; નિજ૦
ઇન્દ્રિયગણને પ્રભુમાં ગોધો, જેમાં તેમાં પ્રભુને શોધો,
ગુણી સતશાસ્ત્રોકેરા બોધો; નિજ૦
મનમતિને પ્રભુમાંહિ યોજો, કાઢી ઉરથી દસ્યનો બોજો,
નરહરિ પ્રભુ જ્યાં ત્યાં પ્રકટ જોજો; નિજ૦

---

## श्रीइष्टने दर्शनसहित ईप्सितार्थ अर्पवा विज्ञप्ति.

### પદ ૫૮. હોરી.

પ્રભુ આજ પ્રત્યક્ષ થાઓ.
અંતરને બહિર્ જણાઓ; પ્રભુ૦
મંગલ દિવસે મંગલમય પ્રભુ મંગલ કરવાને આવો,
આપ વરદકર શિર્ષે ધારી, દુરિત અમારા વિલાવો,
કૃપાલુ આપ કહાવો; પ્રભુ૦
ઉન્નતિશિખરે અનુગ્રહ કરીને, દુર્બલ પંગુ ચઢાવો,
નિશદિન સ્થિત અખંડિત રાખો, નહિ નીચે કદી લાવો,
સુદૃઢ પગ ત્યાં જ સ્થપાવો, પ્રભુ૦
આપતણું સામર્થ્ય દઈ, વળી જ્ઞાન યથાર્થ સ્ફુરાવો,
યંત્ર અમો, આપ જ ચાલક થઈ, કાર્યો વિવિધ કરાવો,
સર્વમાં યશને અપાવો; પ્રભુ૦
સ્વરૂપાનદજળે આ મીનને, અષ્ટ પ્રહર ખેલાવો,
આપ કૃપાવૃષ્ટિ ચાતકના, મુખમાં હવે વર્ષાવો,
તૃષિતને નહિ તરસાવો, પ્રભુ૦
આપ અભિમુખ રહીએ નિરંતર, એ શ્રદ્ધાને દૃઢાવો,
આપવડે સઘળું પામીને, આપવિષે રેલાવો,
આપમાં અહં આ ગળાવો; પ્રભુ૦

---

૧. હાથમાં.

નૃહરિ પ્રભુ આ આનંદસમયે, જય જય જય ઉચ્ચરાવો,
અમઅર્થે પ્રકટ્યા છો વિશ્વે, તો કાં હાવે છુપાઓ,
સદ્ય નિજરૂપ બનાવો; પ્રભુ૦

## આત્મસ્વરૂપ જોવા જીવને બોધ.

**પદ ૫૯.** ( નજર કરો નાથ જરા,—એ લય. )

દૃષ્ટિ નાંખી જીવ જો તું, કોણુ સમીપ તારી,
શોધ તારા સુખસાર, જ્ઞાનને વધારી;
નેત્ર ઉધાડી વીર હવે, કરજે તું દર્શન,
તૃપ્ત હૃદય આ કરી હવે, રહે તું નિત્ય પ્રસન્ન,
થા હવે ન વ્યર્થ દુઃખી, જીવપણું વિચારી; દૃષ્ટિ૦
પ્રભુના પદને પામવું, એ તુજ છે કર્તવ્ય,
એ જ્ઞાતવ્ય જ જાણજે, ગણજે એ પ્રાપ્તવ્ય,
તત્ત્વને વિચારી વૃત્તિ, દશ્યથી કર ન્યારી; દૃષ્ટિ૦
મોહ ધર્યાથી છીપમાં, બનીશ ના કદી ભૂપ,
હૃદયાબ્ધિમાં જે રહ્યું, મોતી લે તે અનુપ,
શિવ થઇને લાવી ફર તું, સ્વરૂપની ખુમારી; દૃષ્ટિ૦
ચિંતા શોકથકી થવું, વિફલ ન એ તુજ કામ,
ધૈર્ય તથા ઉત્સાહથી, મેળવ તું શ્રીરામ,
જે મળ્યાથી સર્વ મળે, વૃત્તિ ત્યાં દે હારી; દૃષ્ટિ૦
મહોદધિ સુખ શ્રીતણા, જે જ્ઞાનાધિષ્ઠાન,
અભિન્ન એ તુજથી સદા, ઉરમાં તું પ્રિય ! જાણ,
નિરખ નિકટ નરહરિ, એ લેશે તને તારી; દૃષ્ટિ૦

## ધ્યેયની પ્રતીતિ કરનાર વૃત્તિના ઉદ્‌ગાર.

**પદ ૬૦.** ( ધન્ય ધન્ય એડવર્ડ આજે, ભૂપતિ—એ લય. )

અર્ધમાં ધ્યેયસ્વરૂપ ન્યાળું, સચ્ચિદાનંદ ગુણો ભાળું.
ચૈતન્ય પ્રકાશ નિહાળું, દશે દિશ શુદ્ધ સત્ત્વવાળું.
ચિતિદ્યુતિ પ્રકટ થતાં ક્ષણુમાંહિ નશ થયું સઉ કષ્ટ,
હરિસમ જગત્ સદા હું પેખું, ગઈ સ્વપર મતિ ભ્રષ્ટ,
નષ્ટ થયું મોહતિમિર કાળું, વિરાગે મન બહુ રઢીયાળું;—
રજસ્ તમસ્ નવ લેશ ઉદ્‌ભવે, પ્રકટે ન સાત્ત્વિક ભાવ,

ત્રિગુણ તણો જય સહજ થયો લીધો નિજ સ્વરૂપલ્હાવ,
ભાવથી ચિતિમાંહિ મ્હાલું, સદા હું દ્વૈતપણું ટાળું;—
ભ્રમ આ દશ્ય પ્રપંચનો ત્યાગું, લહીને માયા ચિત્ર,
ભાળું આદિ અંતે એક જ, પરમાત્મા જ વિચિત્ર,
મિત્ર શત્રુભાવને બાળું, ચિત્તથી સમ સ્થિતિને પાળું;—
ચૈતન્યામૃતનું બિંદુ જે ચાખે તે જન ધન્ય,
બ્રહ્મસ્વરૂપ થઇ તે રહેતો, થાય પ્રભુથી અનન્ય,
(તેનું) અન્ય જીવસમ ન હૃદય કાળું, ટળે ભિન્નાસ્તિત્વનું જાળું;—
સહસ્રદલપદ્મે નરહરિનાં, કરીને કમનીય દર્શ,
પ્રકટ અનુભવું નિશદિન નરહરિ, નિર્મલ હૃદયાદર્શ,
હર્ષથી મગ્ન રહી મહાલું, હુંપણું ચિતિમાં ઓગાળું;—

---

## उपकारस्मरणरूप स्तुति.

### પદ ૬૧. ધન્યાશ્રી

ભક્તતણા પ્રતિપાલ, પ્રભુજી, ભક્તતણા પ્રતિપાલ.
ભવભયભ્રમના ભેદક આપ જ, દુષ્ટતણા છો કાલ;—
આપવિષે ઉપજી, ટકી, ખપતી, વિશ્વતણી જંજાલ;—
કાર્યમાત્રના કર્તા આપ જ, જીવને ના'વે ખ્યાલ;—
આપસ્વરૂપ જે યથાર્થ જાણે, મર્મ લહે તત્કાલ,—
આપશરણ જે સાચે ભાવે, રહે તેની છો ઢાલ;—
હું અભક્તને ભક્ત ગણીને, દર્શાવો અતિ વહાલ;—
કર્તા ભર્તા મારા આપ જ, તમવિણ હું બેહાલ;—
અનેક ભક્તણા છે ટાળ્યા, આપે ભય વિકરાલ;—
તેથી ભક્તજનો આશા ધરી, છોડે ન આપનો ઝાલ,—
આપ બધું કરી યશનો ગંદક, કરાવો ભક્તને ભાલ;—
કોઇ સમર્થ પિતાથી પામે, હિત જેટલું નિજ બાલ;—
તેથી પણ કોટિગણુ અધિકું, દો છો મુજને હાલ;—
હવે અધિક બીજું શું ઇચ્છું, (જ્યાં) આપ જ મુજ ધનમાલ,—
ઉપેન્દ્ર પ્રભુ તમને શિર લહેતાં, થઈ ગયો હું ન્યાલ;—

---

૧ ચાલ્યો.

## ધર્મધ્વજમતિ શ્રીઇષ્ટનો અનુગ્રહ થવા અભ્યર્થના.

**પદ ૬૨.** (સુ નિર્મળ જનની તનાવડીમા, એ લય)
જય જય ધર્મધ્વજ સુત સુહરે ! કરૂં પ્રણામ અપાર,
ધર્મરૂપ મતિ મારી કરજો, ધર્મતણા અવતાર
અંશ આપનો આ ધર્મધ્વજ, ધર્મોન્નતસ કરો આધાર,
જેથી વાચકના અંતરના, ટળીના રજતમભાર,—
અર્થ, મોક્ષ કે કામ ન પામે, ધર્મવિના આ જીવ લગાર,
ધર્મવિના સુખજનક ન થાતા, તન મન ધન કે દાર —
જે ધર્મે કરી અભ્યુદયનો, પરાવધિ પામે નરનાર,
ધર્મરહસ્ય અનુત્તમ આમા, પ્રકટાવો સુખકાર ! —
જે ધર્મે કરી રાજ્યપ્રજામા, વહે સુખશાંતિપારાવાર,
દર્શાવો તે ધર્મ જેથી એ, પામે ઉભય ઉદ્ધાર,—
ધર્મતણા નામે બહુ ચાલે, આજે જગમા ભ્રષ્ટાચાર,
આપરૂપ આ ધર્મધ્વજ, તેનો કરજો સંહાર,—
જે ધર્મે કરી આર્યદેશ આ સ્વતંત્ર અને સમર્થ થનાર,
તે દૃઢ ધર્મથી જાગ્રત્ રહેજો, આર્યહૃદયઆગાર,—
ઉન્નતિમાનવનુ મૂળ ધર્મ છે, મૃત્યુનો ભય જે હરનાર,
સત્ય ધર્મ તે સ્થળ સ્થળ વ્યાપો, એ વિજ્ઞપ્તિસાર,—
અધર્મનું મૂળ સમૂળ કાઢી, ધર્મશ્રી કરજો બહાર,
જયયશ જેથી પુકારી આપનો, સર્વે ધર્મ ધરનાર —
પૂર્વે વિવિધ પ્રસંગે ટાળ્યો, અધર્મ આપે ધરી અવતાર,
તદ્વત્ ધર્મધ્વજ આ કરજો, (એ) યાચું વાર હજાર —

---

## આરંભક અભ્યર્થના.

**પદ ૬૩.** ( જય જય તુ શ્રી પૂર્ણ આનંદ—એ લય )
જય જયતુ યમદંડધારિ સુધર્મધ્વજ ! ભયરૂપ દુષ્ટદલ દલનહારિ !
દેવ દાનવ તથા માનવો જેમના, ચરણમા છે રહ્યા શિશ ધારી —
જેમના શાસનેથી વિરચી રચે-સૃષ્ટિ, ને વિષ્ણુ પણ જેથી પાળે,
જેમના ભયથી શ્રીરુદ્ર સંહારતા, જેમની શક્તિવિણ તૃણ ન હાલે
જેમના લેશ હુંકારને સુણતા, ખળભળી ઉઠતા ચૌદ ભુવનો,
શેષ ડગમગી જતો, મેરુ પણ ચળી જતો, ભયથી કંપે શશિ સૂર્ય પવનો.
રાત્રિ દિન જેમના ભયથી નિત્ય થતા કાળ પણ ગતિ કરે જેની બીકે,

વિવિધ પરમાણુ સંયોગ પામે છૂટે, જેમની બીતિથી અગ્નિ ધીખે
જેમના ભયથકી અખિલ આ વિશ્વમાં, વિવિધ અનુકૂલ પ્રતિકૂલ થાયે,
જેમના શાસને કર્યો યથાનિયમ વડે, રસ રુધિર આદિ આ શરીરમાંહે
જેમના ભયથી ઉગે વનસ્પતિ બધી, ભૂમીમાં ધાતુ પણ જેથી પાકે,
વાદળ કંચન બને જેમના શાસને, જલ, પત્થર બને જેની હાકે
મોતી સિંધુવિષે થાય જેના ભયે, ઉર આકાશમધ્યે પ્રકટતા
ઇન્દ્રિયો મન અને બુદ્ધિ પણ જેમના, શાસને કરી સકલ કાર્ય કરતા
ભૂપના ભૂપ જે વિશ્વમાં કહાવતા, સત્ય ને ધર્મનું મૂલ જે છે,
સજ્જનનું ગૌર્ય ને ધર્મીનો ધર્મ જે, પાપીને દુઃખપ્રદ શૂલ છે તે
ધર્મરક્ષણતણા કાર્યમાં બાલકો, આપ કરુણાથી આજે પ્રવેશે,
વીર હાકી સદા જય પ્રભો! આપજો, થાય ડંકો સ્વદેશે વિદેશે
દુષ્ટ દુર્જનપ્રતિ શાસનાર્થે સદા, નિત્ય યમદંડ તત્પર રહેજો,
ધર્મીની ઢાલરૂપ, કરના કાલરૂપ થઇ ત્રિભુવનવિષે વિજય વરજો
અતુલગતિ! આપનો પ્રબલ યમદંડ આ, ધર્મવૃદ્ધિ સકલ સ્થાન કરજો,
અભયની આણ ફેલાવજો દશદિશે, સુજનના પાપને પીડ હરજો
દાસ આ આપના વિનતીએ આપને સર્વદા સર્વનું શુભ કરજો,
પાપી પણ આપને શરણ થાતા તરત, પ્રેમથી તેહને સદ્ય વરજો

---

## भोगो त्यजवा जीवने सुबोध.

**પદ ૬૪. (કાયા કાચો કુંભ છે, એ લય)**

જીવ અરે વલખાં વૃથા, કાં મારે તું નિત્ય,
સાચું સુખ છે પામવું, તો ગુરુપદ ધર પ્રીત
નથી સુખ સ્થાન, વિણ ભગવાન સ્વાદિ ચૌદ લોકે,
નથી સુખ બ્રહ્મ વિષ્ણુલોક કેરા દિવ્ય ભોગે,—
ભોગવિષે સુખ હોત તો, કોઇ ન યોગી થાત,
અધિક અધિક દુઃખ આવતું, જે જે ભોગવ્રાત,[1]
ઋષિમુનિ યોગી વદતા સ્પષ્ટ, ટાળી સર્વ ભ્રાંતિ,
કદિ નહિ થાય, શત કલ્પ જાય, ભોગે રાગશાંતિ,—
ભોગતણી ઇચ્છા છુટ્યા,—વિણ નથી સાચું સુખ,
ભોગે રોગ સદા રહ્યો, ભોગ જડ દુઃખનું મુખ
ન ભોગે ભાગતી કદી ભૂખ મનની કોઈ કાળે,
પછી શીદ વ્યર્થ જીવ તું ભોગમાંહિ મસ્ત મહાલે —

---

૧ ભોગનો સમૂહ

ત્યજી સ્પૃહા સઉ ભોગની, કર પ્રભુથી સંયોગ,
જનનમરણુ મટી ઝટ જશે, ગળશે તુજ મનરોગ,
પરમ સુખરૂપ પદમાં તો શમી તું સદા જાશે,
અમર સત્સુખરસ પીને પછી તું સઉને પાશે;—
ભોગવવાને યોગ્ય છે, વિશ્વ સકલમાં એક,
નિજ સ્વરૂપસામર્થ્ય તે, ભોગવ ધરી વિવેક,
જે ભોગવતાં ન ખૂટે, દુઃખ દે જરી ના કદાપિ,
કરે જે નીરોગ ને શ્રીમંત છો હોયે પામર પાપી;—
ઉપેન્દ્ર પ્રભુપદમાં બધા, ભોગતણું અભિમાન,
છાંડી નિર્મલ થઈ રહ્યે, થઈશ તું પ્રભુસમાન.—

---

## अद्वैतमां स्थिर थवा सद्विवेकीने सुबोध.

### પદ ૬૫. પ્રભાત.

જગત્ જગદીશમાં વસ્તુતઃ ભેદ ના, મૂર્ખ અજ્ઞાની જુદા જ લેખે,
જ્ઞાની તો એક વસ્તુરૂપે ન્યાળીને, ભ્રમવડે ભિન્ન ના કાંઇ પેખે--
માટી ને ઘટવિષે ભેદ નથી કાંઈ રહ્યો, ભેદ ના ઘૃત અને નૈલદીપે,
એકરૂપ તેમ ઘટના બધી જગતની, ભાસતી જ્ઞાનીદૃષ્ટિસમીપે—
જગતને જગતપતિરૂપ જે ન્યાળતા, તે જ પામે નિરાવરણ દૃષ્ટિ,—
જગતપતિરૂપ આપે થઇ તે રહે, જાણી હરિરૂપ વ્યષ્ટિ સમષ્ટિ—
જ્યાંલગી ભેદ એ ઉભયમાં ભાસતો, ત્યાંલગી જીવનું જીવપણું છે,
ત્યાંલગી શોક ને વિધિ નિષેધો રહ્યા, ત્યાંલગી ભવતણું તાપણું છે.—
ત્યાંલગી જન્મ ને મૃત્યુનો ભાર છે, ત્યાંલગી મોહમદલોભ રહેતા,
જ્યાં લગી જગત ને જગપતિને સઉ, કમલને વારિવત્ ભિન્ન લહેતા,—
પામી ગુરુકૃપા રૂડી ભેદ આ ભાગજો, સાચું સુખ જો ચહો પ્રાપ્ત કરવા,
તત્ત્વદૃષ્ટિવડે એકરૂપ ન્યાળજો, જો અવિદ્યાથી ચહાતા ઉગરવા—
દ્વૈતમાં ભય રહ્યો, એકમાં અભય છે, શાસ્ત્ર સત્પુરુષ સઉ નિત્ય કહેતા,
કાં ન તે સાનને ધારી જ્ઞાને વડી, અભયપદ માંહિ ઝટ આવી રહેતા—
ઉરથકી દ્વૈતને ત્યાગી અદ્વૈતમાં, સાધુ જન ! સર્વદા આવી વસજો,
અનુભવી એકરૂપ જગતને જગપતિ, નૃહરિકંચન રસે વિશ્વ રસજો—

---

## सत्सुखप्राप्तिउपायकथन.

પદ ૬૬. (હરિ હર્ષ ધરી—એ લય)

જય અંતરમાં, તુજ સચ્ચિત્ આનંદસ્વરૂપ નિહાળીને,
ઠરી હૃત્સરમાં, આ મગ્નરૂપ થઈ તુજ જીવપણું ગાળીને
દુ:ખમાત્રનું કારણ જીવપણું, (કાજે) જણાવે છે અજ્ઞાન ઘણું,
વળી શિવપદમાં તે કાં ન હણું,—
સુખ ઇચ્છે જાગ્રત સ્વમનિત, (પણ, કરે દુ:ખપ્રદ યત્નો નિનિશે,
સુખદ્વાર કરે બંધ હરમિને,—
સુખમાર્ગ એક સશાસ્ત્ર કહે, અજ્ઞાન જીવત્વ ન જેથી રહે,
તે માર્ગે ગ્રહી જીવત્વ દહે,—
સુખનું ચિંતન સુખ આણે છે, દુ:ખને ન સ્મરે તે સુખ માણે છે,
ઋષિમુનિ આ માર્ગ વખાણે છે,—
જે સુખની ઇચ્છા થાય ઉરે, સંકલ્પ નિરોધી ન એથી સ્ફુરે,
તો સત્વર તે સુખપ્રાપ્તિ કરે,—
સાચું સુખ વિષયો માંહી નથી, માટે તેમાં ધર ઉપરતિ,
તો આપે થઇશ તું સુખપતિ,—
તું કરણમાત્રને નિરોધી, જપપૂર્વક મન હૃદયે ગોંધી,
લે સાચું સુખ સત્વર શોધી,—
સુખસ્વરૂપ નિજાત્મ તું ચિંતવજે, તન્મયતા તેમાં તું આરેજે,
ના ભિન્ન તને તેથી લહેજે,—
આ દૃશ્યાસક્તિ ગાડીને, નિજ હૃદયે ચિત્ત લગાડીને,
જો ઉપેન્દ્ર એમ મિટ માંડીને,—

---

## स्तुतिसह याचना.

પદ ૬૭. ( જો મન સદા સ્વરૂપે—એ લય )

જય શ્રીમહેશ પ્રચંડનો, જય અભયપ્રદ યમદંડનો,
વિશ્વે વ્યવસ્થા વર્તતી, જેની મહા ગીરહાકથી,
સંપત્તિ ને સુખ દે અતિ, છોડી જીવોના બંધનો,—
જેની કૃપાને પામતા, નિર્ભય ત્રિભુવન મહાનના,
પગ મૃત્યુમુખ દઇ ચાલતા, (જે) લોપ કરે શિશુદુ:ખદંદનો,—
જેને ઉપાસ્યાથી સભ્ય, સામર્થ્ય પ્રાપ્ત થતુ પ્રબળ,

જેની ગણાતી અકથ્ય કથ, અધિપતિ થતો બ્રહ્માંડનો,—
ઈર્ષ્યા અસૂયાવાન્ જન, જેથી બીતા રહે સર્વ ક્ષણ,
દર્શન કરી નિષ્પાપ મન, ઉર બોધ લહે આનંદનો;—
શુભ કોનું જે નહિ ચિંતના, કરી પાપ પેટ ભરે સદા,
સહુ દુષ્ટ જેને નિરખતા, (જે) મ્હેર કરી ગ્રહે આક્રંદનો —
સહુને પ્રભુ દો સન્મતિ, નિજ પદવિષે સ્થાપો રતિ,
નિજરૂપ કરજો મનમતિ, એ યાચીએ કરી વંદનો,—

## दुःखमां अप्रतिम श्रद्धावाळी वृत्तिना उद्गार.*

### પદ ૬૮ (ગઝલને મળતી લય)

કરના કમોગી બંધ કરતા, જો પ્રભુ એક દ્વારને,
ફરીને કમોગી અંતમાં, ખોલે જ દ્વાર હજારને,
પ્રભુ જો હરી લે પાઈ તો પછી, કોટિ ધન તે આપતા,
પ્રભુ જો દીયે દુઃખ અલ્પ તો પછી, કોટિ સુખમાં સ્થાપતા
ઘડી એક મોડું જો કરે, કદી માગ્યું પ્રભુજી આપતા
પછી કોટિ ઘડી દેતા અધિક તે, લેશ પણ ના થાકતા
નવ્વાણું તંતુ આપીને પછી ધૈર્ય દ્રૌપદીએ ધર્યું,
નવમે અનેક નવ્વાણું વસ્ત્રો આપી તેનું પુરું કર્યું,
એ નિયમથી જે ધૈર્યને આજે પ્રભુ કે' રાખના,
તો કાં ન ઇચ્છા હોય પ્રભુની કોટિઘણું પછી આપવા?
તંદુલસરખા પણ સુદામાના પ્રભુજી લેઈને,
પછી શું નથી રાજી થયા કાંચનગૃહોને દેઈને?
આ ક્ષણ પ્રભુએ જો હશે ઘડી ધન કદી ગુમાવવા,
શું ભવિષ્યમાં ઘડી એક નહિ ઘડી હોય ધનને આપવા?
સ્મરી આપના વચનો હૃદયમાં, ધૈર્ય હર્ષે ધારીએ,
કેએ પ્રભુના બાગ એમ જૈવે ન હગ્યા હારીએ
કદી કાનખજુરાનો ટક્યો પગ એક કે નહિ તોય શું?
કદી ધન અનંત મળ્યું અને કદી લેશ ના મળ્યું તોય શું?
પ્રભુ આપ પાસે તો અમારે, સુખ લેવા અપાર છે,
કદી ધનતણું સુખ ના મળ્યું તો તેની ક્યાં દરકાર છે
તેથી અનંતવણા મહાસુખ આપના તૈયાર છો,—

* પ્રસંગપરત્વે રચાયેલી

જ્યાં આપ, ત્યાં પછી જાયને લક્ષ્મીચરણનો ક્ષાર છો;—
નથી ધન અમે કંઇ ઇચ્છતા, પણ ધનતણું સુખ માગીએ,
તે ધન દીધાવિણ, જો દીયો તો, કાં ન ધનને ત્યાગીએ ?
દીપક ગ્રહ્યાવિણ આપ જો, આપો પ્રકાશ જ રાતમાં,
ઝખ મારવા શું પકડીએ, દીવો વૃથા આ હાથમાં ?
ધન આપવામાં આપ તો કરજો વિલંબ ભલે હવે,
પણ આતમધનને જો ચહો તો આપજો પ્રભુજી જવે.[1]
એ પણ પ્રભુ ! જો ઇચ્છતા ના હો કદી ઝટ આપવા,
(તોપણ) કોઈ સમર્થ ન અમ સ્થિતિનો તોય કદી ઉથાપવા;
હાડે જઇશું જો અમે તે શોભશે આ જગતમાં,
હાડે જશો પ્રભુ જો કદી તો લાજશો આ વખતમાં.
લજ્જા નથી, નામમ નથી, હાનિ અમારે કંઇ નથી,
જ્યાં પીઠ ઠોકાતી પ્રતિક્ષણ આપકેરા હાથથી;
જે યોગ્ય હતું તે છે કીધું, તો કાં ન યોગ્ય હવે કરો,
ખવડાવવા છે પાક કરિયો, ફોક શું કરશો વરો ?
અમને રચ્યા આપે અને અમકાજ સુખને છે કર્યાં,
ત્રિભુવનવિષે તે કોઇ નહિ લે, જેહ અમ અર્થે ધર્યાં.

---

## कर्तव्यरथने निर्विघ्न लक्षस्थाने पहोंचाडवा इष्टमति विज्ञप्ति.

પદ ૬૯. (ગઝલને મળતી લય.)

અમિ દ્રવ્યનો રથ છો ભવિષ્યે દ્રવ્યાથી ચાલતો,
કર્તવ્યરથને વેગથી ઘટતો ચલવવો હાલ તો.
જે નિધિ અને નિધિપતિ, પ્રભુને પ્રકટ નેત્રે કરી રહે,
તેવી દશા કર્તવ્યરથને, આપવા વૃત્તિ ચહે.
મહાધનતણો રથ આપવામાં, લેશ શંકા છે નહિ,
શ્રીકૃષ્ણ કાં જે હાંકતા રથ વેગથી થઇ આગ્રહી.
તે કુશળ કૃષ્ણપ્રતિ વિનવીએ, નિજ કળા જાગ્રત કરી,
કર્તવ્યરથને હાંકવામાં વેગ ધરજો હે હરિ!
સમમુખી ઘોડાતણા રથને અરુણ ચલવે કદી,
આ કોટિમુખી મનઅશ્વ કેરા આપ છો ચાલક યદિ.
આપો ભલે રથને સમરમાં કે અભયમાર્ગે અહો,
પ્રાપ્તવ્ય સ્થાને આપજો પહોંચાડવાને છો ચહો,

---

૧ જલદી.

નિર્ભયપણે રથમાં રહી, છે બાણુ જુદાં મારવાં,
ખેલાવી ખોટા ખેલ દેશોજન અમે નથી હારવા.
નિજ બાણુમાં પણ પ્રાણુ હરનારૂં જ બળ તો આપ છો,
તે યોગ્ય માર્ગવિષે વહી અમ શત્રુદલને કાપજો.

---

## जयघोष, प्रणिपात तथा स्तुति.

પદ ૭૦. ( સનનનનનન સોર કરતી, એ લય )

જય વિજય મહા ઉદયકર, અતિ અભયપ્રદ મમદંડનો,
હૃદયમલહર, સદય, સુખકર, શ્રીવમદંડ પ્રચંડનો.—
ધર્મસ્થાપકરૂપ તમને, આજ કરીએ વંદના,
ધર્મરૂપે પ્રકટ રહેજો, હૃદય આ મતિમંદના;—
સર્વ સત્તા આપભયથી, યથાનિયમ કરે ક્રિયા,
નિરખી તમને દુષ્ટેરાં, થાય મુખ શીયાવીયા;—
ધર્મમય છે જીવન જેનાં, જીવન તેને આપતા,
અધર્મે રત રહે નિરંતર, જીવન તેનું કાપતા;—
સત્ય વાણી, શુભ ક્રિયાને, હિતનું ચિંતન સર્વદા,
પ્રેમમયી છે દૃષ્ટિ જેની તેની ( આપ ) હરતા આપદા;—
આપના ભયથી જીવો આ, જ્ઞાન જગમાં પામતા,
પામી જે રહે જ્ઞાન તેને, આપ દેતા અભયતા;—
કર્મ મન વચને કરી, જે ભક્ત છે શ્રીમહેશના,
તેને આપનું ઉગ્ર રૂપ કરી, આપ દાખવો લેશ ના,—
નરહરિ પ્રભુના શિશુએ, અનુગ્રહિત છે આપના,
તેમના ભક્તિના જ કેવલ, હર્તા આ ત્રિતાપના,—

---

## स्तवन.

પદ ૭૧. (નમીએ, ભવતારક જીનરે—એ લય.)

સ્તવીએ, નરહરિ ગુરવરને,
સ્મરીએ, શબલ મહેશ્વરને.
ભક્ત નિજજન, પ્રતિપાલક,
શાંતિને આપતા, ભ્રાંતિને કાપતા,
સર્વ દેવતણા શિરોમણિ, નરહરિ૦

સકલ જગતના વંદ્ય વિભુ છો,
સર્વ જનોના સેવ્ય પ્રભુ છો,
પરાવધિ સહુના છો આપ જ,
તેથી સહુ જપતા તમ જાપ જ,
કામ, ક્રોધ ભયાદિ રિપુઓ, તાવતા, જે ભક્તવપુઓ,
શુણી હણો વિજ્ઞપ્તિ શિશુની, પ્રભુ સર્વને, દો શર્મને[1], નરહરિ.

---

## साधनमां प्रीति प्रकटाववा श्रीइष्टप्रति विज्ञप्ति.

### પદ ૭૨. હોરી.

પ્રેરો મનિ સાધક જનની,
રહે જેથી પ્રીતિ સાધનની, પ્રેરો૦
ઉદ્યમહીન પુરુષને ક્યાંથી, આશ અનર્ગળ ધનની,
સાધનહીન પુરુષની ન તદ્વત્, ટળતી પીડ નિજ તનની,
આશ નહિ હરિદર્શનની, પ્રેરો૦
ભવસમુદ્ર મહા ભારી ભયંકર, નૌવિણ ભીતિ મજ્જનની[2],
ચાલે નાવ સીધું અનુકૂળતા, હોયે યુક્તિ પવનની,
(તેથી) દેજો યુક્તિ ત્વરિત ગમનની, પ્રેરો૦
ગ્રહીને આપની સદ્યુક્તિને, ચંચલવૃત્તિ દમનની,
સાધીને કંઇ ઋષિમુનિઓએ, ગ્રહી છે પદવી અમનની,
દો, હણી પીડા ભવનર્તનની[3]. પ્રેરો૦
સાધનમાં પ્રીતિ થવી એ સંજ્ઞા[4], આપકૃપાવર્ધનની,
ક્ષુધાતુરને દઇ સાધનફળ, સ્થિતિ દેજો અનશનની,
શમે સર્વ પીડા અશનની, પ્રેરો૦
મંગલમય છે સમય આજનો, દો સિદ્ધિ પ્રયતનની,
થઇ એકત્ર સહુ પુણ્ય ક્ષેત્રે, યાચે પ્રભુસહ જનની,
ફલદ કરો આશાઓ મનની. પ્રેરો૦

---

## श्रीसद्गुरुशरणमहिमा.

### પદ ૭૩. (ઝીણા ઝરમર વરસે મેહ—એ લય.)

નવ ધરીશ તું અંતર બીક, સદ્ગુરુશરણુ ગ્રહ્યું,

---

૧ સુખ. ૨ ડુબી જવાની. ૩ ભવમાં નાચવાની. ૪ નિશાની.

નન પીડશે કવેશ કણીક[1], ઉત્તમ પદ તે લહ્યુ
'કર્તુમકર્તુ' અન્યથા કર્તું સદ્ગુરુ' એ શ્રુતિવાચ રે,
ચરણશરણ તે ગ્રહણ કર્યું તે, નિર્ભય હાવે રાચ, સદ્ગુરુ૦
સઉ વિષયો દઇ દીનપણાને, દેશે કષ્ટ ન લેશ રે,
સબલ શસ્ત્ર લીધું કરમાંહિ, સાર્થક કર નરવેશ, સદ્ગુરુ૦
અન્ય જીવોને વિષયો દીસે, અજય્ય હસ્તિસમાન રે,
પણ તુજ પાસે અંકુશ તેથી, તુજ આગળ છે શ્વાન, સદ્ગુરુ૦
સર્પ મહા વિષધર પ્રાણી છે, મદારી પણ વશ કરતો રે,
હાથે કંઠે નાખી ફરતો, અંતર ભય નવ ધરતો, સદ્ગુરુ૦
વિષયો અન્ય જનોને સર્પસમાન જણાતા જો કે રે,
રજ્જુસમ દેખાશે તુજને, દશ ન કદીએ ભોકે; સદ્ગુરુ૦
કદી પ્રારબ્ધે દશે તો હરિસ્મરણમહોશે દાસી રે,
વિષ ઉતારી નિર્ભય ફરજે, નહિ તો થાતી ખરાબી, સદ્ગુરુ૦
અન્ય જીવોને વિષયો પદ્મ,—સમા લાગે છે અંતર રે,
ભ્રમર થઇ મધુ લેવા જાતાં, મૃદ બીડાતા ભીતર, સદ્ગુરુ૦
પણ ગુરકરણાથી તેં જાણ્યા, દુખદ વિષયો તેથી રે,
મોહ ધરીશ ના નિરખી મોહક, રૂપ, ન તો છે ફજેતી સ૦ગુરુ૦
નથી નડવા વિષયો હાવે પણ, તુજ કસોટીકાજે રે,
તુજપ્રતિ માયા કદી પ્રેરે તો, સ્મરી ગુરુ ના વોભાજે, સદ્ગુરુ૦
સદ્ગુરુશરણતણો મહા મહિમા, વર્ણવતા મહા વેદ રે,
'નેતિ નેતિ' કહીને અટકે, પૂર્ણ ન થાયે ભેદ, સદ્ગુરુ૦
તૃણનો મેરુ મેરનુ તૃણ, કરવા પ્રભુ સમર્થ રે,
તેવાના આશ્રયનીચે છું, ગાળીશ સમય ન વ્યર્થ, સદ્ગુરુ૦
ભયહારક શ્રીનૃહરિચરણે, રહેજે સ્થિર ધરી વહાલ રે,
સર્વોત્તમ પદ પામી અંતે, ઉપેન્દ્રમય થઇ મહાલ, સદ્ગુરુ૦

---

## विषयो त्यजी इष्टस्मरण करवा जीवने सुबोध.

**પદ ૯૪.** ( એક ચતુર નાર કર કર શૃંગાર,—એ લય. )

જીવ ભજીને નાથ, ભર હરિથી બાથ,
ના'વે સમય હાથ, જેમ પ્રવાહપાથ[2],
હેય ત્યજીને માથ[3], સુખદાના માર્ગ વહેજે, જીવ૦

---

૧ જરા. ૨ પ્રવાહનુ પાણી. ૩ માર્ગ.

વિષયોની જંજાલ, ના દે સુખનો પ્રાલ,
ઇચ્છે સુખ વિશાલ, રટજે ચંદ્રભાલ,
જે છે કાલના કાલ, તેને ભજી દુઃખ દહેજે; જીવ૦
કોમલ દુગ્ધસમ શ્વેત, ખાતાં તોયે ધરી હેત,
તન ન રહે આરોપેત, (એમ) વિષય વિષસમેત,
માની લેણુ તું ચેત, જેથી સુખકેત[1] રહેજે; જીવ૦
તને લાગશે દુઃખ, થતાં વિષયવિમુખ,
પણ તેવિણ સુખ, નવ સ્વપ્ને અચુક,
ભલે કષ્ટનાં રૂખ[2] લાગે તને પણ સહેજે; જીવ૦
પ્રભુ આઠ પ્રહર, રટતા જે જે નર,
વિષયોપ્રતિ શર, યોજે ધારી ચાપ કર,
તેમ કરી તું તર, મહાવિશ્વસિંધુ સહજે, જીવ૦
સુંદર વિષયો છે માન, ઇન્દ્રવારણાસમાન,
ખાય થાય હેરાન, તેથી આણીને સાન,
ધરી સદ્‌ગુરુ ધ્યાન, નરહરિપદ ગ્રહેજે. જીવ૦

---

## वरयाचना.

**પદ ૯૫.** ( જાશો, જાશો આમ શું રત્ન, હાથે ચઢી એ લય. )

થાજો, થાજો, આજ પ્રસન્ન, કરુણા કરી.
શુભતમ સમયે શુભતમ આશિષ્,
દઇ દેજો ઈપ્સિત; વિઘ્નો હરી; થાજો૦
ધન્ય થયાં અમ જીવન આજે,
દો દર્શન હવે સદ્ય, હૃદયે વિચરી, થાજો૦
પાજો, પાજો, જ્ઞાનામૃત વિમલ ઝરી,
જેના પાનઅર્થે યોગિયતિ,—
પણ કરતા બાહુ યત્ન, ધીર ધરી; પાજો૦
તે સુધાપાન કરાવો પ્રીતે,
રહે ન મૃતિ ને જનન, કદીએ ફરી; પાજો૦
ધાજો, ધાજો, હે તાત ! વિપત્તિસમે.
ગર્જન આપનું માત્ર શુણીને,
સર્વ શત્રુ ભાગી જાય, મૃત્યુ સ્વામી યમે[3]; ધાજો૦

---

૧ સુખરૂપી ઘર. ૨ ઝાડ. ૩ યમ પણ.

આપજો દુઃખસમયે ધૈર્ય સઘળું,
કલેશ ન અનુભવે મન, સુખમાં રમે; ધાજો૦
રહાજો, રહાજો, અમ હસ્ત, ભવદરીયે,
સાધનનૌકા કાણી અમારી,
વિકટ ઉદધિથી નાથ ! કેમ તરીએ, રહાજો૦
આપ થજો અમ નૌકાના પતિ,
તરી જઈ જેથી સદ્ય, લક્ષે ઠરીએ; રહાજો૦
રાજો, રાજો, હૃદયે ઈશ ! સાધકના.
મલિન તથાપિ પવિત્ર કરીને,
નિવસજો હુન્મૂર્ધ, ઉપાસકના; રાજો૦
આપ સ્વરૂપે અભિન્ન કરજો,
શુણીને આર્ત પ્રલાપ, યાચકના; રાજો૦

---

## विरहालापपूर्वक उपकारनिवेदन.

**પદ ૭૬.** ( મને તનમનધન ગણી તાત, એ લય )

શું વર્ણું પ્રભુઉપકાર, દીનપ્રતિ કરણા જે કરતા,
હાં સંકટ સંહરતા; નાથ ! નાથ ! હે નાથ વિશ્વભર્તા !
મને જણાય સહજે દુઃખ, હસ્તદ્વય શીર્ષઉપર ધરતા,
હાં કરણાજળ ભરતા; નાથ ! નાથ ! હે નાથ વિશ્વભર્તા !
નિજ અર્ભકસમ ગણી તાત, હસ્તપર ધરી પ્રેમે ફરતા,
અપરાધો વિસ્મરતા; નાથ ! નાથ ! હે નાથ વિશ્વભર્તા !
હું દોષતણો આગાર, તથાપિ જરી ના વિસરતા,
હાં સદા સમીપ ઠરતા; નાથ ! નાથ ! હે નાથ વિશ્વભર્તા !
યાચ્યાવિણુ દો ઈપ્સિત, કાર્ય સઉ જેથી મુજ સરતાં,
વાત્સલ્યથકી ઠરતા; નાથ ! નાથ ! હે નાથ વિશ્વભર્તા !
કદી વચનો બોલું ક્લિષ્ટ, શાંતિથી ઉત્તર ઉચ્ચરતા,
મમ દોષ ન ઉર ગણતા; નાથ ! નાથ ! હે નાથ વિશ્વભર્તા !
દર્શાવી અનુપમ પ્રેમ, સદા નિજ જનસમ વ્યવહરતા,
સકલ મમ પીડાને હરતા, નાથ ! નાથ ! હે નાથ વિશ્વભર્તા !
હવે મળશો કો સ્થળમાંહી, હશો ક્યાં હે પ્રભુ ! વિચરતા,
આપવિણુ ન રહે સ્થિરતા; નાથ ! નાથ ! હે નાથ વિશ્વભર્તા

પ્રભુ આવો સત્વર પાસ, દૂર કાં શિશુથી વિરહતા,
જુઓ નેત્રાશ્રુ ખરતાં, નાથ ! નાથ ! હે નાથ વિશ્વભર્તા !
કરો હવે બંધ નિઃશ્વાસ, દર્શન દઈ, મુખથી નિસરતા,
જાણી મુજ અંતરતા; નાથ ! નાથ ! હે નાથ વિશ્વભર્તા !
વદું નાથ નૃહરિ શું અધિક, આપ છો દુઃખના સંહર્તા,
હાં ટાળો વિદૂરતા; નાથ ! નાથ ! હે નાથ વિશ્વભર્તા !

---

## अंतिम विज्ञप्ति.

પદ ૭૭. ( અય નરવર પરવર તુમપર હમ બલહારીયાં, એ લય. )

જય ચિત્તિસ્વરૂપ, વિશ્વભૂપ, શાંત અનુપ, વિનયથકી માગીએ,
પદે જાગીએ; ભેદ ભાગીએ; જય૦.
ગુણ અગણિત ગાનાં આપના શ્રુતિસ્મૃતિઆદિ.

મન મલિનતા ગ્રહીને, દમ્ભમાં જતું,
સારતણા સાર આપમાં ન આવતું,
અહોરાત્રિ વિષયતણું સ્મરણ ભાવતું,
બાળો, પાળો, ભાળો, જે થકી અમ, સુખદ તમ, સર્વોત્તમ,
સ્વરૂપે જાગીએ, શુદ્ધ૦

વ્યવહારપરાર્થ ઉભય યોગ્ય રીતથી,
સાધીએ નિર્વિઘ્નતાથી ઉર પ્રીતથી,
દાતા! જ્ઞાતા! ત્રાતા! બ્રહ્મજ્ઞાન,—તણું દાન, દો નિદાન,
દુઃખ દાબીએ; શુદ્ધ૦

વાણીમનકાયવડે આપ સ્મરણને,
થાય એવી કરો કૃપા રાખી શરણને,
સદ્ય હરો ભવોભવ જનનમરણને,
કાપો, પાપો, તાપો, સુખદ શર્વ, યાચે સર્વ, પડરિગર્વ,
સદ્ય ભાગીએ, શુદ્ધ૦

વૃત્તિ આપચરણમાહિં સ્થિરતા ગ્રહે,
અન્ય સર્વ હેય સુખો તૃણસમા લહે,
આર્દ્ર હૃદયે સર્વ જનો દૈન્યથી કહે,
જોશો, ધોશો, ખોશો, હૃદયધ્વાન્ત, કરો શાન્ત વિશ્વકાન્ત!
પાય લાગીએ, શુદ્ધ૦

---

## सन्निश्चय.

પદ ૭૯. ( સુણો શર હે ત્રિપુરેશ કુમારી—એ લય )

શુણો અમ શ્રેયસાધક નિશ્ચય,
ગ્રહે તેને સુખદ અતિશય, શુણો૦
પ્રથમ સઉ જનપ્રતિ, રાખરી રતિ અતિ, લહેરી ન ભેદમતિ,
દ્વેષનો કરવો સદા લય, શુણો૦
દ્વિતીય તે સત્ય છે, મોટું સુકૃત્ય જે, જેની અગત્ય છે,
પામવા અધ્યાત્મસુખચય, શુણો૦
તૃતીય તે પ્રિય વાણી, વેદે જેને વખાણી, સુખદ તેને પ્રમાણી,
એરે તેનો જ્યાં ત્યાં થાય જય: શુણો૦
પરધન જોઇને, મનથી ન મોહીને, ચિત્ત ન પ્રોઇને,
કાકવિષ્ટા ગણે તેહ જન ધન્ય, શુણો૦

સેવતો શુદ્ધ વર્તન, કરી મનદમન, સાધીને યમનિયમ,
જાય સકલ તેનો અપચય, શુણો૦
બીડી તમાકુ દારૂ, ભ્રષ્ટ કરે દેહ ચારુ, મૃત્યુ પામે લઇ જનારૂ,
ધિક્ જે તે સાધી કરે તનુવિલય, શુણો૦
દ્રવ્ય ભાવના સાધી, ટાળી બીજી ઉપાધિ, અજરામર પદ લાધી,
ધન્ય જીવે મૃત્યુલોકે બહુ સમય, શુણો૦
આનંદમાહિ રહે, દુઃખસુખ સમ લહે, સર્વદા શાંતિમા વહે,
તે જ નર તજે ચિંતાશોકભય, શુણો૦
કામક્રોધમોહાદિ, દેતા જે આધિ વ્યાધિ, દુઃખક્લેશ ઇત્યાદિ,
જીતે તે સહજે લઈ ઇશાશ્રય, શુણો૦
આવુ જે પાળે મન, શ્રેયસ્સાધક તે જન, નામ લજાવે અન્ય,
હોય ભલેને તેનું વૃદ્ધ વય, શુણો૦
જેવુ જે ચિંત્યા કરે, ફળ તે તેવાને વરે, ઇષ્ટ ભજ્યે ભવ તરે,
અમારો એ મુખ્ય સનિશ્ચય, શુણો૦

---

## સ્તવન.

પદ ૮૦ ( દીનમા પ્રજળે, અગ્નિ જ બળે, એ લય )

સચ્ચિતિ આનંદસ્વરૂપ નૃહરિ, સ્તવીએ ચરણયુગલ શીર્ષ ધરી,
આ સર્વોત્તમ સમયે યાચે, શિશુગણ સ્મરણ કરી, સચ્ચિતિ૦
જે તે રીતે શુભ કરજો દુર્ગુણ દહી, સંકટ હરી, સચ્ચિતિ૦
શુભ અવસરમા કલ્યાણ કરો સ્નેહે સ્મરી, સચ્ચિતિ૦
ભય દુઃખ ક્લેશાદિ જીવધર્મ હરી, ચિતિધર્મ ભરી સચ્ચિતિ૦
અંતર ઉજ્જ્વલ કરજો આપ પ્રતિમા જેથી શકે ઉતરી, સચ્ચિતિ૦
સ્થિરતા ધૃતિ આદિ અર્પો, કાઢી લો ચિંતારૂપ છુરી, સચ્ચિતિ૦
દુર્બલતા કાર્પણ્ય જઇ, રહો ઔદાર્યાદિ હૃદય વિસ્તરી, સચ્ચિતિ૦
નિર્મલ કાચસમાન હૃદય કરજો અંતર વિચરી, સચ્ચિતિ૦
વિઘ્ન હરી રક્ષા કરજો સઉ સાધકની નિશદિન વરી, સચ્ચિતિ૦
આકાશે પાતાળે ભાસો, અંતર્ માહ્ય નૃહરિ નૃહરિ, સચ્ચિતિ૦

---

## મહાપદસાથે દૃશ્ય વિષયની તુલના.

પદ ૮૧. ( નિરખી, રસિક રમણી બની, એ લય )

વિચરે, મહાપદમાહિ જે તેને શાની ભીતિ

[1]કચરે, વિષયરૂપ દશ્યના, તેને ક્યાંથી પ્રીતિ. સુત૦
ક્યાં મહાપદ અને દશ્ય વિષય આ, [2]ઉટજ ક્યાં નૃપતિભવન[3],
ભેદ ભારી લહે સુમતિ; ઉચરે૦
ચિંતામણિ ક્યાં ને કાચનો કટકો, પૅરિય[4] ક્યાં સ્વર્ગસદન,
તેલી ને ક્યાં ભોજ ભૂપતિ; વિચરે૦
સોમલ ને ક્યાં સ્વાદુ શર્કરા, કથિર ને, કંચન,
કુંભાર ક્યાં સૃષ્ટિપતિ; વિચરે૦
ખદ્યોત[5] ને ક્યાં શુદ્ધ ચંદ્રમા, ઐરાવત ક્યાં શ્વાન,
[6]શલાકા ક્યાં વિદ્યુતદ્યુતિ; વિચરે૦
મહાપદ ઉચ્ચ સ્થિતિનું શિખર છે, વિષયથી અધઃપતન,—
થાય એ તો આદિ નીતિ; વિચરે૦
મહાપદ નથી મળવું કાંઇ સહેલું, કરતો ન યત્ન જે જન,
પામે કેમ ઉચ્ચ ગતિ; વિચરે૦
વિષયસુખે લુબ્ધ રહીને જે જીવો, ઇચ્છે જવાને ગગન,
પંગુવત તેની સ્થિતિ; વિચરે૦
દુઃખદ ચલ જે મનાયે આદિથી, વર્ણવે નિત્ય સુજન,
તરી શકે તે સંસૃતિ, વિચરે૦
વિષયનાં સુખ અવિચલ નથી રહેતાં, મહાપદ છે સુખઘન,
પ્રાપ્ત કરે યોગિ યતિ; વિચરે૦
મહાપદમાં દૃઢ અનુરાગી થઇને, અષ્ટ પ્રહર સત્સંગે રહીને,
આચરી શુદ્ધ વર્તન, દઈ તનમન, ભજે ભગવન,
થાય અંતે તેહ ચિતિ; વિચરે૦

---

## अंतरालमां प्रवेशी चितिमय थवुं ए ज सर्वनुं प्रधान कर्तव्य छे.

### પદ ૮૨. (રેલી રહ્યો ચિતિસિંધુ રે; એ લય)

ચાલો જઇએ હૃદયમાંહ્ય રે, કર્તવ્ય એ વિના ન સૃષ્ટિએ રે લોલ,
ક્રમે ઉતરી સ્થિર થવું ત્યાંય રે, આવે જ્યાં હૃદયમણિ દૃષ્ટિએ રે લોલ;
બ્રહ્મ વિષ્ણુના લોકમાં, જે જે મળતાં સુખ,
પ્રાપ્ત થતાં શતગુણ અધિક, મેળવ્યે ચિતિમયપૂખ[7].
હૃદયકમલમાં હૃદયઆકાશ જે,

---

૧ દશ્યના વિષયરૂપ કચરામાં. ૨ ઝુંપડી. ૩ મહેલ. ૪ મણ. ૫ આગીયો. ૬ દીવાસળી. ૭ ચૈતન્યપ્રકાશ.

મધ્ય કનિષ્ઠાદિ ચિતિ તે વિરાજે,
વૃત્તિરૂપે ત્યાં જવું સર્વે આજે,
મૃત્યુ જરા આદિ સહજમાં ભાજે,
અન્ન મનોમય પ્રાણને વિજ્ઞાનાદિ ચાર,—
એવો ભેદી પાંચમા,—આનંદે સુખદાર,
શાંતિ ધૈર્ય ધારી ઉંડા ઉંડા હવે સંચરીએ,
જોઈ ચિતિશક્તિ દુઃખ કલેશ સર્વ વિસ્મરીએ,
તન્મય થઈને ચિતિમાંહ્ય, ચિતિ થઈ રાચિયે, શાંતિ૦
એ જ ખરૂં કર્તવ્ય ને, પ્રાપ્તવ્ય પણ એ જ,
નિશંકે જઈ પોઢવું, ગણી ચિતિઅંકે સેજ,[1]
પ્રાપ્ત થતું ત્યાં ધન ઐશ્વર્ય, અષ્ટ સિદ્ધિઓ મળતી,
દરિદ્રતા આદિ પીડા સહેજ પ્રજળતી,
(જેમ) દુગ્ધમાં શર્કરા, ગળી જતી જે લીન,
વૃત્તિ આ ચિતિમાં અભિન્ન થતી જે લીન,
યથા મૃગ રૂપમાં અભિન્ન છે, ધ્યેય ધ્યાતા ભાન તો ટળી ગયું છે લીન,
(જેમ) વૃક્ષને છાયા નવ ભિન્ન છે, તેમ અહં આણ ચિતિમય થયું છે લીન

---

## अंत्य अभ्यर्थना.

પદ ૮૩. ગઝલ (દીધા છોડી પિતામાતા, ત્યજી, એ નથ)

શિશુ જાણી, કૃપા આણી ભવોદધિથી લીધો તાણી,
મહા પાણી, ઉંડા જાણી, પ્રભો! આ વૃત્તિ મુંઝાણી,
ન દીસે પાર, નથી આધાર, દશે દિશ ઉગ્ર પારાવાર[2],
હે વિશ્વાધાર, દુઃખ અપાર, જણાતું લાગતા ભયકાર,
તથાપિ આપનો આધાર મળ્યો છે તેથી પાર જનાર,
ઉરે તલભાર, ન શંકા લગાર, જવાને એ સુખદ કિનાર,
સુકાન હે નાથ! આપને હાથ, કરી શોધ લેશ પળી ભયવાન,
શિરે છો તાત, ન થાવો ઘાત, તનુજનો—હોય ભલે કુજ્ઞાન,
મધ્યથી આ નાવ હંકારી તટે લાવો તરત તારી,
કરો નિર્ભ્રાંત ઉતારી, કિનારે નાવ લગારી,
પ્રભો! ઉપકાર, વારવાર, થતા આ સાધકોપર હજાર,
નથી વળનાર, થતા યુગ ચાર, તથાપિ ન તેપ્રતિ જોનાર

---

૧ પથારી ૨ સમુદ્ર

ન સાધનાતીત, કદાપિ મિત,[1] કર્યો રાખી ચિત, ઉરે ધરી પ્રીત,
તથાપિ નિત્ય, કરો છો હિત, જે હોયે ઉચિત, હમેશ અમિત,
તદપિ શિશુવૃંદ, કરી આક્રંદ, મચાવી ફંદ, હે સુખકંદ !
વિનવતા યદ્યપિ મતિમંદ, કરો કરુણા કરી ચિતિચંદ
શુણ્યું શાસ્ત્રોથી સ્વરૂપનું સુખ, તથાપિ જાણતો જેમ શુક,
ઉરે ન અનુભવ્યું, ભણ્યું મુખ, ન ભાગી તેથી કોની ભુખ
અનુભવમાં ઉતારીને, સકળ આપદ વિદારીને,
કરો વૃત્તિ સુધારીને, સ્વરૂપે પ્રેમ વધારીને,
ઘને[2] દ્રવે[3] ચરે અચરે, જડે ચેતને આ મન જ્યાં ફરે,
સ્વરૂપવિના ન કશું નજરે, કદી આવે હવે અંતરે,
યોગિદષ્ટિ એ આપી, જીવત્વની દષ્ટિ લો કાપી,
હૃદયમાં આપરૂપ છાપી, તિમિર કાપો રહ્યું અદ્યાપિ,
હું માં પણ આપ, તું માં પણ આપ, જગતમાં સર્વ સ્થળમાં આપ,
ફગની ભાન એવું આપ, હરો ભવતાપ, હે માબાપ !

---

## પ્રણિપાત.

પદ ૮૪. ( સમરૂ દેવી મતિગતિ દીયો મા,—એ લય )

વંદન કરીએ, સ્તવન ઉચ્ચરીયે,
જેથી વિકટ આ સંસૃતિ તરીયે, વંદન૦
બ્રહ્મલોકે બ્રહ્મારૂપે, વિષ્ણુલોકે વિષ્ણુરૂપે,
શિવલોકે શિવ થઇ, આપ રહ્યા, અંતર ધરીયે, વંદન૦
સર્વ હૃદયમાંહિ ચૈતન્યપ્રકાશે વસ્યા,
તે જ આપ, સુપ્રખ્યાત, સર્વજ્ઞાત, જનિમૃતિ હરીયે, વંદન૦
બહુ બહુ રૂપ ધરી આશ્રિત તાર્યા,
સાધકો આ, સુખદ આ, સુપદમાં, નિર્ભય ફરીયે, વંદન૦
કરુણાવરુણાલય આપ છો ગવાયા,
અગમમાં, નિગમમાં, ત્રિભુવનમાં, અમપ્રતિ વરિયે, વંદન૦
આપજો ભક્તિમય સાધક સકલને,
આજ દિને, પ્રણમીને, વિરમીને, યાચીયે નૃહરિ એ, વંદન૦

---

૧ થોડો મધ્યમ પ્રકારે સાધનનો અભ્યાસ કર્યો નથી તોપણ
૨ ઘન પદાર્થોમાં ૩ પ્રવાહી પદાર્થોમાં

## બ્રહ્મચર્યોપદેશ.'

બ્રહ્મચર્યે રતિ ધરો વીર રે,
જેને સેવ્યાથી પામતું ઉચ્ચ ગતિ;—
શુદ્ધિ પામે અતિ, આ શરીર રે; બ્રહ્મચર્યે૦
બ્રહ્મચર્ય અષ્ટાંગસહ, ધરો પાળવા ઉર,
સત્વ અધિક સંચય થતાં, વધશે દૈવી નૂર,
આખા જીવનના પાયારૂપે જે ઠરે,
આધિ વ્યાધિ ઉપાધિ આદિ જે હરે,
શુદ્ધ બ્રહ્મવર્ચસ્ આ તનુમાં ભરે;—
થઈ સ્થિર રે; બ્રહ્મચર્યે૦

---

## स्वरूपाकार थवा इच्छनारे स्वरूपमां वृत्तिविलय करवो.

પદ ૮૬. (લય એ જ.)

થવા સચ્ચિતસ્વરૂપે અભિન્ન રે,
સદા કરજો તદાકાર આ વૃત્તિઓ,
ત્યજી પ્રવૃત્તિઓ, ભિન્ન ભિન્ન રે; થવા૦
દુગ્ધે જળ જેમ મળી જતું, ક્ષાર સિંધુમાં જેમ,
વૃત્તિ ચિતિસિંધુવિષે, ગાળી નાંખવી તેમ.
ગુણો સત્‌ચિતઆનંદ અંતરમાં ધરી,
કાઢી જીવતવેષ જવા ઉદ્ધરી,
સર્વ સુખાસ્પદ સ્મરી શ્રીનૃહરિ,
થજો લીનરે; થવા૦

---

## इष्टने पोताना पतिरूपे जाणनार साधके उद्वेगने धरवानुं प्रयोजन नथी

પદ ૮૭. (લય એ જ.)

શીદ ફરતો કરી મુખ મ્લાન રે,
તારા શિરપર રાજે સમર્થ પતિ,
શીદ ધારે ભીતિ, કર્યું મૌન રે; શીદ૦
' શરીર જર્જર છે થયું, મૃત્યુ આવશે કાલ, '
' કર્મ કર્યાં કેવાં હશે, થશે પછી શા હાલ. '

ત્યજી એવા વિચારો ધીરજ ધારીને,
ભીતિ ઉરથી સવેળા તું વિદારીને,
શિરે નૃહરિ વિરાજે એ વિચારીને,
થા મસ્તાન રે; શીદ૦

---

## विषयनी आपातरमणीयता.

પદ ૮૮. ( લય એ જ. )

ભ્રમે ભૂલ્યો હું આટલી વાર રે,
હું તો પકવાન્ન જાણી ત્વરાથી ગયો,
જોતાં દુઃખી થયો, દીઠી જાર રે; ભ્રમે૦
કમલપુષ્પ ત્યજી, પોયણાં —લીધાં હર્ષે હાથ,
ક્ષીર ત્યજીને કાગનો, કીધો તો સંગાથ,
હવે ઇષ્ટકૃપાથી મેં જાણ્યું બધું,
અદ્યાપિ જે દુધ ત્યજી નીર પીધું;
(તે) ત્યજી ઉંધું હવે મેં ગ્રહ્યું છે સીધું,
હરિદ્વાર રે; ભ્રમે૦

---

## प्रणति.

પદ ૮૯. ( કેરબો. )

જય સચ્ચિત્ઘન ! જય ભવભયભંજન ઈશ ! સ્મરીએ રે,
આજે ઈશ ! સ્મરીએ રે, શીશ ચરણે ધરીએ રે, જય૦
વ્યાપક છો સઉના ઘટપટમાં, સૂત્રરૂપ હે ઈશ !
સાધકહૃદયાક્ષિ પ્રોવાયા સમ રૂપે જગદીશ; જય૦
અસાર સકલ ભયદ સંસારે, આપ એક છો સાર,
ચિન્મય, સુખમય, સન્મય, અવ્યય, નામરૂપ આધાર; જય૦
આ નરનારી પશુપક્ષી ને દશ્ય સકલ દેખાય,
વિવર્ત આપતણો એ સર્વ જ, યદ્યપિ, ભિન્ન ભળાય; જય૦
ભિન્નભાવ ટળવા દો સન્મતિ, એજ યાચીયે આજ,
ભ્રમ ટાળીને, દોષ ગાળીને, નિજપદ લો મહારાજ ! જય૦
આપ સમર્થ જ સર્વશક્ત છો, શું કહીએ મતિમંદ,
યોગ્ય ભાસતું આપ જ દેજો, યાચે સાધકવૃંદ; જય૦

---

## स्वस्वरूपाकार करवा इष्टने अभ्यर्थना.

પદ ૯૦. ( પીયે શરાબ મજેદાર, મેરે યાર, એ લય. )

આપ જ એક આધાર, મારા સાર.
( કોઇ ) સ્ત્રીધનસ્વજન આધારભૂત ધારે,
( આપ વિણ ) અન્ય ન મુજ હૈયાહાર, મારા૦
[1]માર્તંડ આપ, વનસ્પતિરૂપ હું,
મુજ જીવન રસ ધાર; મારા૦
ચંદ્રરૂપે આપ ચકોરી મુજને,
કૃપાકિરણે પોષનાર; મારા૦
આપ લોહચુંબક, હું લોહ છું,
નિજપદમાં ખેંચનાર; મારા૦
જ્ઞાનવારિનો આકાંક્ષિ હું ચાતક,
વર્ષાવો, જ્ઞાનમેઘવાર; મારા૦
હું ભવરોગી ને આપ જ ભેષજ,[2]
વ્યાધિનો નાશ કરનાર; મારા૦
હું છું સેવક, આપ સ્વામી,
મૂકો શિરે હાથ ચાર; મારા૦
આપ જ મારા સર્વસ્વ ભાસો,
મારનાર કે તારનાર; મારા૦
આપ ધ્યેય ને હું છું ધ્યાતા,
કરજો હવે એકતાર; મારા૦
નૃહરિ ગ્રહીને બાંય હવે મુજ,
કરજો સ્વસ્વરૂપાકાર; મારા૦

---

## स्वरूपभावना.

પદ ૯૧. ( મુરખ નર ખાલી ખુલી, ઠોકટ ફાંફાં, એ લય. )

મુજ સ્વરૂપ સર્વથી ન્યારૂં, અનવધિ શક્તિવાળું; (અહો!)
અક્ષય અજરામર અનલ્પ જે છે નહિ ગોર કાળું.
અણુથી પણ અણુવત્ એ છે, મોટાથી પણ મોટું, (સ્વરૂપ)
જેનો પાર ન પામે કોઇ એવું યદ્યપિ દીસે છોટું.
જેને વર્ણવતાં સત્શાસ્ત્રો, નેતિ નેતિ કહેતાં, ( સદા )

---

૧ સૂર્ય. ૨ ઔષધ.

નવ આગળ કાંઇ વદી શકે મહાજન મૌન-જ પ્રહેતા.
સામર્થ્ય પૂર્ણ જ્યાં ભરીયું, દુઃખસ્પર્શ ન જ્યાં ભાસે, (કદી)
આરાધે જેને હૃદયવિષે ઋષિમુનિ મોટી આશે.
જેને અગ્નિ ન બાળી શકતો, શસ્ત્રો ના છેદી શકે, (ભાઇ)
જે અનંત સમુદ્રવિષે રહેતાં કુષે કદી ન સખે!
જ્યાં આધિવ્યાધિ ન વળગે, યમ પણ ભીતિ પામે, (જેથી)
જ્યાં વિષ પણ પિયૂષસરખું થાતું, અનવધિ સુખ જામે.
દારિદ્ર્ય ન જ્યાં દેખાતું, ભય તુલસમ ઉડી જાતું, (જ્યાંથી)
[1]કાર્પણ્ય ન થાતું પ્રતીત સ્વરૂપે ઔદાર્ય પમાતું.
જ્ય સ્વરૂપચિંતન કરતો, તદ્વત્ મુજને લેખું, (ઉરે)
કલ્પિત જડ અસત્ય દુઃખમય પ્રપંચ સત્યસમો દેખું.
મરતી અંતરમાં પ્રકટે, રવિ જ્ઞાનતણો ઝબકે, (પ્રકટ)
કલેશાદિ સમૂલ વિસરી જાતાં, પ્રહર્ષ ઉર પ્રકટે.
ચિંતિ મુજ સ્વરૂપ ચારુ, સ્વસ્વરૂપે સોહાઉં, (હવે)
હું સચ્ચિનિધન નૃહરિ પોતે, એમ ઉરે ધ્યાઉં.

---

## अज्ञाननिद्राग्रस्त जीवने जाग्रत् थवा शिक्षा.

**પદ ૯૨.** (પહેરી ચોળી લટકા મટકા, એ લય.)

જાગી જેને, દુસ્તર આ ભવદરીયો.
નિદ્રા ખોને, ચેત્યા વિના કોણ તરીયો.
ભરજલમાં નૌકા ચાલે, જળચરપ્રાણી જ્યાં મહાલે,
વિણ યત્ને કોણ નિસરીયો; જાગી૦
ઉંચે આકાશ ભાસે, નીચે વારિ ચોપાસે,
મધ્યે, તુજ હોડી તેની મધ્યે,
ચેત્યો જ્યે, જાગ્યો જ્યે, સમજ્યો તો ઉગરીયો; જાગી૦
છે દેહહોડી તુજ પાસે, નૌચાલકગુરુ પમાશે,
તો બેડો પાર ઉતરીયો; જાગી૦
સન્મનિશઢ જે ચડશે, સદ્ગુણસુકાને ધરશે,
તરશે, તરશે તો નૌકા તરશે,
ગુરુવરના આશ્રયને, ઝાલી જે તું ફરીયો; જાગી૦

## सर्वत्र तत्त्वदर्शन ए ज यथार्थ तत्त्वविचार छे.

**પદ ૯૩.** (તાત શાને કરો છો આવું કૂડું કામ, એ લય)

ઠરે તત્ત્વમાં વૃત્તિઓ જેની તમામ,
ભાસે તુચ્છ ધનધામ, રાખે ઉરમાં ન ભામ,
રમે સ્વરૂપમાં આઠે જામ; ઠરે૦
જેમ ઘટત્વ આ જૂદું ન ઘટથી, જગતથી નહિ ભિન્ન રામ,
એમ જાણી પ્રાણીપ્રતિ રાખે સદા શુદ્ધ કામ[1]; ઠરે૦
દીપકજ્યોતિથી તેજ ન જૂદું (તેમ) અભિન્ન જગતથી છે શ્યામ,
ભિન્ન ભાસે વ્યતિકરરૂપે થઈ નર વામ;[2] ઠરે૦
લીલાપાત્રમાં દીવાનો પ્રકાશ લીલો, કાળામાં મૂકતાં તે શ્યામ,
પણ દીપ તો એક રૂપે રહેતો ન થાય તેજ તામ;[3] ઠરે૦
દીપક જોવાની ઇચ્છાવાળાને, લીલાપ્રકાશથી ન કામ,
તે તો તેની મધ્યમાં રહેલો જોતો દીપવામ;[4] ઠરે૦
તેમ પ્રાણીમાત્રમાં ચિતિદીપ સરખું પ્રકાશે છે લામ,[5]
ચિતિ જોનારાએ તેજ જોવું કરી હૃદે યામ,[6] ઠરે૦
ચૈતન્યતત્ત્વમાં વિહાર કરીને, થઇ તે-રહે આપ્તકામ,
(જે) સદા જોતો અંતરબાહ્ય વિવેકથી હરિસ્વામ; ઠરે૦
એ જ છે તત્ત્વવિચારને તત્ત્વમાં સ્થિતિ પણ એનું નામ,
સદા સાધી ઋષિમુની જેને પામ્યા છે વિરામ; ઠરે૦

---

## इष्टदर्शन करनारा वृत्तिना उद्गार.

**પદ ૯૪.** (દિલદાર યાર છેલાસે નયના, એ લય)

આલિંગી નાથ આજે, આ દાસી હરખાય છે,
આ દાસી હરખાય છે, આ પ્યાસી તૃપ્ત થાય છે; આલિંગી૦
રમી રહેલ ચિત્તે, તે આવીઆ અચિંતે,
હૃદયહર્મ્યમાંહિ હવે તે લહાય છે, આલિંગી૦
એ ચિત્ત ખેંચનારા, મુજ આંખના એ તારા,
સમક્ષ સર્વકાલે હવે તે જણાય છે; આલિંગી૦
હું પૂર્ણ સુખે જામી, રહી ન રહી ખામી,
અપાર સ્નેહ જામ્યો જે દેવે સ્તવાય છે; આલિંગી૦
રુદ્ર વિષ્ણુ બ્રહ્મા, નમે જે ચરણમાં,

---

૧ પ્રીતિ. ૨ સ્ત્રી. ૩ ન્યૂન. ૪ સુંદર દીપક. ૫ કાંતિ. ૬ સંયમ.

તે ચરણ શીર્ષ ધારી, આ જન્મ સફળ થાય છે; આલિંગી૦
સૌન્દર્યપૂર્ણ સ્વામી, આ ભવમાં હું પામી,
લઈશ સર્વ સુખો (જે) સર્વોત્તમ મનાય છે; આલિંગી૦
અપાર કષ્ટ કરતાં, સદોદિત સ્મરતાં,
નયન જે ન આવે તે સમીપ ભળાય છે; આલિંગી૦
ખુલ્યાં છે ભાગ્ય મારાં, નિહાળી નાથ પ્યારા,
જોતાં જેને જીવોથી ઈશ થવાય છે; આલિંગી૦
સદા સમીપ રહીને, સુખાબ્ધિમાં નાહીને,
નૃહરિનામમાળા મુખેથી જપાય છે; આલિંગી૦
નૃહરિ સ્વરૂપાભિન્ન, હુંથી ન નૃહરિ ભિન્ન,
સ્વરૂપ તેથી મુજથી ન જૂદું લેખાય છે; આલિંગી૦

---

## સ્વરૂપસ્થિતિનો સર્વોત્તમ ઉપાય.

**પદ ૯૫.** (પાવન કરીએ પધારીને આ, એ લય૦)
સર્વોત્તમ આ ઉપાય એક જ કરવા સ્વરૂપે વાસ. ધ્રુવ૦
સ્વરૂપનું ધ્યાન ઉરે ધરવું, અતત્ત્વનું ચિંતન વિસરવું,
હૃદયભીતર ક્રમથી સરવું; ... ... ... ...
દૃશ્ય સર્વમાં નિજરૂપ ભાળી, કરો ભેદનો હ્રાસ;[1] સર્વોત્તમ૦
કોઈને તુચ્છ ન કદી ગણવો, જ્ઞાનથી હું તું ભ્રમ હણવો,
અંતરે ઐક્યભાવ ચણવો; ... ... ... ...
રાગદ્વેષબુદ્ધિ પરિત્યાગી, જો જો સ્વરૂપાભાસ; સર્વોત્તમ૦
શાસ્ત્રગુરવચન સિદ્ધ માની, રાખી નિજ બુદ્ધિને છાની,
અહં મિથ્યા ત્યજી થવું જ્ઞાની; ... ... ... ...
સંશય લેશ ન આણી અંતર, છેદો આ ભવપાશ, સર્વોત્તમ૦
અન્યનું છિદ્ર ન કદિ જોવું, દોષ પણ ગુણ ગણીને મ્હોવું,
પરનિંદા દૂષણ ખોવું; ... ... ... ...
ચિતિનો સજ્જનદુર્જનઅંતર સરખો એક પ્રકાશ; સર્વોત્તમ૦
મુજમાં ચિત્પતિ છે રાજે, દુઃખદારિદ્ર જેથી ભાજે,
સિંહને દીનતા શું છાજે; ... ... ... ...
વિચારી આવું મસ્ત વિચરો, ચિતિમાં ધરી વિશ્વાસ; સર્વોત્તમ૦
સ્વરૂપમાંહિ છે સઉ સામર્થ્ય, દુઃખી પછી શીદને થાવું વ્યર્થ,

---

૧ નાશ.

એથી ના સરતો કોઇ શુભ અર્થ; ... ... ... ...
તે જ સમર્થ સ્વરૂપ નિજ જાણી, ત્યજ્જે કલેશક કાસ; સર્વોત્તમ૰
વાત કરી કૃતિમાં તે મૂકવું, મિથ્યા મુખથી ન કદી વદવું,
અનુભવ કરવામાં ઝુકવું; ... ... ... ... ...
એ જ ખરેખર જ્ઞાન ગણાતું બીજે વાણીવિલાસ; સર્વોત્તમ૰
બાહ્યીભાવના શુદ્ધ સાધી, અવિદ્યાબળ દેવું બાધી,
ઇષ્ટ અંતરમાં આરાધી; ... ... ... ... ...
ઇષ્ટરૂપ થઇ જાવું અંતે કરી ચૈતન્યઉજાસ, સર્વોત્તમ૰
સ્વરૂપે ઈપ્સિત સઉ મળતું, ચિંતતાં જીવપદ આ ગળતું,
અહં આ સ્વસ્વરૂપે ભળતું; ... ... ... ...
માની એવું સ્વરૂપે ભળવા કરવો સતત પ્રયાસ; સર્વોત્તમ૰

---

## इष्टने हृदयमां दर्शन देवा विज्ञप्ति.

**પદ ૮૬.** ( ઘટ છાંડો સાંવરીયા ભરૂં ગગરી, એ લય. )

આવો આવો હૃદયમાં હવે નૃહરિ.
ક્ષણુક્ષણુ જોતી હું વાટ તમારી પિયુ,
અકળાવે અતિશય વિરહછરી; આવો૰
અદ્યાપિસુધી હું તો, હાસ્યમાં ધારી ભૂલી,
ચેતી નહિ જે મને કીધી પરી;[1] આવો૰
દુઃખી અવસ્થા, ક્યાં સુધી રહેશે શું ન,
જોઈશ તમારી રમ્ય મૂર્તિ ફરી; આવો૰
ભેદાતું હૈયું ભારે, જુદા જોઇ તમને,
હાય ! આ શું પતિએ ત્યાગ કરી; આવો૰
નિજજનવત્સલ, આપ ગણાતા નાથ !
છેદો આ દુઃખ મળી સદ્ય હરિ ! આવો૰
દોષો અનેક પણુ અલક્ષ કરજો સઉ,
ક્ષન્તવ્ય આપની આ કિંકરી; આવો૰
જોયાં મેં આપનાં, નિવાસસ્થાન સર્વે,
ક્યાં વિચરો છો તે ન જાણું જરી; આવો૰
પ્રાણુ લેજો કાં હૃદયે, આવી રહેજો હવે,
સંતાપશો ન કહું કરગરી; આવો૰

---

૧ ન્યારી, જુદી.

'બાંધતાં પ્રીતિ નાથ જોયું શું નંહોતું કે,
ખોટી છે કે આ દાસી પ્રેમી ખરી, આવો૦
લાભ શો મળશે તમને, અધિક સતાવતાં,
નહી માનજો હ્યું જાશે મરી: આવો૦
શીશ નમાવી દીનતાથી હું યાચું સ્વામિ,
દષ્ટિ કરો પૂર્ણ પ્રેમભરી; આવો૦
અઘટિત વચનોની ઉપેક્ષા કરજો કાં જે,
બોલી છું આપણો તે પ્રેમ સ્મરી; આવો૦
અશરણશરણ છો મારા તો એક તમે,
માટે હવે તો રહો સદા વરી; આવો૦

---

## इष्टसत्तानी साधकोप्रति शुभेच्छा.

પદ ૯૭. ( રસિલો રસિલી, ચાંદનીનો સમો સાધી, એ લય. )
પ્રકટો ચિતિપ્રદીપ આજ શુદ્ધ હૃદયમાં, ઉત્તમ આ સમયમાં, સાધકના,
અવિદ્યાતિમિર ટળી, અજ્ઞાન સકલ જ વળી,
જળહળી ચિતિ રહો ઉપાસકમાં.
ઘટમાંહિ સ્થિત જે વસ્તુ તે નવ બહારથી દેખી શકે,
તેમ અવિદ્યાવૃત ઘટવિષે ચૈતન્યદીપક ઝગઝગે,
પણ અવિદ્યાઘટ ફેડીયા વિણ, ચિતિદીપ ન ભાસતો,
તે ભાગજો ઘટ આજ સઉનો ( જેમાં ) ચિતિદીપ પ્રકાશતો,
અભિવ્યક્ત દીપ થઇ ભક્તતણા અંતરમાં,
નિજ સર્વશક્ત સત્તા અર્પો સત્વર ત્યાં,
જેથી સકલ આ તિમિર હણાતાં સઉ સાધક સિદ્ધ થતા, પ્રકટો૦
અધ્યાત્મબલપ્રાપ્તિ થવામાં વિઘ્ન સાધકને નડે,
તે આજથી સઉ દૂર થાજો, શાંતિ જેથી સાંપડે.
મન, વૃત્તિ, કાયા, ચિત્તની, સ્થિતિ ઉચ્ચતમ નિશદિન થજો,
જે પરિપૂર્ણ ન ભાસતું તે ચિતિદ્વારા પામજો.
દશદિશ ચિન્મયતાવિણ ભાસે ના જ્યાંહિ,
જ્યાં સ્વાસ્થ્ય અનુપમ સુખવિના નવ કાંઇ.
તે સ્થળ સાધક સકલતણી સ્થિતિ થઇ પામો સન્મયતા; પ્રકટો૦

---

## प्रेमी भक्तप्रति इष्टनी छलतासमान प्रतीत थती लीला अने भक्तनो विजय.

**પદ ૯૮.** ( જમુના કિનારે કૃષ્ણ ખડા બંસી, એ લય. )

નિજ મંદિરે વસીને વહાલો, ચિત્ત ચળાવે,
ક્ષણે દષ્ટે ચઢી વિલાઇ પુનઃ અતિ સતાવે; નિજ૦
કદી સહજ સ્મરણે નજરસમીપ આવતા ભાવે,
કદી ચિંતું વારંવાર નયન જરી ન ફરકાવે; નિજ૦
કદી હોઉં નિદ્રામાંહિ ત્યાંહિ મુખ દર્શાવે,
બેસુ ધ્યાનમાંહિ ત્યારે અણુસારો ન જણાવે; નિજ૦
મંદિરના ઓરડામાં આમથી તેમ ભ્રમાવે,
જાઉં જ્યાં હું ત્યાંથી સત્વર નિજ ચરણ છટકાવે; નિજ૦
જવ માળે ચઢું ત્યાં તો નીચે દોડીને આવે,
નીચે આવી ભાળું (તો), અટારીમાં વદન મલકાવે; નિજ૦
એમ આમ તેમ ભ્રમાવી આ હૃદય તપાવે,
ક્ષુધાર્થીને ભોજ્ય આપી જેમ પાછું ખેંચાવે; નિજ૦
નિજ સર્વવ્યાપી શક્તિ બતાવી અકળાવે,
સ્થિરતા ધરીને એક સ્થળે, નાથજી ના'વે, નિજ૦
હવે કોઇ ઉપાયોવડે મમ નાથ મનાવે,
તેને આપું ધન ધામ મારૂં, (જો) સમીપ અણાવે; નિજ૦
સંકેત શો ધરીને મને વ્યર્થ થકાવે,
(પણ) મળી યુક્તિ જ્યાંથી એમને કાંઇ ન નાસવું ફાવે; નિજ૦
'યત્ર દષ્ટિ તત્ર ઇષ્ટ' યુક્તિ સુગમ એ ભાવે,
હવે નાસશો કહો ક્યાં નાથ, સપડાયા હાવે; નિજ૦

---

## सत्सुखान्वेषी जनोए चराचरमां सुखतुं ज दर्शन करवुं योग्य छे.

**પદ ૯૯.** ( ઇશ્કકા ખંજર લગા કે, દિલપેં કારી, એ લય. )

[1]સત્સુખાન્વેષી જનોએ, સર્વમાં સુખ શોધવું,
સારું આ ને ખોટું આ એ, દ્વિધા ચિત્તને રોધવું—
મક્ષિકા મળમાં થકી પણ, સાર વસ્તુ શોધતી,
રમ્ય વામ પ્રરિપે, સાર,—આડી દષ્ટિ દેખતી—
બાહ્ય સુંદરતારહિત વસ્તુ ભીતરમાં શોભતી,
[2]રક્તમાંસાન્વેષ્ટિત હૃદયે, ચિતિદ્યુતિ ઓપતી—

---

૧ સત્સુખને શોધનારાએ. ૨ લોહી તથા માંસથી વીંટાયલા.

જાડા છોડામા રહેતી, પણ મધુર સોપારી છે,
મનિનગર્ભાંશયે સ્થિત પણ બાલમુખ મનોહારિ છે—
ધૂળધોયા ધૂળમાથી, દ્રવ્ય શોધી કાઢતા,
કાષ્ઠમાહિ શર્કરાને, શોધકો સઉ ભાળતા—
કોયલાની ખાણમાહિ, મૂલ્યવાન્ હીરા રહે,
તેમ દૂષિત અંતરે પણ, જ્ઞાનને ગુણીજન લહે—
આ અનાર્ય ને તુચ્છ આ છે, એમા તે જ્ઞાન શુ હશે,
અહવૃત્તિ એવી જ્યા છે, જ્ઞાન ત્યા નહિ જામશે—
પંકમા વસના છતા પણ, કમલ કમનીય પ્રકટતુ,
શરીર નીચી જાતિનુ પણ, જ્ઞાન ઉત્તમ આવતુ—
સ્વરૂપમાથી સર્વ પ્રકટયુ, ત્યા જ લય પણ થાય છે,
માત્ર મધ્યે વિવર્તોથી, તુચ્છ ઉચ્ચ ગણાય છે—
સુજ્ઞ જન સમદષ્ટિ સ્થાપી, સાર સઉમાથી ચહે,
હંસસમ નીર ક્ષીર ભેદી, સત્ત્વ સત્ત્વ જ સગ્રહે,—
નીચ જન ફળ વેચતો પણ, મનુષ્યો ગ્રહેતા પ્રીતે,
વેચનારપ્રતિ ન જોતા, સુફલ લે રુડી રીતે—
જ્ઞાનની ઇચ્છા પ્રગટતા, પાત્રાપાત્ર ન દેખવુ
જ્યાથી ત્યાથી પ્રાપ્ત કરવુ, ક્ષુદ્રવત્ નહિ લેખવુ—
આમ ગ્રાહકશક્તિ પામી, સત્સુખાર્થે અઘ વામી,
અંતમા સ્વરૂપે વિરામી, સત્સુખામૃત ચાખવુ—

---

## जीवरूप प्रवासीने स्वरूपदेशमां प्रवास करवा उपदेश.

પદ ૧૦૦. (બંસીવાના આજો હમારે દેશ, એ લય)

પ્રવાસી જાજો હવે તે દેશ,
    જ્યા ન જનિમૃતિભયદુ ખક્લેશ, પ્રવાસી૦
શૈત્ય ઉષ્ણ જ્યા છે નહિ, જ્યા છે નહિ પર્જન્ય,[૨]
નિર્જન સ્થળ તે ભાસતુ, તદપિ નહિ દીસે શૂન્ય,
    નિહાળી, રસાળી, ભૂમિ તે, ઠરો ત્યા       જ્યા૦
જડ દુ ખ અંશો જ્યા નથી, જ્યા છે દ્વૈતઅભાવ,
રાત્રિદિવસ જ્યા ના થતા, જ્યા ના કાલપ્રભાવ,

---

૧ સુંદર ૨ વરસાદ

નિહાળી, રસાળી૦— જ્યાં૦
કાલતણો જ્યાં કાળ છે, જ્યાં નથી જાતિભેદ,
દિક્અતીત તે ભૂમિકા, મુક્તત્વ ન જ્યાં કેદ,
નિહાળી, રસાળી૦— જ્યાં૦
જ્યાં આકાશ ન ભાસતું જ્યાં નથી અંશુ,[૧] ચંદ,
આધિવ્યાધિ જ્યાં નહિ, જ્યાં નથી રૂપરસગંધ,
નિહાળી, રસાળી૦— જ્યાં૦
હું તું જેમાં છે નહિ, જ્યાં નથી અરિ કો મિત્ર,
જ્યાં નથી બાલક વૃદ્ધ કો, જ્યાં નથી ચિત્રવિચિત્ર,
નિહાળી, રસાળી૦— જ્યાં૦
ધાન્ય ન જ્યાંહિ નીપજે, જ્યાં ન પડે દુષ્કાલ,
જ્યાં પરમાર્થ ન ભાસતો, નહિ વ્યવહારની જાળ,
નિહાળી, રસાળી૦— જ્યાં૦
કાંઈ ન ત્યાંહિ ભાસતું, પણ સઉનો ત્યાં સદ્ભાવ,
વટબીજે જેમ વૃક્ષ છે, પણ દીસે તેનો અભાવ,
નિહાળી, રસાળી૦— જ્યાં૦
મનવાણીબુદ્ધિ થકી, અગમ્ય છે એ દેશ,
વાતોથી કલ્પાય નહિ, સુરમ્ય એ જ પ્રદેશ,
નિહાળી, રસાળી૦— જ્યાં૦
આ સ્થલનો જે માર્ગ તે, સરલ સુગમ ને શ્રેષ્ટ,
મુક્તિ પામ્યે સદ્ય જઇ, જુએ પ્રદેશ તે જ્યેષ્ઠ,
નિહાળી, રસાળી૦— જ્યાં૦
તે દેશે નિવસો સઉ, પ્રવાસી સાધક વીર!
ગુરુઆના સાથે લઈ, માર્ગે પડો થઇ સ્થિર,
નિહાળી, રસાળી,૦— જ્યાં૦
ક્રમથી માર્ગે ચાલતાં, ભુલશો સઘળાં દુઃખ,
ત્યાં જાતાં તો વિસરશો, દશ્યદેશનું સુખ,
નિહાળી, રસાળી૦— જ્યાં૦
જાજો જાજો પ્રવાસીઓ, સત્વર ગંતવ્ય દેશ,
કર્તવ્ય પ્રાપ્તવ્ય એ, એ જ નૃહરિઆદેશ,[૨]
નિહાળી, રસાળી૦— જ્યાં૦

---

૧. સૂર્ય ૨ આજ્ઞા.

## जीवपक्षीने गगनमंडलरूप निलयनमां निवास करवा प्रबोध.

**પદ ૧૦૧.** (પંથી પરદેશી ચિત્ત ચોંપી હું આ ચાલી, એ લય )

ગગને તુજ [1]નિલયનમાં વસજે, હે પ્રિય પં. . ખી !
બીજાં સ્થાનવિષે ના ધસજે, સુંદર ઝં ..ખી.
પારધી ઉભો છે નીચે, નાંખી જાલ કરાલ,
કણ તે ઉપર પાથરી, કરવા તાગે કાળ,
જૂઠું જાણી ત્યાં ના ફસજે, હે પ્રિય૦
ઉચ્ચ સ્થલે ઉડવું સદા, અર્કતૂલસમ નિત્ય,
ત્યાં જ સકલ પ્રાપ્તિ થતી, રહે નિ:શંક અભીત,
ગતિ કરવામાં તું ન ખસજે, હે પ્રિય૦
શુકની જાતિ તાહરી, કાક ન, નિશ્ચય માન,
કાકપિચ્છ ધાલ્યા થકી, શું રહેશે તુજ માન,
ઉત્તમ જાતિથી ના ખસજે, હે પ્રિય૦
કાકભક્ષ વસ્તુ મલિન, ફલ સુંદર તુજ કાજ ?
આમ્ર ત્યજી કદી સુજન કો, સ્વાદે ખાતો પ્યાજ,
સ્વાદુ ફલ ભક્ષણાર્થે ચુસજે, હે પ્રિય૦
મનહર વાણી તાહરી, બુદ્ધિ તુજ અનુપ,
કમલસમીપ શું કેસુડો, નદી સમીપે શું કૂપ,
શ્વાનસમો કદી તું ના ભસજે, હે પ્રિય૦
પક્ષ[2] સબળ તુજને મળ્યા, નિર્ભયતાથી ઉડ,
દુર્બલતા એવી હવે, ભવસાગરે ન બુડ,
ઉંચે ચઢી પારધીપ્રતિ હસજે, હે પ્રિય૦
નિલયનમાં જઇ નિવસજે, સર્વોત્તમ તે સ્થાન,
મસ્ત રહેજે સ્થિતિ કરી, વિસારી નિજ અભિમાન,
નીચે દૃષ્ટિસરખી ન કરજે, હે પ્રિય૦

## जीवहंसने हृन्मानससरोवरनो आश्रय ग्रहण करवा अनुशासन.

**પદ ૧૦૨.** ( મન પરદેશી, ઝાંડ ચવે, એ લય. )

જા જીવહંસા, માનસરે.
ક્ષુલ્લક ખાબોચીયા છોડીને, નિર્મળ સરવર જાજે જી,
તૃષાનિવારણઅર્થે જળ પી,

---

૧ માળો. ૨ પાંખો.

મસ્ત બની ત્યાં ન્હાજે, માનસ૦
સુંદર જળમાં વિહાર કરીને, મનહર કાયા કરજે જી,
ઉંચે નીચે દશે દિશાએ,
જ્યાં ત્યાં અભીત વિચરજે, માનસ૦
મૌક્તિકફળ આહારાર્થે લઇ, અજરઅમર તું થાજે જી,
જીવત્વ ત્યજીને શિવત્વ પામી,
નિજ સ્વરૂપે સોહાજે, માનસ૦
એક જ સ્થળ છે અમોઘ સુખનું, તે વિણ બીજાં દુ:ખદ જી,
શોધી તે સ્થળ નિવાસ કરીને,
હરજે જીવપદઆપદ, માનસ૦
સુખસાગરરૂપ સ્થાન દૂર ના, છે તુજ અતિશય પાસે જી,
ઓળખી તેમાં તન્મય થાજે,
તો સઉ ધાર્યું કમાશે, માનસ૦
અધિક ન કહેવા જેવું છે કશું, બુદ્ધિમાન તું અતિશયજી,
સમયોચિત સાધીને સવેળા,
થાજે ઝટ સચ્ચિન્મય, માનસ૦

---

## આત્મસ્વરૂપનો સંગ સેવવા સાધકોને આહ્વાન.

### પદ ૧૦૩. (કોઇ દુધ લ્યો વિરંગી, એ લય)

કોઇ થાઓ નિજરૂપસંગી,
બહિરંતર કરણને રંગી, કોઇ૦
સ્વરૂપે સુખ જે ભાસતું, ક્યાંહિ ન દીસે તેહ,
સત્કારી જન ભોગવે, સંગે રંગી દેહ, હાં કોઇ૦
એક સ્નેહીની સંગતિ, બીજો શાસ્ત્રનો સંગ,
ત્રીજો સદ્‌ગુરુસંગ છે, સર્વોત્તમ નિજસંગ, હાં કોઇ૦
જે સંગે ઐહિક તથા, આમુષ્મિક સઉ સુખ,
પ્રાપ્ત થતાં, તે સાધવા, સુજન રહે ઉત્સુક, હાં કોઇ૦
દુ:ખાબ્ધિમાં પણ રહે, જે સંગીની સહાય,
તે સંગીને મેળવી, સુજન સદા મનકાય હાં કોઇ૦
વેદપુરાણાદિ સકલ, જેની પુરતા શાખ,
દુર્લભ સ્વરૂપસંગ તે, પામે જન સુખભાક્, હાં કોઇ૦
જેની સંગતિ પામવા, યોગીપતિ કરી યત્ન,
ઉદ્યત રહેતા સંયમે, મેળવવા નિજરત્ન, હાં કોઇ૦
આત્મસંગતિ સુલભ ના, સાધે વિરલા જન,

કોઇ ભક્ત સાધી શકે, જોવા પ્રભુઆનન; હાં કોઇ૦
સાધો સાધક ઉતરી, અંતરમાં તે સંગ,
મળે ન માગ્યો પુનઃ કદી, ઉત્તમ આવો પ્રસંગ; હાં કોઇ૦
નૃહરિમહેશ સંગતિ, આત્મસંગથી થાય,
યથાર્થ તાળી લાગતાં, નરહરિરૂપ થવાય; હાં કોઇ૦

## अंतिम याचना.

**પદ ૧૦૪.** (તુજ વિનય પ્રણયથી શુચિ શશિવદની એ, લય)

જય જય પ્રકૃતિપતિ, જય કરુણાનિધિ, જય ચિતિપુરષ સુખેશ!
વ્યાપી રહ્યા વિશ્વમાંહ્ય, ચેતને જડે સદાય,
અભિમુખતાઅનુસાર થતા, અભિવ્યક્ત શિશુહૃદ્દેશ; જય૦
જે સુખાર્થ પ્રાણિમાત્ર, યત્ન કરે અહોરાત્ર,
સર્વ સુખાધિષ્ઠાન આપ છો, અખંડ અજન્મ અશેષ; જય૦
સાધકોના જ્ઞેય ધ્યેય, આપ માત્ર ઉપાદેય,
ચરણે પડી યાચે સુદિને પ્રત્યક્ષ થજો પરમેશ; જય૦
ભાસતું શિશુમાં શેષ, અર્પી તે કરો અશેષ,
સ્વરૂપાભિન્ન કરી સ્થાપો, શિવપદમાં હરી જીવવેષ; જય૦
આપ તાત, અમો બાળ, દો યથેચ્છ હાલ હાલ,
સમૃદ્ધિ નિજ આપી હરજો દરિદ્રતાનો ક્લેશ; જય૦
આપ કૃપા ઇચ્છનાર, આપવડે ઉગરનાર,
દો નિજપદ અંતિમ એ ઇચ્છા, અન્ય ન યાચીયે લેશ. જય૦

## प्रणतिसह विज्ञप्ति.

**પદ ૧૦૫.** (નમું પદે ગિરિજાપતિને—એ લય)

પ્રણામ પ્રણામ જય જય નૃહરે!
શંકર, બ્રહ્મા, વિષ્ણુ, શક્તિ આદિ શબ્દોથી સ્તવના,
જેને નમતા, જેમાં રમતા, થાય તન્મય ખરે: પ્રણામ૦
અંતરમલસંહાર, વિણ આપ કરનાર, નથી કોઇ વિશ્વાધાર,
ધોજો ભવસિંધુ ક્ષાર,
શોક, મોહ, ભયની છોળોથી હદયે ક્ષાર ભરાયો;
ન ધોવાયો, ન ટ્હોવાયો, બહુ યત્ન કર્યે; પ્રણામ૦

આપ અનુગ્રહતોય,–વિણુ મેલ આ ધોય, દશ દિશમાં ન કોય;
વૃત્તિ નિશદિન રોય,
શાંતિ અર્પો મલ ટાળીને દાહ કરે જે ભારી;
હાવે હારી, વૃત્તિ અમારી, આપપ્રતિ ઉચ્ચરે, પ્રણામ૦
આપ કૃપા જત્ર થાય, સર્વ દુરિત પળાય, સુખવિણુ ન ભળાય,
દોષ માત્ર વિલાય,
તે કટાક્ષ નાંખી શિશુઉપર કૃત્યકૃત્ય કરજો સ્વામી;
ઊર્ધ્વગામી, હે અકામી! કરો આપ વરે; પ્રણામ૦
વર્ષાવી અનુગ્રહહેમ, વહો યોગ ને ક્ષેમ, આણી અંતર પ્રેમ,
હિત સધાય જેમ;
સઉ સાધકને તે બળ દેજો, મંગળમય આ સમયે,
રહી હૃદયે, રાખો અભયે, (જેથી) સઉ મસ્ત વિચરે; પ્રણામ૦

---

## स्वरूपज्ञानतुं दान करवा परमात्माने प्रार्थना.
### પદ ૧૦૬. હોરી.

પ્રભુ આજ તે જ્ઞાન આપો,
હૃદયસ્થિત અજ્ઞાન કાપો; પ્રભુ૦
જે જ્ઞાને દધ્યઙ્ અથર્વણે, ઇન્દ્રને દીધા ન શાપો,
જે જ્ઞાને ઋષિ જમદગ્નિએ, ક્રોધને ઉપરથી કાપ્યો;
ઉરે સદ્ય તે જ્ઞાન સ્થાપો, પ્રભુ૦
જે જ્ઞાને ઋષિ કાકભુષંડી, કાકદેહ ગણે પ્યારો;
જે જ્ઞાને સનકાદિક મુનિએ, ઉષ્ટ્રદેહ[1] ગણ્યો સારો,
(તે) જ્ઞાન દઇ ધ્વાંત નિવારો; પ્રભુ૦
જે જ્ઞાને જડ રહી વ્યવહારો, ભરત મુનિએ કીધા,
જે જ્ઞાને રાજ્ય કરતાં છતાં પણ, જનકે વિદેહીપદ લીધાં;
ભોજનાર્થે દો તે જ્ઞાનભીધાં; પ્રભુ૦
જે જ્ઞાને નૃપ પરીક્ષિતસરખા, સહજ ઉચ્ચ સ્થિતિ પામ્યા,
કોળી છતાં જે જ્ઞાને વાલ્મીકિ, અનુપમ પદમાં વિરામ્યા,
જે જ્ઞાને સુખે કંઇક જામ્યા;
જે જ્ઞાને માર્કંડ, પિતામહે, મૃત્યુને પણ રોક્યું,
જે જ્ઞાને ચ્યવનાદિક મુનિએ, વાર્ધક્યે અંકુશ ઠોક્યું,
જેથી અમરત્વ વિલોક્યું; પ્રભુ૦

---

૧ ઉંટનું શરીર.

જે જ્ઞાને શાશ્વની શાંતિનો, અનુભવ ઉરમાં થાતો,
જનિમૃતિભય આ સહજ પળાતાં, જીવ શિવમય થઇ જાતો;
સદા સુખમાંહિ સોહાતો; પ્રભુ૦
જે જ્ઞાને જીવ મસ્ત થઈને, નિર્ભય સઘળે વિચરે,
જે જ્ઞાને સહુ સાધક સહજે, તત્ત્વ જુએ ચરઅચરે;
આજે દેજો તે જ્ઞાન નૂહરે ! પ્રભુ૦

---

## परमात्मा ज सर्व सुखना आगार होवाथी सद्विवेकी जनोए तेमना प्रति जवुं योग्य छे.

**पद १०७.** ( પિયુસંગે, રસરંગે, રહીશું, રમીશું, એ લય. )
પ્રભુપાસે, સુખ ભાસે, ગ્રહે તે, લહે તે, રહે જે વિશ્વાસે,
છોડી શર્કરા બાળક લે લુણ, રહેતું નિરાશે, ના કદીએ ખવાશે, પ્રભુ૦
કણ જાણી જાળે જે ભરાશે, નિશ્ચે સપડાશે, ના પુનઃ ઉગરાશે. પ્રભુ૦
છે પ્રભુ સુખઆગાર, સુખ મેળવવા જે ચહે,
જાય સદા તે દ્વાર, તો ઈપ્સિત અર્થો લહે.
બાવળપર ગુલાબ ન થાશે, જે જે ત્યાં જાશે, કંટકથી પીડાશે; પ્રભુ૦
ઔષધ બરફની માંહ્ય, કદી ન દીઠું કોઇએ,
કરીયાતામાં મીઠાશ, શત વર્ષે ના જોઇએ,
ઘોષે કોયલા નહિ પ્રકાશે, મધુરતા શુણાશે ? કદાપિ કાગ ગાશે; પ્રભુ૦
દરી વસ્તુ દુઃખરૂપ, સુખ તેથી ના પામીએ,
જોઈ ઉંડો કૂપ, પડતાં સુખે વિરામીએ.
કૌવચ અડી શાંતિથી સુવાશે ? ગળપણ પમાશે ? જો લીંબુરસ પાશે; પ્રભુ૦
તદ્દત દશ્ય પદાર્થ, ઇચ્છ્યાં સુખ નવ આપતું,
પીલી નિંબની છાલ, કોણ મિષ્ટતા ચાખતું ?
જ્યાં જે મળતું ત્યાં જો ધાશે, તો તે કમાશે, ભરાશે બીજે ઠામે; પ્રભુ૦
સત્સુખ કરવા પ્રાપ્ત, દશ્યે જોવું ના સુજન,
હૃદયે સરીને આમ,—કામી કરવું સદા મન,
એ જ સુગમ માર્ગે જે પળાશે, ભયહીમ ગળાશે, હરિસ્મરણે તપાશે; પ્રભુ૦
ઇચ્છા જે ઉરમાંહ્ય, હૃદયે જઇ તે યાચવી,
વિરોધી પછી સંકલ્પ,—વૃત્તિ ઉઠતી દબાવવી,
તો જ સર્વ પળમાં દેખાશે, ઉરમાં જે ચહાશે, પ્રત્યક્ષ જણાશે; પ્રભુ૦

કળ છે સુખની એ જ, યથાર્થ જેને આવડી,
સુખનિધિ મળવો સેજ, નિર્ધનતા શું બાપડી,
અષ્ટપ્રહર ગુરુ ગુરુ ઉચ્ચરાશે, ગુરુ થઇ સોહાશે, સચ્ચિત્ પદ પમાશે; પ્રભુ૦

## जीवरूपी शुकने इष्टस्मरण करवा उपदेश.

**પદ ૧૦૯.** ( ઉપજી હંસને આ શી મતિ રે, એ લય. )

બોલો પોપટજી રૂડા રામજી રે,
છોડી અન્ય લવારી અસાર, આ વાર—બોલો૦
કંઠ મળ્યો મધુર બોલવા રે,
કાગ કરતા કર્કશ ઉચ્ચાર; આ વાર૦
તારે તો બોલવું મીઠું રે,
જેથી થાય પ્રસન્ન નરનાર; આ વાર૦
એવું બોલવું પ્રીતે સઉ પ્રતિ રે,
( જેથી સૌ ) રાખે હર્ષવડે નિજદ્વાર; આ વાર૦
જોજે વિચારી તમારા સમારે,
કેવા કરતા મધુર કિલકાર, આ વાર૦
વાણીતણી મધુરતા થકી રે,
રાખે પિંજરે તને ધરી પ્યાર; આ વાર૦
સંતોષજે સઉ સંબંધીને રે,
જે જે તુજ સમીપે આવનાર; આ વાર૦
દર્શાવી ખરૂં સ્વરૂપ તાહરૂં રે,
કર સુખમય આ સંસાર; આ વાર૦
રામવિના રટયું ન કામનું રે,
માટે સ્મરજે તે વારંવાર, આ વાર૦
પ્રીતિવડે બધે બોલજે રે,
કહું જાણી મારો અધિકાર; આ વાર૦
વહાલા ! થતાં સિદ્ધ, યુક્તિ એ રે,
થવો જગમાં જયજયકાર; આ વાર૦
'હેતે હસીને હસાવજે રે,
પ્યારા પંખી ! એ સારનો સાર; આ વાર૦
કૃત્યકૃત્ય થઇશ હે પંખીડા ! રે,
થશે રામરૂપ તુજ અવતાર; આ વાર૦

## स्वरूपस्थ वृत्तिनुं स्वरूप.

પદ ૧૦૯. (અપને પિયાકી મેં જોગન બનીતી —એ લય.)

નિજ સ્વરૂપે જેની વૃત્તિ શમી છે,
આત્મસ્વરૂપે જેની વૃત્તિ શમી છે.
સ્વસ્વરૂપે જેની વૃત્તિ શમી છે,
વૃત્તિ શમી છે, તેની ભ્રાંતિ વિરમી છે; નિજ૦
સ્વરૂપસ્થિતજન, સર્વ દસ્યે,—પણ જોતો સતચિત,
ભૂ, નભ, જલમાં, અનિલ અનલે, સઘળે સ્વરૂપ અમિત; જેની૦
ભિન્ન બાહ્યોપાધિથી ભાસે, ઘટકર્પર મૃદ્ભાંડ,*
પણ વસ્તુતઃ એક છે તેમ, સ્વરૂપસ્થને બ્રહ્માંડ; જેની૦
જ્યાં જ્યાં દૃષ્ટિ નાંખતો ત્યાં, જુએ ચૈતન્યવિવર્ત,
સારૂં ખોટું ક્યાં રહે પછી, જ્યાં કેવલ ચિન્નર્ત;[1] જેની૦
રમતો કદી વ્યવહારમાં પણ, રહે સદા અવિક્રિય,
ભેદબુદ્ધિ જેની શમી છે, તેને ન પ્રિય અપ્રિય; જેની૦
શત મણકામાં સૂત્રતંતુ એક, જેમ રહ્યો છે વ્યાપ્ત,
અણુ અણુમાં છે અંશ ચિતિનો, તેથી સઘળું આપ્ત; જેની૦
નિર્ભય વિચરે, જેહ સ્વરૂપે, તેને શો વિધિ ને નિષેધ,
સમાન સર્વદા ભાસતાં તેને, નિર્બંધત્વ કે કેદ; જેની૦
અષ્ટપ્રહર રહેતી સ્વરૂપથી, વૃત્તિ જેની અભિન્ન,
તે જ મહેશ્વર, તે જ નૃહરિ, ચિતિ નર તેથી ભિન્ન; જેની૦

## स्वरूपप्रति अप्रतिम प्रेमभक्तिवाळी वृत्तिना उद्‌गार.

પદ ૧૧૦ (હૃદય કેમ વાળું રે, લાગ્યું ધ્યાન—એ લય.)

હૃદય ત્યાં વાળું રે, જ્યાં સુખનિધિ અગાધ ભાળું; હૃદય૦
જડ દુઃખ અસત્ય જ્યાં નહિ સ્ફુરતા, સચ્ચિતસુખમાં મહાલું; હૃદય૦
ક્રોધ લોભ ભય શોક મોહ આ, મદમત્સરનું ન જાણું; હૃદય૦
જનિમૃતિનું જ્યાં જોર વિલાતું, પીવાય અજરરસ પ્યાલું; હૃદય૦
ઉખર શુષ્ક ના જ્યાં કંઇ દીસે, કેવળ જ્યાં હરિયાળું; હૃદય૦
ત્યજી બંધનકારી બીજું બધું, ભજે મુક્તત્ત્વ રસાળું; હૃદય૦
અતિશય સમીપ, દૂર લેશ ના, સ્થાન તેહ રઢીયાળું; હૃદય૦
નૈસર્ગિક સુંદર ફુલ છોડી, કોણ લે કાગળવાળું; હૃદય૦
દ્રાક્ષ ત્યજી લીંબોળી કો લે, ક્ષીર ત્યજી કાગ કાં પાણું; હૃદય૦

---

* માટીનાં વાસણો. ૧. ચૈતન્યનું નૃત્ય.

સર્પમુખ ઝેરી લહી પછી કો, પકડે (કદી) હોય સુવાળુ, હૃદય૦
ઇન્દ્રવારણા મનહર તદપિ, ખવાયુ ન કદી ન્યાળુ, હૃદય૦
દુઃખવિણ બીજુ જ્યા નહિ દીસે તે કેમ સ્વપ્ને નિહાળુ, હૃદય૦
દાહક સ્વભાવ લહી અગ્નિનો, સ્પર્શે કો મતિવાળુ? હૃદય૦
છોડી દુઃખકર સકલ કાર્ય આ, સુખસરમા મતિ ઢાળુ, હૃદય૦
નરહરિઅનુગ્રહ મેળવી સાચો, જીવપદ ત્યા ઓગાળુ, હૃદય૦

---

## અંતિમ પ્રાર્થના.

પદ ૧૧૧. (વખત વિચારો શ્રીહરિ તમે આવો,—એ લય)
જય જય જય જગદીશ, વદીએ શિર નામી,
સૌ સાધક શીર્ષ હસ્ત સ્થાપો અતર્યામી
ભયકલેશ શોક ને મોહથકી આવૃત જીવો,
થઇ જાય મુક્ત અનુભવતા હૃદયે ચિતિદીવો
પ્રકટાવો તે આજ, (૨) તિમિર આ ખધુ ફેડી,
જેનુ જામ્યુ સામ્રાજ્ય, હૃદયપર મહા બેઠી
બદ્ધ થયા જીન સર્વ ગાઢ અધકારે,
વિહિત અવિહિત શુ ન વૃત્તિ તે વિચારે
વિસરી આપ સ્મરણ કદી વિષયને ઉચ્ચારે,
સ્મરે કદાપિ તો અપૂર્ણ ઉપમા જ ધારે
આપ સ્વરૂપસામર્થ્ય, (૨) ક્ષુદ્ર બુદ્ધિ શી રીતે?
કરી ગ્રહણ શકે તે અર્થ તિમિરબાધિત ચિત્તે
યથાર્થ દિવ્ય પ્રકાશ, (૨) ફરી આ હૃદ્મહેલે,
કરી જ્ઞાનતણો ઉજાસ, હરો સઉ ભ્રમ પહેલે
દો પછી એવુ જ્ઞાન, (૨) આપરૂપ થઇ રહીએ,
જાતા આ જીવત્વ ભાન, આપને ઉર લહીએ
આ વિશ્વ, નિરાટે આપ જ છો, થાયે દૃઢ તેવુ જ્ઞાન જ દો,
પછી પ્રિય અપ્રિય ન રહે કાઇ, ચૈતન્ય વ્યતિકર જ્યા ત્યાહિ
વાસ્તવ જે આપનુ રૂપ નાતા, તે યથાર્થ ઉપજાવો જ્ઞાના,
સ્ફુરતા અનુપમ જ્ઞાન, (૨) જાણવુ ન રહે કાઇ,
જે જાણ્યાવિણ અજ્ઞાન ગણાતુ ભવમાહિ
જે થાતા ત્રિભુવનમાલ્ય, (૨) કોથી ન રહે ભીતિ,
ઉપજાવો નરહરિરાય, પ્રકટ કેવળ ચિતિ

---

## नमस्कार तथा स्तुतिसह याचना.

### પદ ૧૧૨.

વદન જય જગતત્રાણ !
જય જય જય આત્મભાણ !
જય સચ્ચિતધન ! જય ભવભજન ! જય મનમજનમૂર્તિ !
નુતિ મતિ, દઇ પતિ, હરી ક્ષતિ, જનિમૃતિ, [1]સતિ કૃતિ, રતિ,
સ્થાપો અતિ, ટાળી ભીતિ, આણી હૃદિ પદચિતિ, ઉચ્ચગતિ, દો સપદિ,[2]
સાધક ઇચ્છા કરી પૂર્ણ, પ્રાણ !—
આશીર્મુદ્રાવડે શોભતા, આપ હસ્તદ્વય ચારુ,
શિરે સ્થાપો, દહો પાપો, શાતિ આપો, ઘાત કાપો, પકરિ ચાપો
દુરિત શાપો[3],
શુણી અમાપો પશ્ચાત્તાપો, અતર વ્યાપો, ક્લેશ ઉથાપો પુણ્ય જાપો,
જપાની કરો નિત્ય કલ્યાણ—

---

## ईप्सितार्थ अर्पवा इष्टने अभ्यर्थना.

### પદ ૧૧૩.

મન મારૂ હાવે, આપમા સલગ્ન થાઓ,
જેથી પ્રત્યક્ષ આપ જણાઓ રે, મન૦
દશ્ય ન દેખુ, આપ જ પેખુ, કાને ન લેખુ—
અતરમા એવુ બળ દેખાઓ રે, મન૦
કોટિ જન્મના જામ્યા, કુડા સસ્કારો રે
ઉરમા ન લેશ પામ્યા, રૂડા વિચારો રે,
તત્ત્વવિચારે ઉર શોભાઓ રે, મન૦
અનત આ યુગથકી કાટ ચડ્યો હૃદે રે,
નહિ કાઢો તો નક્કી, વધશે તે સચરે રે,
આપ ચરણામૃતે ધોવાઓ રે મન૦
લોભ, કામ, ક્રોધ ને ભયના વિચારો રે,
(તેમા) આપ પ્રબોધને, પેસવા, ન વારો રે,
છેદી તે, જ્ઞાન દઢાઓ રે, મન૦
આ મનમાતગને, ઉન્મત્ત કીધો રે
સૂઢે લઇ અનગને, મારે છે ગીધો રે,

---

૧ શુભ ૨ સત્વર ૩ પાપને શાપ આપો

બળ તેનું સત્વર હણાઓ રે; મન૦
વૃત્તિઓ મુજપર, સત્તા ચલાવે રે,
ફાવે ત્યાં ઉડાવી અદ્ધર, ખત્તા ખવડાવે રે:
(તેનું) પ્રાબલ્ય નિઃશેષ શોષાઓ રે, મન૦
દર્દુરા ઇન્દ્રિયો તો, કૂદકા મારે રે,
હસ્તમાં લીધો તો તો, કંઇ ગર્વ હારે રે,
હૃષીકેશ ! આપથી (તે) દબાઓ રે; મન૦
વ્યાધિકારાગૃહે, તનુ પડયું મારું રે,
આધિ અંતર દહે, છુટવા ન બારૂં રે,
છેદી ભેદી સ્વરૂપ પ્રકટાઓ રે: મન૦
વલવલતી જિહ્વા તો, કંઇ કંઈ બબડતી રે,
વારૂં હું તેમ તે તો, મસ્તકે ચડતી રે;
હવે (તે) આપ ગુણમાત્ર ગાઓ રે, મન૦
'હુંમમ' ભાવતણી, સાંકળે બંધાયો રે;
છાડી શીતળ મણિ, ભઠ્ઠીમાં રંધાયો રે,
મન નેત્રપીયૂષે, સિંચાઓ રે; મન૦
સર્વ સ્થળેથી મને પરવશ કર્યો છે રે,
ભૂલાવી આપને વિષયે આદર્યો છે રે;
ત્રાહિ ! ત્રાહિ ! શરણાગત કર રહાઓ રે; મન૦
સ્વલ્પમાં કહું હું તો, સર્વસ્વ હાર્યો રે,
જેને જેમ ફાવ્યું તેમ તો, અદ્યાપિ માર્યો રે;
મુજથી હાવે એ તો મરાઓ રે; મન૦
કોઇ વાતે સાચું સુખ, હજી નથી પામ્યો રે,
શું રે બતાવું મુખ, લજ્જાથી ડાંગ્યો રે;
આપથી ઉજ્જ્વલતા અણાઓ રે; મન૦
નરહરિ કલ્પવૃક્ષતણો આપો છાયો રે,
ઇચ્છાનુસાર ભક્ષ, લઇ શકું કાંયો રે;
આપ મુખે 'અસ્તુ' વદાઓ રે, મન૦

---

## वृत्तिनी केवी स्थिति इष्टसाक्षात्कार करावे छे.

**પદ ૧૧૪.** (ધા લાગ્યો રે દલડામાં, ઝુરી ઝુરી મરીયે, એ લય)

તે, હૃદયે નૃહરિ પ્રકટે, અતિ શાંતિ જ્યાં રહે,
શાંતિ જ્યાં રહે, સંશય જે ના સંગ્રહે;
આત્મસ્વરૂપ છે, નિર્ણય પૂરૂં તેથી,

અણુમાંહિ પણ ભયને જે ન લહે;
ઉરે ભયને ન લહે; તે૦
સર્વાત્મભાવના, સાચી સધાતાં ઉરમાં,
ક્રોધથી જેનું અંતર, કદીએ ન દહે,
જેનું કદીએ ન દહે; તે૦
સર્વધનસ્વામી નિજ આત્મસ્વરૂપ જાણી,
લોભ ધારીને દ્રવ્ય સ્વપ્ને ન ચહે;
કદીએ સ્વપ્ને નં ચહે; તે૦
આનંદઘન ચિતિ, હૃદયે પ્રકટ રહે,
જાણી શોકાબ્ધિમાં કદાપિ ના વહે;
જે કદાપિ ના વહે, તે૦
જગત્ વિલાસ છે, આત્મસ્વરૂપકેરો;
અશુભ અયોગ્ય તેને, જરીએ ન કહે,
ઉરથી જરીએ ન કહે; તે૦
પ્રિય રૂપ પોતાનું, સ્વરૂપ ગણીને જે જે,
કિંચિત્ વૃત્તિ ન ધરતો કોઈના વિગ્રહે,
કોઈની સાથે વિગ્રહે; તે૦
માનીને સ્વરૂપ જ, સાચો સંબંધી, ગણતો—
સમાન રહેવું, જંગલમાંહિ કે ગૃહે,
જંગલમાંહિ કે ગૃહે; તે૦
પોતાનું સ્વરૂપ જ, સર્વસ્વ ગણી તેમાં,–
વૃત્તિ એકાગ્ર કરી રાખે આગ્રહે,
કરી રાખે જે આગ્રહે; તે૦
(માત્ર) પ્રિયતમ ઇષ્ટનું, હૃદયથી અદર્શન,–
થાતાં ચોધારે આંસુ, રડે વિરહે;
રડતો દુઃખવિરહે; તે૦
નાથવિયોગવિના, કષ્ટ ગમે તે આવે,
જ્ઞાનખુમારી આણી, સઘળું જે સહે,
પડતું સઘળું જે સહે; . તે૦
નરહરિનાથવિણ, વિશ્વે ન જુએ કાંઈ,
નિત્ય ડુબેલો રહે, ચિદ્રસદ્રહે,
રહે (જે) ચિદ્રસદ્રહે; તે૦

---

'સઘળુ છે આપનુ માન હુ, નિમિત્તરૂપે ભોક્તા,'
વદે તથાપિ વર્તનકાળે, અંતરમા રહે ચોકતા, ૪૯૦
સ્વાર્થે કદી દ્રવ્ય ખરચનો, (તો) જ્યા ત્યા કહેતો ફરતો,
અભિમાન બાંધીને પડી તે, ત્યાથી ઉચ્ચતા વરતો, ૪૯૦
આ જ પ્રમાણે ભક્તિનો વળી, ડોળ ધાલતી સ્ત્રીઓ,
નિજ પતિને ગણકારે નહિ ને, શોધે દેવદેરીઓ, ૪૯૦
પતિ જ્ઞાન દે તે નવ માને, કથા કહે જ્યા શાસ્ત્રી—
જાદી ડમરી થઇ માભળની, સુભાગી ને વિધવા સ્ત્રી ૪૯૦
પતિપ્રકૃતિ મદ હોય (પણ) કહે દેવદર્શને જાવુ,
ભૂલી જાતી દર્શન સઘળા, (જો) ન્યાતમા જમવા જાવુ, ૪૯૦
નિજ પતિ ઇષ્ટનિમિત્તે કરતો, સેવા ભક્તિભાવે,
( તો ) કહે વ્યવહારે રહેવુ ને શુ, આ તે કદાપિ ફાવે ? ૪૯૦
'નથી નહિ સભાળ ઘરતણી, ભાન ન વ્યવહારેકે,
ઘર ન ગમે તો લુગડા રગા, લાવી પૈસાનો ગેરૂ,' ૪૯૦
સહજ સહજમા મહેણા મારે, પતિપ્રભુને સતાપે,
એ તે શુ ભક્તિ કહેવાની, ક્યારે છૂટે એ પાપે, ૫૦
પતિને ગણી સર્વસ્વ ત્યજીને, બીજી બધી ઉપાધિ,
સેવા કરવા તેમની રહેવુ, સર્વદા તત્પરતાથી ૪૯૦
સ્નાન નદીના કરવાથી ને, દેવતણા મદિરે —
ધાશે પણ પતિને નહિ ભજશે, આવે ન કદી દુ ખતીરે, ૫૦
પતિની આજ્ઞા ઉલ્લઘીને, વ્રત ઉપવાસો કરશે,
લાભ ન મેળવતા તે કદીએ, નિશ્ચય દુ ખે મરશે, ૫૦
આવી રીતે વિપરીત સ્વરૂપ ભક્તિનપુ ગણાયુ,
જે આપે કિચિત્ પણ ઉચે, સુખગૃહ નાહિ ચણાયુ, ૫૦
ભક્તિનુ આ ખરૂ સ્વરૂપ ન, એ તો કેવળ ન્યારૂ,
જે આપે દુ ખમાન વિચારુ, [એ] ભક્તિ ખડ્ગ ચોધારૂ, ૪૯૦
યથાર્થ ભક્તિભાવ ગ્રહણ કરી, તે નિયમે આચરશે,
અલ્પ યત્નથી અનલ્પ ફળને, સદ્ય તેહ અનુભવશે, ૪૯૦
કલિમાનમા સપુરુષાર્થી, સહજ સિદ્ધ થઇ જાના,
ધૈર્ય તથા ઉત્સાહ ધરીને, હર્ષ ધને ધાતા, ૪૯૦
'પ્રભુ તો પરમ કૃપાળુ, (તેથી) જેવુ, તેવુ માની લેશે,
'નથી આપણી સ્થિતિ અજાણી, પ્રસન્ન એ તો રહેશે, ૪૯૦
'નથી આપના અધિક પછી,—શુ કરવુ કહોને માટે,

આપ્યાવિણુ લાવુ હુ ક્યાથી, દેવા ક્યા હજી ધારે ' થઈ૦
લોભ તથા આળસ છુપાવી, કોઇક પૂછે જ્યારે,
આવા આવા મિથ્યા વચનો, બચાવમા ઉચ્ચારે, થઈ૦
ભક્તિમા નથી ડોળ ચાલતો, તેથી ન પ્રભુજી રીઝે,
ચૂલામા પથરા મૂકે તો, ઓદન ક્યાથી સીઝે થઈ૦
પગે ઘુઘરા, કર કિરતાલો, ભાવવિનાના ગીતો—
ગાના, રડવુ, મહેણા દેવા (તે) ભક્તિની નથી રીતો, થઈ૦
વળી કઠોર વચનો ઉચ્ચરવા, ક્રોધ પ્રભુથી કરવો,
અથવા તો મુનમુન થઈ જાવુ, એથી અર્થ ન સરવો. થઈ૦
સાચી ભક્તિ થાતા ત્રિવિધ દુ ખો સમૂળ જાતા,
સત્ય ભક્તિની કસોટી એ છે, સ શાસ્ત્રો સઉ ગાતા. થઈ૦
સૂર્ય પ્રગટતા હિમનો ડુગર, ક્ષણુ ક્ષણુ જાય ગળાતો,
સાચી ભક્તિ પ્રકટતા તદ્વત, દુ ખરાશિ ન્યૂન થાતો થ૦
બાહ્યાતર કરણો ભક્તિથી, ઉચ્ચ દશાને પામે,
નિરવધિ ઉન્નતિ સહજ સધાઈ, જીવ શિવપદમા જામે થ૦

(અપૂર્ણ.)

## परमात्मानी रससिद्धरूपे स्तुति तथा प्रार्थना.*

પદ ૧૧૬. (ન ક્યાએ વિરામી, જઉ જ્યા નડે—એ લય)

અહો કિમીયાગર ! તહારો જ કીમીયો અદ્ભુત ખેચર—ધ્રુવ૦
સઘ્ન વિશ્વ જેનાથકી ઉપજ્યુ છે, કઇ કાળથી તેનુ તે તેનુ રહ્યુ છે,
પુરુષપ્રકૃતિતત્ત્વ જ્યા ભેગ થયુ છે, અહો !
બનાવી પ્રથમ એક વસ્તુ સ્ટી તે, ક્રમેથી સઘ્ન દૃશ્ય રચના કરી તે,

* આ પદમા ઈશ્વરને કિમિયાગરની ઉપમા આપી છે, જેથી ઘણાને ભ્રાંતિ થવાનો સભવ છે, તેથી સ્પષ્ટ કરવાની અગત્ય છે કે રસસિદ્ધિ અથવા કિમિયો, એ વસ્તુત સાચી વિદ્યા છે પરતુ જેમ યોગવિદ્યા સત્ય છતા તેનો પ્રાકૃત શબ્દ જાદુ એ ઢોંગ અથવા હાથચાલાકી મનાઈ છે, તેમ રસસિદ્ધ સત્ય છતા, તેનો પ્રાકૃત શબ્દ કિમિયો, એ ઢોંગ મનાયો છે અને છે પણ તેમ જ રસસિદ્ધિના સાચા જ્ઞાન વિનાના અનેક ઢોંગીઓ ભોળા મનુષ્યોને કિમિયાને નામે ઠગી જાય છે આ પદમાં ઢોંગરૂપે મનાતા કિમિયાનુ વર્ણન નથી પરતુ જે સાચી રસવિદ્યાના આશ્રયે આ બ્રહ્માંડ કિમિયો ચાલે છે, તેનુ વર્ણન છે અને તેથી વિરુદ્ધોએ ભ્રમમા પડવા પ્રયોજન નથી

થયા ક્ષય જેને ગઇ આવડી તે, અહો !
સુસંયોગ કીધા પુરુષપ્રકૃતિનો, થયો જેથી દેખાવ આ સંસૃતિનો
ચમત્કાર આ તાહરો શી રીતિનો અહો !
વળી તે પદાર્થો મૂક્યા તે જગતમા, તથાપિ થના પ્રાપ્ત તારી કૃપામા
થતા પ્રાપ્ત ના ભેદ તેમા તારામા અહો !
જનો જે ન સમજી શકે (તે) શુ ચવાયે, હશે શુ સકલ આ કહી અચવાયે
કુંભારની કારીગરી (કહી) કોક ગાયે અહો !
રહ્યા બે પદાર્થો જગતમાહિ સ્પષ્ટ, પુરુષપ્રકૃતિતત્ત્વ જેમા અદૃષ્ટ
બન્નો યોગ થાતા સકલ જાય કષ્ટ અહો !
હજી તે પદાર્થો થયા નાહિ જ્ઞાત કરી કલ્પના માત્ર કહે સર્વ વાત,
ન તેથી થયુ કોઇને સુખશાત અહો !
કહે પૃથ્વી ને પાણીથી સર્વ કીધુ, કહે ચંદ્ર ને સૂર્યનુ તત્ત્વ લીધુ,
તથાપિ હજી સત્ય શુ તે ન ચિંધ્યુ, અહો !
વદે કોઇ વાયુ હવામાથી તત્ત્વ કહે કોઇ અગ્નિતણી છે અગત્ય,
નથી જાણવામા હજી માત્ર સત્ય અહો !
થતા એકરૂપે પુરુષપ્રકૃતિ બે તદા સર્વશક્ત પદાર્થ થતો તે,
નહિ અન્ય વસ્તુ તારો કીમીયો તે અહો !
કહે સ્પર્શમણિ કો, ને ચિંતામણિ કો, અમૃત કો ને કું જીવનકણિ કો
(પણ) પૂરો અર્થ તે શબ્દ તેનો ન વહેતો, અહો !
ન વાણીવડે સ્પષ્ટ બોલી શકાયે, નહિ લેખિનીથી કદી તે લખાયે,
નહિ કાઇને મુખથી ઉચ્ચરાયે અહો !
યદિ હાથ આવી જતી તારી યુક્તિ, મળે મેં જમાહિ સકળ ભુક્તિમુક્તિ
સન્તશાસ્ત્ર ને સત્પુરુષોની (એ) ઉક્તિ અહો !
કરુણા કરી તે પદાર્થો બનાવો, જેને જોડતા થાય અદ્ભુત બનાવો,
નહિ યોગ્યતા (તો) તેની યુક્તિ જણાવો અહો !
નથી જાણતુ એ વિના કાઇ બીજુ, નહિ વાસનાનો દઇ ભાઇ તાજુ
કહો એવી યુક્તિ બનુ થાય રાજુ અહો !
સહુ પ્રાણીએ આપપાણે તદર્થ, સમજ્યા અર્થ પૂરો નહીં એ પદાર્થ,
સધાયે સરળતાથી સ્વાર્થપરમાર્થ, અહો !
ઘણા કીમીયાનો લઇ અર્થ ઉંધા ફરે જગતોમા ભટકતા ઘણા કો
(પણ) જતુ વ્યર્થ જો ન ગ્રહ્યા માર્ગ સીધા અહો !
કોઈ મેળવે ઘર ગંધક ને પારો કહે કોઇ વિધવિધ ધાતુઓ મારો
યથાબુદ્ધિ દર્શાવતા સહુ વિચારો, અહો !

અમે યાચીયે ના વિષય ક્ષુદ્ર આવો, બની ના શકે જેથી એવી પ્રભાવો,
મજે દૈવી બળ તેની યુક્તિ જણાવો, અહો !
સહિ જાતનું જાય દારિદ્ર્ય નમી, છૂટી જાય આ જન્મમૃત્યુની ફાંસી,
ટળી જાય (જેથી) વૃત્તિતણી સઉ ઉદાસી, અહો !
જેવી જેની દૃષ્ટિ તેના ઘટ જોય, જેવી ભાવના તેવુ બળ તેમાં હોય,
જેવી યાચના (તેવું) પામતા સર્વ કોય, અહો !
જેવો જેનો ભાવ, તેના કૃષ્ણ જોયા, કોઇ વીર, કોઇ મદુ દેખી મોહ્યા,
કોએ બાળ, કોઇ જોઇ તીવ્ર ગયા, અહો !
સ્વરૂપફળીભૂયે આપની પાસ જોઇ, સ્તવીએ કીમીયાગરરૂપે મોડી,
દઇ ઈપ્સિતાર્થ લીયો દુ ખ ધોઇ, અહો !
હૃદય શુભભાવ તમે માત્ર જાણો, અધિક શુ વદાવો પીડાઅત આણો,
કરો ભાગી ભૂકો હવે કર્મપહાણો, અહો !
સધારે પ્રભો ! યોગ ભોગ ને મોક્ષ, દીયો એવી યુક્તિ રહી અપરોક્ષ,
મકન શેષ કર્મો થઇ જાય રક્ષ અહો !
નૃહરિ ! કીમીયાગરરૂપે થઇ પ્રસન્ન, હવે આપજો ખીમીયારૂપ અન,
મુધાપીડ ભાગી મુદિત થાય મન, અહો !

---

## आप्तकाम थवा इच्छनार मनने तदर्थ युक्तिसूचन.

**૫૯ ૧૧૯.** ( માગ મન તુ કયારે પ્રિય પ્રભુને, એ લય )

શુ જોઇએ તે કહે નિ.શક થઇ મન પ્યારા રે !
કયા તારી વૃત્તિ ચોટી રહે કહે મન મારા રે—
વૈભવ, વિષયોને શુ ઇચ્છે ? ના, કારણ દીધા જે તુજને,
ભોજ્ય પદાર્થો ? ના, અતિભોગે ( છે ) અમારા રે, શુ૦
સુવસ્ત્ર દિવ્ય હયાદિ વાહન ? ભોગવીયા તુ ઇચ્છે તેહ ન,
(તવ) શાસ્ત્રજ્ઞાન ? ના, કહે (તે) તુ મિથ્યા ભારા રે, શુ૦
સુત, ધન, સ્વજન, ગૃહાદિ ? નાહિ, ઇચ્છે દશ્ય ભોગ નહિ કાઇ,
અષ્ટસિદ્ધિ, નવનિધિ ? ન, તો શુ દારા રે ? શુ૦
ઇચ્છે વિદ્યાકના શુ ઉરમા ? ના, તવ વૃત્તિ નાદ ને સુરમા ?
તે પણ નહિ તો નખરા લેખો સારા રે ? શુ૦
સાચુ કહે, ઇચ્છે તે આપુ, અદ્યાપિ મે શુ નથી આપ્યુ,
આન ખરેખર સોગન દઇ કહુ તારા રે, શુ૦
કહે તો ઈપ્સિત વિષયો આપુ, કહે તો સ્વર્ગીય સુખના સ્થાપુ,

કે કહે મનહર દિવ્ય વિભવ ભંડારા રે; શું૦
ઇચ્છા હોય તે માગી લેજે, છેતરપંડી મુજથી ન કરજે,
છેતરવાનાં ફળ મેળવશે ખારાં રે; શું૦
જાણું જ્યાં લગી (તેથી) તૃપ્તિ ન થાશે, ત્યાં લગી તેમાં (તું) નિશ્ચય ધાશે,
તવ લગી યત્ન કદી નહિ મુજ ફળનારા રે; શું૦
'ડાળ ગ્રહ્યે ના સુખી થવાશે, વૃક્ષમૂળ જો નહિ પકડાશે,—
(તો) નિષ્ફળ ડાળાં કહે? સમીપે વસનારા રે! શું૦
જેમાંથી સઉ વૈભવ આદિ, અનંત કોટિ બ્રહ્માંડાદિ,
ઇચ્છે શું તે મૂળ જ્યાંથી ફુટનારાં રે? શું૦
ચાલ તુને તે મૂળ બતાવું, કાં કહેતો નથી હજી સુધી આવું,
એ મેળવવા નથી ગુંદવા ગારા રે; શું૦
નથી તે કાજે વિદેશ જાવું, નથી તે કાજે બહિર્ ભટકાવું,
અતિ સમીપે, તેને શોધી લે સવારા રે, શું૦
ગુરુબોધથી પોષાયેલું, તત્ત્વજ્ઞાનતરુ જે ફાલેલું,
કરી દૃષ્ટિ લે તેમાં, (હે) મૂળ જોનારા રે! શું૦

---

## उन्मत्त मनने उन्माद त्यजवा बोधपूर्वक विवेकवचनो.

### પદ ૧૧૮.

થાક્યો પૂરો હાવે જરી તો હરિ સ્મરવા દે,
હરિ સ્મરવા દે, મનવા, જીવ ઠરવા દે;—
ભ્રમણ કર્યું તેં ભૂત થઇને, વિષયપીપળે રોજ,
કમાણી તેં શી મેળવી, થયો હરણનો રોઝ,
હવે તો સમજી મારું મને કરવા દે,—
સ્વાધીન કરી તેં કોને કોને, આપ્યું સાચું સુખ,
શાંતિ આપી કેટલા, તેં કીધા અંતર્મુખ,
વિનવું તને તું મારી છોડી પરવા દે,—
અહહ! સઉને ભોળવીને, નાંખી કંઠે પાશ,
ઝોકાવ્યા તેં તારી જાળે, ફળ બતાવી આકાશ,
જાળ એ કપટની હાવે, ઝટ કાતરવા દે,—
જ્ઞાનનવનીત પ્રાપ્ત કરવા, હૃદયપાત્રમાં નિત્ય,
નયના દોરડાથી, સંયમદંડસહિત,
શુદ્ધ બોધપયને અનુભવદધિથી આખરવા દે;—

અહંબ્રહ્મ એ સુખદ જ્ઞાનને, હૃદયપાટી કરી સ્વચ્છ,
તત્ત્વવિચારના કુંકુમે, ધ્યાનકલમ લઇ હસ્ત,
એકાગ્રતાઅક્ષરોથી તેમાં ચીતરવા દે,—
ઓજસ્ પ્રવાહ વાયુ, ઉજ્વલત્વ, જલધાર,
અંતઃસ્ફુરણના વૃક્ષજેમાં, વિસ્તૃત વિરાગચાર,
મૂર્ધ પદ્મવાટિકામાં હવે ફરવા દે;—
કુવિચારરૂપી નદી, મોજાં રાગદ્વેષ,
પડરિ ખડકો જ્યાં રહ્યાં, વમળરૂપી જ્યાં કલેશ,
નિર્ભયતા, આનંદહોડે મને તરવાદે;
અણુ અણુમાં વ્યાપી ચિતિ છે, તેથી રહિત ન કાંઇ,
ચૌદ લોકમાં હું જ હું, મુજવિણુ સ્થાન ન ક્યાંહિ,
બ્રહ્મભાવના એ હાવે મુખે ઉચ્ચરવા દે;—
(તું) ત્રિવિધ દુઃખથી ધીખતો, નરહરિઅમૃતરૂપ;
નરહરિપ્રભુ સ્પર્શમણિ છે, જીવ તું લોહ જ રૂપ,
અજરામર થાવા તેને, તને સ્પર્શવા દે;—

---

## विरहिणी वृत्तिना इष्टविरहोद्गार.

પદ ૧૧૯. ( યારકી ખબર કોઇ લાતા નહિ, એ લય. )

નાથ દેખાઇ ક્યાં, ચાલ્યા ગયા.—
પ્રેમ દર્શાવતાં, નમેરા થયા.—
કટક ચઢાવ્યું શું, કીડીપરે ?
વિરહનો ઘા, દઇ ક્યાં વહ્યા; નાથ૦
ધીખતો લાલ અંગાર ચાંપતાં,—
કદલિકંદે, ન ધારી દયા; નાથ૦
શસ્ત્રધારે ભલે, છેદો ગણું,
નહિ સાલે, જો સમીપે રહ્યા; નાથ૦
કે'તા કે 'હું મળ્યે, વિખૂટો ન થઉં,'
વચન તે તો, સ્મરો જે કહ્યાં; નાથ૦
ન મુજ દીઠી, પ્રભુપર પ્રીતિ ?
થયું શું જે, કે બીજાને ચહ્યા,; નાથ૦
આપનું ધાર્યું અંતે ખરેખર કર્યું,
છટકી જઇને, હૃદય આ દહ્યાં; નાથ૦
જો કરણા હવે, આવે કંઈ,

વિરહી દિવસો, દહો જે સહ્યા, નાથ૦
નાખતી વેણુ આ, અંતનુ આપને,
નહિ શુણુશો, જાત થાશે ક્ષયા, નાથ૦
પ્રેમ પ્રકટાવીને, પ્રત્યક્ષ થાઓ,
બહુ દિનથી, નથી મેં લહ્યા નાથ૦
શું કમોઈ હજી પૂરી ન થઇ ?
નૃહરિ પ્યારા ! હવે આણો મયા, નાથ૦

---

## यथार्थ भक्तिविना सर्व अंधकारमां अथडाय छे.

૫૬ ૧૨૦ (સંસારીયામાં, કોઇ કે બતાવો નર સુખીયાજી, એ લય)
અંધારીયામાં, સઘળા જન ભૂતવણીમાં ભૂલીયાજી,
વેદવેદાંત ને સાંખ્ય ઉપનિષદજી,
જેણે છે મુખેથી ઉચ્ચારીયા અંધારીયામાં૦
શાસ્ત્ર પુરાણ ને શ્રુતિ સ્મૃતિ દર્શનજી,
કદાગ્ર જેણે સદા ધારીયા અંધારીયામાં૦
પંડિત શાસ્ત્રીને સઘળા કુટાણાજી,
અટવાયા મહોટા વેં'ચારીયા, અંધારીયામાં૦
પોપટની પેરે 'અહં બ્રહ્મ' કહેનારાજી,
(તેવા) કોઇએ ન નિજ અર્થ સારીયા, અંધારીયામાં૦
રાજા ને પ્રજા સર્વ, તમસમાં પડીયાજી,
સઉ જન ખોળે છુટવા બારીયા, અંધારીયામાં૦
મોટી મોટી વાતો કરે, ચાર મળે ત્યાંજી,
તેવા પણ અંધારામાં ભારીયા[1], અંધારીયામાં૦
ડાંપણુ ડોં'ળી ડઇ કઇ, થાકીયા અંતમાંજી,
તો પણ પ્રકાશના ઉધારીયા અંધારીયામાં૦
જેને થયો છે સાચો અનુગ્રહ હરિનોજી,
તેવાએ અંધારા વિદારીયા, અંધારીયામાં૦
અજ્ઞાન તમસને, કૃપાપાન કોઇકજી—
છેદે લઈ હરિનામ ધારીયા[2] અંધારીયામાં૦
(જે) ત્યજી ગર્વ, ખરા પ્રેમે, હરિ શરણે રે'જી,
(તેણે) પ્રકાશના કોડીયાં સંભારીયા, અંધારીયામાં૦

---

૧ ગોંધાયા ૨ દાતરડું

હરિ વદતાં જાતાં, ધ્વાંત અજ્ઞાનનું જી,
પડતાં પ્રકાશનાં હેરીયાં; અંધારીયામાં૦
હરિનામનો તું દીપક પકડી જી,
આત્માનાં જ્યાં ત્યાં જો ઝળકારીયાં; અંધારીયામાં૦

## જ્ઞાનનવનીતોત્પત્તિ.

### પદ ૧૨૧.

કૃષ્ણ રાધિકાસહિત એક દિન, નવનીતઅર્થે દુધદધિમંથન કરતાં તે હતાં,
દુગ્ધપાત્રમાં, દધિનું બિંદુ, નાંખી પાત્રને બંધ કરી તે નિરખતાં હતાં.
પયસ્દધિ જે ભિન્ન હતાં, તે જોયાં પાત્રની માંહ્ય— સાથે—
શાંત રહી તે પાત્રવિષે જોયું શું બનતું ત્યાંય,— તેમણે—
જોતાં થયાં પ્રસન્ન, (૨) તેહ બે, નવનીત૦
દૈવી નવનીત થવા માંડીયું, દંડ હલાવ્યાવિણ— તેમાં—
સ્વતઃ થયું મંથન ઉભયનું, અતિશય બાઝયું ફીણ— તે પર—
નવનીત થતાં ન વાર, (૨) તેમાં થઇ; નવનીત૦
પાત્ર હલાવ્યાવિણ શાંતિથી, ઉભય જુએ તે ભેદ— તેનો—
સ્વતઃ થયું મંથન અતિ વેગે, (જે) વર્ણે રસના વેદ— જેને—
મથન થઈ ગયું બંધ, (૨) તરત ત્યાં; નવનીત૦
અતિશય બાઝયો સ્નેહ ઉભયનો થયાં તેહ એકમેક,— બંને—
જોતાં જોતાં રૂપરંગથી, બદલાયાં થઇ એક,— તેતો—
પદાર્થ બે ન જણાય, (૨) હવે ત્યાં, નવનીત૦
નિશ્ચય નવનીત થયું જાણીને, પાત્ર ઉઘાડી બહાર— કાઢયું—
અમૃતવત્ જીવન દેનારૂં, અજર અમર કરનાર— ભારયું—
અલ્પ ચાખતાં તેહ, (૨) મુદિત થયાં; નવનીત૦
જીવન રસની તુલ્ય થયું નવનીત અતિ અમૂલ્ય— થઈ ગયું—
સ્પર્શમણિસમ લોહ સ્પર્શતાં, હેમ કરી દે કુલ,— તેનું—
રહ્યું પ્રાબલ્ય ન શેષ, (૨) પછીથી; નવનીત૦
ગ્રહણ કરી નવનીત રાખીયું, શેષ અતિશય ગ્રામ,— તેમણે—
અધિકારી નિજજનને જોતાં, કરે કિંચિત્ દઇ, તૃપ્ત,— તેમને—
જાણે ન બીજા લેશ, [૨] તેહને; નવનીત૦
એવું દૈવી નવનીત કોઇક, કૃપાપાત્ર કરે પ્રાપ્ત — તેમના—
યદ્યપિ ચરઅચરે સઉ સ્થળમાં, રહ્યું સભર છે વ્યાપ્ત—દશદિશ—
પણ કો ન જાણી શકનાર, [૨] ભક્તવિણ; નવનીત૦

## સુખપ્રાપ્તિનો સરલ ઉપાય.

**પદ ૧૨૨.** (ગગન ગુહામાં રે, કાંઇ ઝીણો ઝીણો ઝીણો ઝણુકાર, એ લય.)

વચન અનુભવીનાં રે, કોઇ સુણો સુણો સુણો નરનાર,
અનુભવે મૂકતા રે તમે ખોશો ભવભ્રમભાર;
ભય આ મિલાનાં રે, સુખરૂપ થાશે સંસાર.
દુઃખરૂપ દશ્ય પ્રતીત જે થાતું, કેવલ એ ભ્રમજાલ,
ત્રિકાલ થયું, થતું, નહિ થાશે, ભરતા મૃગ જેમ ફાળ;
ક્ષારભૂમિ જોતાં રે, તેમ મનુજ વહોરી લે માર;———
ક્લેશદુઃખભયશોકરહિત જે, નિર્વિકાર ચૈતન્ય;
ત્યાં નથી ખોટું પ્રકટતું કાંઇ, શુભવિણ જ્યાંહિ ન અન્ય,
તેમાં થાતું જે, આ પ્રતીત દશ્ય (તે) ન અસાર;———
નિર્મળ મુકુર[1]માં કાળું મુખ, કરી જોતાં કાળાશ,
શ્વેત રંગ ચોપડી જોતાં તો, દેખાતી ઉજળાશ;
(તેમાં) દોષ દર્પણનો રે, નહિ કોઇ કાઢી શકનાર;———
જે રંગે નિજ અંતર રંગી, ચિતિદર્પણમાં જોય,
પ્રતિબિંબ તેવું તે જોતો, દોષ ન ચિતિમાં હોય,
શુભ્ર અંતરના રે, જોતા જગ સુખઆગાર;———
શુભ લક્ષણ હૃદયે પ્રકટાવી, શુભરૂપ ભાળો ભાઈ!
દુઃખરૂપ પ્રતીત થતું જગ સઘળું, સુખરૂપમાં પલટાઈ,—
જાશે તત્ક્ષણ રે, થાશે સઉ ભ્રમ સંહાર;———
સુખપ્રાપ્તિનો એક માર્ગ આ, વેદશાસ્ત્ર સઉ ગાય,
પટ અજ્ઞાનતણો કાઢીને, જ્ઞાનવડે જોવાય,
બદલાઇ જાશે રે, નિશ્ચય દુખાગ્નિ, વાર[3];———
પ્રભુ શુભરૂપ હોવાથી તેનું, કાર્ય જગત્ તદ્રૂપ,
નિશ્ચય સ્થાપી અંતર એવો, બનો રંકના ભૂપ,
નરહરિ થાશો રે, કરતાં તદ્વત્ આચાર;———

---

## અંતિમ શુભેચ્છા.

**પદ ૧૨૩.** ધ્રુપદ.

શાંતિઃ શાંતિઃ ૐ શાંતિઃ
પ્રકટો સઉમાં સ્વરૂપકાંતિ—
ભાગો સ્થાણુપુરુષભ્રાંતિ;—શાંતિ;

---

૧ દિવ્ય વસ્ત્ર. ૨ આટલું. ૩ દુઃખરૂપ અગ્નિ જળસમાન શીતળ થશે.

સર્વતણું લક્ષ્ય સ્થાન, શિરોમણિ આત્મજ્ઞાન,
કરવા પાન, વળજો ધ્યાન;———
સ્વરૂપધ્યાનને, દિવ્ય જ્ઞાનને,
સદ્ય પામજો, કલેશ વામજો,
સર્વતણા અંતરમાં, પ્રભુ વિરામજો,
અંતર શુભેચ્છા તેમની સફલ થજો;———

## ભાવનાના પરિણામમાં સાધકના અનુભવોદ્ગાર તથા શુભેચ્છા.

પદ ૧૨૪. ખમાચ.

નિહાળ્યો આજે, રમ્ય, હૃદયે ચિતિચંદ,
પરિતૃપ્ત થયો જોઈ ચંદનું સ્મિત મંદ;
શોભે અદ્રય રે, નિરંતર અક્ષય રે,
હૃદદેવલે[1] ચિતિનંદ;—
ઈપ્સિત મળતાં રે, બાલક હસતાં રે,
(તેમ) ચિતિ જોઈ મેળવું આનંદ;—
રશ્મિ સુધાનાં રે, આકર્ષું પ્યારાં રે,
સુપ્રભ દિવ્ય નિસ્પંદ;[2]—
સર્વાર્થ પામું રે, સ્વપદ જામું રે,
છોડીને બાહ્યોપાધિફંદ,—
અમૃતવર્ષણ રે, કરી ત્યાં સ્વાર્પણ રે,
ઠરી થઇ રહું સુખકંદ;—
ઐશ્વર્યાબ્ધિ રે, જ્ઞાન મહા નિધિ રે,
ચતું જ્યાંથી આરોગ્યસ્યંદ;[3]—
મનનું માન્યું રે, અંતર પામ્યું રે,
તે શું રમું છોડી સઉ બંધ;—
સર્વના અંતર રે, તદ્વત્ ચિદ્ઝર રે,
સ્ફુરી ટળો મનની દુર્ગંધ;—
પરમાત્માપ્રતિ રે, યાચના એટલી રે,
લહો ચિતિ, સાધકવૃંદ;—
ચિંતિ ચિતિને રે, ચિન્મયતાને રે,
અનુભવી થાઓ ચિદાનંદ;—

૧ હૃદયરૂપી દેવળમાં. ૨ ગતિવિનાનો. ૩ આરોગ્યનું ઝરણું.

## भावनानी सिद्धि समयनी स्थिति.

**પદ ૧૨૫** ( ઉઠો છેલા જાગો રે, અકેલી ડર લાગે રે, એ લય )

આજે સાધકવૃંદ રે, ચિદ્રંગે રમે હર્ષે રે,
જગતને તૃણવત્ ગણી,—
જનિમૃતિ ભીતિ, ષડરિ આદિ દુખો,
ન સ્વપ્ને હાવે સ્પર્શે,
અંતરબહિર ચિતિદર્શન કરે સઉમા,
( જેમ ) પદાર્થ પ્રતીતિઆદર્શે[1] રે,— ચિદ્રંગે
આણુ આણુમાહિ જુએ, ચિતિપ્રભાવ પૂરે,
ગણે અસત્તા સર્વ શિર્ષે રે,—
નિશો અદ્યો તત્ત્વનો, ડોલાવે મસ્તપણે,
લહરી પ્રેમની વિકર્ષે રે,— ચિદ્રંગે
દૈવી ઐશ્વર્યસહ, જ્ઞાન ને મહાસમૃદ્ધિ,
વસે જ્યાથી જીવનતત્ત્વ વર્ષે રે,— ચિદ્રંગે
રહી તેને શી અપેક્ષા, વિશ્વમા પ્રાપ્ય શું,
જ્યા ત્યાથી ચિતિતત્ત્વ આકર્ષે રે,— ચિદ્રંગે

---

## सद्गुरुना बोधना श्रवणथी साधकना आश्चर्योद्गार.

**પદ ૧૨૬.** ( શૃગાર શાણી, નવોઢા તરણી, એ લય. )

ટંકાર આ શો અહો ! આજ આવે, ધ્વનિ દિવ્ય ગંભીર કોણ શુણાવે—
ગગન ધ્રુજે છે, દિગ ડોલે છે, નાદ ( એ ) અનુપમ કો સંભળાવે,—
આદ ભુવનમા, ને નિર્જનમા, હર્ષે ( એ ) સ્વર કો પૂર્ણ પૂરાવે,—
આકાશે કે, પાતાલેથી, દિવ્ય ગિરા એ કો ગગણાવે,—
વેદધ્વનિ કે, બ્રહ્મનાદ એ, સ્વર અદ્ભુત ધરા ધધણાવે,—
ક્યા ઉદ્ભવતો ક્યાથી સ્ફુરતો, અમન પરાક્રમ એ ધ્વનિ લાવે,—
પૂર્ણ મધુરતા, પૂર્ણ મૃદુતા, પૂર્ણ કૃપામય નાદ કો છાવે,—
હા હા એ તો, સ્વર સદ્ગુરુનો, અણુઅણુ પૂર્ણપણે ઝંઝણાવે,—
જ્ઞાન પ્રબોધે, તત્ત્વને બોધે, ગુપ્ત ઊંડા સંકેત બતાવે,—
સત્ય જણાવે, ગૂઢ ભણાવે, દૈવી પ્રભાવકલા દર્શાવે,—
'હું તે તું છુ, તું તે હું છુ,' અભિન્નભાવ ગુરુ એ સ્ફુરાવે,—
અધિકારી જન, સુભાગી સજ્જન ઉર માહિ અતિ હર્ષ અણાવે,—

---

૧ આરસી આગળ ધરેલો પદાર્થ આરસીમા દેખાય તેમ

ધન્ય પ્રભો અહો ! ધન્ય પ્રભો અહો ! આપવિના કોણ જણાવે; —
ખરૂં આજ જાણ્યું, ઉરે એ પ્રમાણ્યું, જીવશિવ મિથ્યા ભેદ ક્હાવે,—
સાધક અંતરકેરા બીતર, આજ નૃહરિધ્વનિ ઘોષ ગજાવે;—
ટંકાર એ તો પ્રભુનો જ આવે.

---

## यथार्थ भक्ति परमेश्वरने वश करनारी छे.

**પદ ૧૨૭.** (પ્રેમપુરમાં તણાય નાવ મારી રે એ લય)

શુદ્ધ પ્રેમનણી બલિહારી રે, કરતો વશ વિશ્વવિહારી રે.
દાનવ ને દેવ સહુ, વિશ્વમાં જે જે લહું,
રહ્યા પ્રેમ અંતરમાં ધારી રે, કરતો૦
અનેક વર્ષ તપ્યાં,–તપાદિ, જાપ જપ્યા,
થયા નહિ પ્રસન્ન મુરારિ રે; કરતો૦
સાચા પ્રેમે એક ક્ષણ, કર્યું જેણે ઉર રમરણ,
બાંધી તેણું પ્રભુએ સદા યારી રે, કરતો૦
શત્રુમાં મૈત્રી બાંધે, પરસ્પર અંતર સાંધે,
(એવી) પ્રીતિદોરી મનને બાંધનારી રે; કરતો૦
પ્રભુ તો પ્રેમપાશે, થયેલા બદ્ધ ભાસે,
પ્રેમ ત્યાં, પ્રભુની સદા સ્વારી રે; કરતો૦
સમગ્ર આ સૃષ્ટિપર, પ્રાણિમાત્રના ભીતર,
પ્રેમે નિજ જાળ છે પ્રસારી રે; કરતો૦
પીયુષ આ પ્રેમનું રૂડું, છેદે જન્મમૃત્યુ કૂડું,
પ્રેમઅમી અમર કરનારી રે; કરતો૦
અહાહા ! પ્રેમ તે કયાં, સ્ફુર્યો ધ્રુવપ્રહ્લાદમાં,
ક્યાં તે મીરાં પ્રેમરસ પીનારી રે; કરતો૦
સૂર્ય કાં કમલ ચાહે ? કુમુદિની, ચંદ્ર ચાહે ?
સ્નેહદોરી તેને જોડનારી રે; કરતો૦
કોઈ આ પ્રેમ ચાખો, કોઈ આ પ્રેમ ભાખો,
દાખો ઉરે પ્રેમની ખુમારી રે; કરતો૦
પ્રેમાસ્પદ પ્રિયતમને, સ્નેહે જોવા અણુઆણુએ,
કળા પ્રેમની એ સુખકારી રે; કરતો૦
પ્રેમખુમી પ્રેમી જાણે, ઉર્માં તેની એ જ નાણે,
ભીની ઝરી પ્રેમની તો ન્યારી રે; કરતો૦

---

## विरहोद्गार अने तेनुं उत्तर.

**પદ ૧૨૮.** (લાવો, લાવો--એવી દવા આ વાર--એ લય.)

ક્યારે ક્યારે, ક્યારે ક્યારે, ક્યાં રે, જોઇશ હું હૈયાહાર,
કો બતાવે, કો બતાવે, લહું ઉપકાર,—
શોધ્યા શોધ્યા, જોયા જોયા, ખોળ્યા ખોળ્યા, નાથતણાં ઘરબાર,
હાથ ના'વ્યા, હાથ ના'વ્યા છુપા પ્રાણાધાર—
જાત તોડી, ભાત છોડી, પ્રીત જોડી, તોએ ન દીઠા લગાર,
જોઉં શું હું, જોઉં શું હું, પ્રિયવિણ નિસાર—
ઉર ના ગમતું, તનુ આ દમતુ, દુઃખ ના શમતું, વિણજીવનઆધાર,
કોઇ લાવે, કોઇ લાવે, (તેને) ઇચ્છેલુ અર્પનાર—
આદિ ભાળ્યું, મધ્ય ન્યાળ્યુ, અંત ખોળ્યું, શ્રમ કીધો મેં અપાર,
નાહિ દીઠા, નાહિ દીઠા, મુજ સુખસાર—
કો બતાવે, કો જણાવે, કો ભળાવે, આશ ન એ ફળનાર,
જ્યારે ત્યારે, ચડશે વ્હારે, (પ્રભુ) તવ દુઃખ જનાર—
બીજું છોડી, હાથ જોડી, તરણું તોડી, યાચું પ્રભુ આ વાર,
સદ્ય મળજો, સદ્ય મળજો, શુણી આ પુકાર—
અંતર્યામી, પ્રિય સ્વામિ! શીશ નામી, કરગરી કહું વારવાર,
ટેક છોડો, ટેક છોડો, ભેટો આણી પ્યાર—
વિરહબેડી, આજ ફેડી, અરકે તેડી, વર્ષાવો હર્ષની ધાર,
ખુલ્યાં મુક્યાં, ખુલ્યાં મુક્યાં અંતરઆલ દ્વાર—

* * * * * *

જ્યારે જ્યારે, જ્યારે જ્યારે, જ્યાં રે, તુજપણું ગાળનાર,
એક આત્મા, એક આત્મા, ઓતપ્રોત રહેનાર—
'તુ' વિલાઇ, 'હુ' ભૂલાઈ, 'તે' વ્યપાઇ, રહેશે હારોહાર,
અણુએ અણુએ, પરમાણુએ, છાંડી આ સંસાર—
સત્તારૂપે, સ્ફુર્તિરૂપે, મૂળ સ્વરૂપે, આત્મા છે રહેનાર,
જાણ્યું એવું, જોયું એવું, જ્યાં ભીતર બહાર,
ત્યારે ત્યાં પ્રિય? થાશે સાક્ષાત્કાર—

---

## इष्टनां साकाररूपे दर्शन करवा साधकनी याचना.

**પદ ૧૨૯.**

હે ઈશ દર્શન આપજો, મુજ દષ્ટિ જ્યાં જ્યાં જાય, ભયમાત્ર સર્વ વિલાય,
આ દ્વૈતભાન વિલાવજો, ખરૂ એક અંતરમાંહ્ય, દો જ્ઞાન હે જગરાય!

છો દ્રવ ઘને પાષાણમાં, વળી ક્ષાર ખનિજ ગણાય, જ્યાં આપદર્શન થાય.
સ્થિતિ આપની સઉ પ્રાણમાં, કદી દૃષ્ટિથી ન જણાય, પણ ગુપ્ત તો મોહાય,
કો તો કહે જલમાં વસ્યા, કો માનતા મૃદ્‌માંહ્ય,
એમ વિવિધ વસ્તુવિષે સ્થિતિ, પ્રભુ આપની વર્ણાય.
સાકારરૂપ સ્ફુરાવજો, પ્રભુ પ્રથમ જેમ ઓળખાય, તેમ પ્રકટજો ઝટ આય,
પછી નિરાકાર બનાવજો, ભ્રમમાં ન અટવાવાય, આ જીવથી ગુરુરાય!
નિજ શક્તિસહ પ્રભુ પ્રકટજો, મુજ હૃદ્‌ભૂમિથી બહાર,
નિજ દિવ્ય શાંત સુરમ્ય મુદ્રા,—નો કરી વિસ્તાર,
સંમુખ થઈ ઝળકાવજો, રહ્યું ગુપ્ત આપની માંય, જે વિધિ મને સમજાય,
મુજ દીન મુખ મલકાવજો,કહો સુખદ,(જેથી)તૃપ્તિ પમાય,જે જ્ઞાનથી દુઃખ જાય,
જ્યાં હો વસ્યા ત્યાંથી પ્રભો, મુજ સમીપ આવો આજ,
પરિપૂર્ણ કરવા દાસની, સઉ વૃત્તિઓ મહારાજ.
એમ એટલો સ્વીકારજો, નિજ દાસઅર્થે રાય, વિનવું નમીને પાય,
નહિ યાચું ફરી ઉર ધારજો, દારિદ્ર્ય દૈન્ય અપાય, જાતાં વ્યથાસમુદાય,
અધિકારવિણ આપો વિભો, તેમાં મહત્તા હોય,
નૃહરિ પૂરો ઇચ્છા હૃદયની, જાણી ન મુજને કોય.[1]
હું બાલ નિશ્ચય માનજો, છે આપમાત્રની સહાય, આશા બહુ જ રખાય,
તે સિદ્ધ સર્વ કરાવજો, આ હૃદય અતિ ઉભરાય, ન કશું અધિક વદાય—

---

## જીવને વિહિત કર્તવ્યાવબોધ.

**પદ ૧૩૦** ( અરસપરસ ભાઇ સનમુખ દરશા. એ લય. )

ભજન કરી લે ભાઇ ભગવતનું, ઝટ ભવસાગરથી તરવા,
આ જીવપદથી ઉદ્ધરવા રે જી.
ભવતારક આ દેહ મળ્યો છે, નથી જન્મીને મરવા રે જી,
એને ગુમાવે શીદ અવળા ભુંડા, દીન થાય કાં ગરવા—
તારું કામ છે એક જ રૂડું, મુખથી હરિ હરિ સ્મરવા રે જી,
તે નહિ કરતાં બીજે ભ્રમે કાં, ભુવથી ભોળા નરવા—
ખરું કામ છે એક ખલકમાં, પ્રિયતમ સ્વામી વરવા રે જી,
તે છોડી શું બીજે તણાતો, બુદ્ધિ ગઇ શું ચરવા—
ઘર બેઠે પકવાન્ન મળે તે, ચૂકે ખાવા શું કરવા રે જી,
કોણ ધરે છે વિચારી જોને, તારે માટે પરવા—

---

૧ પારકો

હરિદ્વારે સુઈ જા લાંબો થઇ, જ્યાં રૂડા ચંદરવા રે જી,
તાપ તાઢ ના નડે કદાપિ, પીડાને પરહરવા—
સાચું એક છે ભગવતશરણું, છાંડી જાવું ફરવા રે જી,
ચિંતા છોડી નાંખ અડંગા, ત્યાં તુજ કારજ સરવાં—
નરહરિ સાચો સ્વામી મારો, તત્પર છે સંઘરવા રે જી,
તેની સાથે જઇ ભરાજે, ગમે સુખે જો ઠરવા—

---

## साधकोमति शुभेच्छारूप इष्टने अंतिम विज्ञप्तिः

### પદ ૧૩૧.

આજે સાધક અર્થસિદ્ધિ પામજો,
આજે અંતરમાં સત્ય તૃપ્તિ જામજો,
આનંદે હર્ષધ્વનિ ઉરથી ગજાવજો—
ઇહ પરલોક ઉભયતણાં, સર્વોત્તમ જે સુખ,
પ્રાપ્ત થાય જે અર્થથી, ઋદ્ધિસિદ્ધિ સંમુખ,—
રહે તેવો ઇષ્ટ વર પામજો, વિરામજો, સુખમાત્રતણા, કેન્દ્રસ્થાન,
થઇ રહો સર્વશક્તિમાન,
મિથ્યા જીવનલોહબેડી આજ ભાગજો, પ્રત્યક્ષ થાઓ ભગવાન,
એકરસ આપ બની ઇષ્ટરૂપે મ્હાલજો—
સત્યજ્ઞાનદીપ પ્રકટવા,-માં રહી જે જે ગુંચ,
કળખળથી પ્રભુ ફેડજો, કરવાને સ્થિતિ ઉચ્ચ,
સત્વ સુગમ માર્ગે સ્થાપજો, કાપજો, મિથ્યા આ ભ્રમણ સર્વ આજ,
તનમનથી દિવ્ય આ સમાજ,-
ઐશ્વર્ય સમૃદ્ધિ દૈવી સહ મેળવો, સારો પ્રભુ સર્વ કાજ,
સ્વામિત્વ સર્વતણું દૈવી ઉરે અર્પજો—
દ્રઢ મન જે ઘાલી રહી, સર્પિણી તુટજો આજ,
ઊર્ધ્વ ગતિ કરી પ્રાણની, જોજો નિજ સામ્રાજ્ય,
અલ્પ પ્રયાસે લાભ અનલ્પ આવજો, લાવજો, ઉચ્ચ શક્તિસાથ,
અધિકારી બની થાઓ નાથ,
અજ્ઞાનમોહ ગળી જ્ઞાનહેમ પ્રકટજો, સાચો જ્યાં સ્પર્શ કરો હાથ,
(એ) અનુપ વરદાનવડે દૈન્ય સકલ વામજો—
થાજો વૃત્તિદેવીનો, પ્રિય પ્રભુથી સયોગ,

તેથી પ્રકટતા રસવડે, સધાઓ, ક્ષેમ ને યોગ,
નૃહરિ થઇ ધરણીને શુભવજો, ડગાવજો, ત્રિભુવન આ સર્વ એક કાળ,
વિલય થાઓ ભીતિ ને જંજાળ,
અજરામર નૃહરિરસ અપૂર્વ પીને ઝાલજો, જન્મમૃત્યુસિંહેકેરી યાળ,
ગગને યશધવલધ્વજ આજ ફરકાવજો—

## સંયમમાં સાહાય્ય અર્પવા ઇષ્ટને વિજ્ઞપ્તિ.

પદ ૧૩૨. (આજે કરુણાનું દાન પ્રભુ દેજો, એ લય.)

હે, આજે સંયમમાં પ્રેમવડે વહીએ, સહાય પ્રભુ થાજો,
હે, જેથી અજ્ઞાન દુઃખ દૈન્ય દહીએ, સહાય પ્રભુ થાજો
બ્રાહ્મ મુહૂર્તે ઉઠી, સર્વ બાહ્ય ક્રિયા સાધી,
બાહ્યાંતર શુદ્ધ થઇ, સાધીએ સમાધિ,
દીક્ષા આજ અંતરમાં લઇએ, સમીપે વિરાજો; આજે૦
હૃદય મૂર્ધ નાભિ આદિ, આપનાં જે સ્થાનો,
ચિત્તવૃત્તિ વાળી તેમાં લગાવીએ ધ્યાનો,
અજરામરના ઉરે લહીએ, દિવ્યામૃત પાજો; આજે૦
જે જે ક્ષણે આપપ્રતિ વાળીએ આ વૃત્તિ,
તે તે ક્ષણે દષ્ટ થજો આપ રમ્ય આકૃતિ,
કૃતકૃત્ય જેથી સર્વ થઇએ, અભિન્ન પદ પમાજો, આજે૦
યત્ન કર્યા છતાં કદી વૃત્તિ ચળી જાતી,
આપ કૃપા આણી કરજો આપમાં વિલાતી,
આપના અમે તો ગણાઇએ, અણીએ હસ્ત મ્હાલજો; આજે૦
નિદ્રાતંદ્રા, મિથ્યા ચિંતા સર્વ હરી લેજો,
આપતણું પુણ્ય સ્મરણ અહોરાત્રિ રહેજો,
(જેથી) સાધકથી સિદ્ધપદે જઇએ, ન ત્રાસ પડે ઝાઝો, આજે૦
કિંચિત્ જે થાય તેને અધિક માની લેજો,
તુષ્ટ થઇ આપ ઇષ્ટ સર્વને જ દેજો,
આપ આપના જ બાલ છઇએ, અમારું દિન મ્હાલજો; આજે૦
કોણ વિધિએ થતા પ્રસન્ન આપ વહેલા,
જાણીએ ન તોએ ભજીએ, આપને થઇ ઘેલા;
પ્રેમવડે નૃહરિ માત્ર કહીએ, સમક્ષ આજ ગાજો; આજે૦

## उत्तम साधकना कर्तव्यसंबंधमां निश्चयो.

પદ ૧૩૩. (શું સાધ્યું નરતનુ ધારી રે, ભ્રાત વિચારો, એ લય
એ ધાર્યું નરતનુ ધારી રે, મેળવવાને,
ઉત્સાહ પ્રયત્ને વધારી રે, મેળવવાને.
જે જે ક્રિયા અશુદ્ધ ગણાતી, પ્રવૃત્તિ જે વિકારી,
તેને ત્યજવી ધિક્કારી રે;—
સર્વતણું મૂલ કારણ શું છે, કયું પદ નિર્વિકારી,
(એ) જોવા તત્પરતા ધારી રે;—
ખનિજ વનસ્પતિ પાષાણાદિ, કઇ શક્તિ કરનારી,
કોણે સજ્યાં વિવિધ નરનારી રે;—
કોણ સૂર્ય ને ચંદ્ર કયા છે, વિરંચિ ને ત્રિપુરારિ,
કોણ વિષ્ણુ વૈભવધારી રે;—
સકલ શાસ્ત્ર ને પુરાણુમાંહિ, વિવિધ કથા વિસ્તારી,
(તે) સમજવી બનીને અધિકારી રે;—
જે નથી સાધી શક્યા, પંડિતસમ, (તે) વિદ્યા મંગલકારી,
જે વાસ્તવ સુખ દેનારી રે;—
જે રસવંતી વિનાશી તનુને, અજરઅમર કરનારી,
ને પીવાને જ વિચારી રે;—
તુચ્છ લોહસમ વસ્તુ જેથી, કાંચનસમ બનનારી,
(તેવી) સર્વોત્તમ સ્થિતિ દેનારી રે;—
સૌમ્ય ક્રિયા કરીને કાયા મનને દેવાં ઝટ તારી,
(એ) નિશ્ચય ધરતી મતિ મારી રે;—
પ્રીતિવડે અભિમાન ત્યજીને, આવે જે હિત ધારી,
લેવાં તેને ઉદ્ધારી રે;—
અભિમુખતા રાખીને સેવે, સાત્વિક વૃત્તિ સારી,
તેને પ્રભુમાં દેવાં ઠારી રે;—
દુઃખ ક્લેશ કે વિપતિમાં—વૃત્તિ ન કરવી ચળનારી,
છો આવે દુઃખઝડી ભારી રે,—
સ્વાર્થ પરાર્થ યથાશક્તિ કરી, મોહમમત્વ વિદારી,
પ્રિયતમથી કરવી યારી રે,—
અણુઅણુમાંહિ નૃહરિ વ્યાપક, જોવા ધારી ધારી,
(એ) કર્તવ્યસમાપ્તિ સ્વીકારી રે,—

## પ્રોત્સાહક વચનો.

પદ ૧૩૪.

સર્વ દુઃખનિવૃત્તિ કાજે, આવો સાધક સાધન સજીએ,
શુભ સમય, સહાય ગુરુતણી, સર્વ સામગ્રી પ્રાપ્ત તે કાં ત્યજીએ.
ગુરુમંત્રને ઉપદિષ્ટ સાધનથી અનુષ્ઠાનો કરી,
ધરી ધ્યાન સાધી યોગ, તત્ત્વવિચારપંથે આચરી,
સરલ સુગમ ક્રિયા કરી, હરિ વરી તરી ભવને,
સિદ્ધપદમાં સ્થિત થવા આ સમય આપણને,—
પ્રાપ્ત થયો તે ગુમાવી શીદ ક્લેશાગ્નિમાં પડીને સીઝીએ;—
તત્પર થયા છે દેવગણુસહ વિષ્ણુ બ્રહ્મા રુદ્રને,
સદ્‌ભાગી સાધકવર્ગનું આજે જ કરવા ભદ્ર ને,[1]
સમય સરસ મળ્યો પછી શીદ ઘેનમાં રહેવું,
ધિક્ ન ચેત્યા આજ સાધક વ્યર્થ મુખ કહેવું;
સાવધાન થઇ, ઇષ્ટાશિષ્ લઇ, દૃઢ યત્ને આજે મચીએ;—
છોડી લવારા વ્યર્થ ત્યજી વ્યવહારની ચિંતા બધી,
સઘળું બીજું ભૂલી રહેવું, એક સાધનમાં વધી,
નિજ ચિત્તવૃત્તિનિરોધ કરી ઉર શાંતિને ધરીએ,
ઉગ્ર પુરુષાર્થે કરી આજે જ પ્રભુ વરીએ,
અપૂર્વ પ્રકટાવી ઉત્સાહ સુજન ! પ્રકૃતિપતિને ભજીએ;—
અમીદૃષ્ટિથી સૃષ્ટિપતિ 'સાધનસમારંભે' જુએ,
અદૃષ્ટ કરીને કષ્ટ વિઘ્નો, એક ક્ષણુમાંહિં ધુએ,
'મુજ સમાન થજો રહેજો શમી મુજમાંહે,
'હું અને તું એક થઇએ' એવી આશિષ્ દે,—
આજ નૃહરિપ્રભુ તત્પર થઇને, (તે) ગ્રહી પ્રભુ થઇ નિર્ભય ઝુઝીએ,—

---

## આ પુણ્યસમયે પુરુષાર્થ સાધનારા સત્વર ફલાનુભવ કરે છે.

પદ ૧૩૫. (કાંઠો મુખે આવી કહાણી, એ લય.)

આજ જે સાધન કરશે, નૃહરિ પ્રભુ સત્વર વરશે.
સર્વ એકત્ર થઇ જાપને જાપશે, હરિ સ્મરશે, દુઃખ હરશે,
મન મરશે, પ્રભુ સદા દદરશે; આજ૦
પુણ્ય સમય મળ્યો તેને નહિ ચૂકશે, હૃદય જરશે, ભવ તરશે,
ભય જરશે, પાપમાત્ર સંહરશે; આજ૦
ઇચ્છામાત્ર હૃદયમાં જે સ્ફુરતી હશે, તૃપ્ત થશે, ભ્રમ ખરશે,

---

૧ કલ્યાણને.

અર્થ સરશે, જય જય વિસ્તરશે; આ૦
ઉગ્ર પુરપાર્થરસને જેહ પીશે, ન્હેશે નીશે,* દિવ્ય બનશે,
મસ્ત ઉઠશે, હરિ તે હૃદય વિહરશે; આ૦
સાચો સ્નેહતંતુ માથશું બાંધશે, રિપુ ડરશે, વૈર ગરશે,
પ્રભુ ભેટશે, કાળ તેથી થથરશે; આ૦
વૃત્તિનિગ્રહ કરી મૂર્ધમાં સ્થાપશે, સુધા ઝરશે, સંસ્પર્શે,-
અમર થશે, જીવ શિવ થઇ વિચરશે; આ૦
સ્વરૂપ કહેલું સમજી જન જે ચેતશે, નહિ ફરશે, ભવમાં કશે,
સિદ્ધિ પામશે, દેવો યશ ઉચ્ચરશે; આ૦
સાચી નિષ્ઠાથી અંતરમાં સરશે, ઉદ્ધરશે, સુખે ઠરશે,
હરિ હર્ષે, (તેના) કંઠે કૃપામાળ ધરશે; આ૦

## स्वरूपभावना.

પદ ૧૩૬. ( હૃદયે રૂપ દર્શાવો. પ્રાણપતિ, એ લય. )

વાસ્તવ સ્વરૂપ છે મારૂં, સુખસચ્ચિત્તિ.
સુખ સચ્ચિતિ, જ્યાં ન આદિ ઇતિ; વાસ્તવ૦
દશ્ય સર્વ આ મુજથી થાય, મુજથી સ્થિતિ કરી મુજમાં શમાય,
તોપણ સર્વથી ન્યારૂં; સુખ૦
જે આ ઉપજ્યાં બ્રહ્માંડ અનેક, (તેમાં) ભાસું અનેક થઇને, હું એક,
સઉપર સ્વામિત્વ ધારૂં; સુખ૦
પૃથ્વી આદિ પાંચે તત્ત્વ, પામ્યાં મુજવડે જ મહત્ત્વ,
હું જ જીતું ને હારૂં; સુખ૦
જેમ કર્પૂરે વ્યાપક વાસ, તેમ સર્વમાં મારો નિવાસ,
પછી ક્યાં મારૂં તારૂં; સુખ૦
સત્તાસ્ફુર્તિરૂપે રહું વ્યાપ્ત, હું અપૂર્ણ અને હું સમાપ્ત,
હું જ મારૂં, ઉગારૂં; સુખ૦
હું જ જ્ઞાતવ્ય ને પ્રાપ્તવ્ય, હું જ બ્રહ્મા, રુદ્ર ને સવ્ય,[1]
મુજ સ્વરૂપ ચાર, સુખ૦
હું સ્વામિ અને હું ભૃત્ય, મને અર્પું, કરૂં હું કૃત્ય,
હું પ્રકાશ અંધારૂં, સુખ૦
હું તારક[2] સૂર્ય ને ચંદ્ર, હું જ કુબેર યમ ને ઇન્દ્ર,
હું જ મુજપર વારૂં; સુખ૦

* નીશામાં. ૧ વિષ્ણુ. ૨ તારા.

મહારત્નાકર મુજ રૂપ, હું રંક અને હું ભૂપ,
શું હું અધિક ઉચ્ચારૂં; સુખ૦
હું જીવ અને હું શિવ, હું સાયં રાત્રિ દિવ,
(સઉ) હુમાં ધારૂં, નિવારૂં;[1] સુખ૦
શબ્દમાત્રનો આદિ ૐ, તેમાં હું, હુંમાં તે રોમેરોમ,
કો ન મુજથી પરભાર્યું; સુખ૦
મુજ સ્વરૂપનો સર્વ વિલાસ, ભાસે ભ્રમથી ઉત્પત્તિનાશ,
સત્તા મારી (જ્યાં ત્યાં) વિસ્તારૂં; સુખ૦
સઉમાં હું અને મુજમાં સર્વ, રહ્યુ દૈન્ય અને ક્યાં ગર્વ,
હુંવિણ અન્ય વિસારૂં; સુખ૦

---

## संयम ए ज सुखनुं सर्वोत्तम साधन छे.

### પદ ૧૩૭. ( પ્રમદા છે પ્રીતિ ભાજન, એ લય. )

સર્વોત્તમ સ્થિતિ સંયમ, જેથી મળે પ્રભુ અનુપમ,
(જે) વિશ્વે જણાતું દુર્ગમ, તેને થતું તે સુગમ.
શાં તત્ત્વથી સૃષ્ટિ રચાતી, છે કોણ પ્રિયાસ્તિભાતિ,
(એ) જાણે સંયમ સેવ્યાથી, પામી રહે વિવેકખ્યાતિ,
વર્ણે જે રહસ્ય સઘળાં નિગમાગમ,
જાણે ઉત્પત્તિ, સ્થિતિને લયનો ક્રમ; સર્વોત્તમ૦
જે મળે ન વિશ્વ ફર્યાથી, જે મળે ન સિંધુ તર્યાથી,
જે મળે ન રાજ્ય કર્યાથી, જે મળે ન શ્રુતિ ઉચ્ચર્યાથી,
તે સઘળું મળતું સાધ્યે ધ્યાન પરમ,
ઇશ્વિરમય થઇ રહેતો જન હોય અધમ; સર્વોત્તમ૦
પ્રિય પ્રભુને અંતર સેવી, ધારા એક અખંડ વહેવી,
( તે ) સાચી સંયમસ્થિતિ કહેવી, ( જે ) દુર્ઘટ ત્રિણયત્ને લહેવી,
જે પ્રાપ્ત થતાં ટળી જાય વિપર્યયભ્રમ,
બીજું મેળવતાં કદી ન પડતો શ્રમ; સર્વોત્તમ૦
સાધ્યે સંયમ સઉ આવે, ઈપ્સિત ફળને પ્રકટાવે,
અજ્ઞાનમાત્ર વિલાવે, સામર્થ્યપૂર્ણ તે કહાવે,
સંયમસિદ્ધિ થાતાં નહિ મૃત્યુજન્મ,

---

૧ મારા સ્વરૂપમાં જ સર્વ કલ્પના કરૂં છું તથા તેમાં જ સર્વનો સમાવેશ કરૂં છું.

કાં જે તેનું નહિ ભિન્ન સ્વરૂપથી અહમ્; સર્વોત્તમ૦
જે ન તાપ ત્રિવિધિથી ડરતા, ષડરિ પણ જેથી થથરતા,
(જે) કદી અનિષ્ટ નહિ આચરતા, સિદ્ધો પણ જેને સ્મરતા,
તે સંયમી ને તે જન છે ઈશ્વરસમ.
તે કરી શકે અગણિત જનકેરૂં શમ;[1] સર્વોત્તમ૦
જે શુદ્ધસત્ત્વ થઇ રહેતો, જે અખંડ પ્રભુ પ્રભુ કહેતો,
દુ:ખ આવે તો પણ સહેતો, આનંદથી દૂર ન વહેતો,
સર્વેશ્વરમય થઈ રહેતો સદા સ્વયમ્,
કાં જે એક જ તે ને નૃહરિ પ્રિયતમ; સર્વોત્તમ૦

---

## स्वरूपानुभव करनार साधकना उद्गार.

પદ ૧૩૮. (દોનો સીયારામ, એ લય.)

સરવ સિરતાજ, સુખોકે સાજ, અનુપ દિવ્ય રાજ, હમેરા હૈ;
અલૌકિક તાજ, (જહાં) બંસી રહી બાજ, મહાપદ આજ, હમેરા હૈ૦
યહિ ચૌદો લોક, અરુ દિવ્ય ભોગ, પ્રભુસેં યોગ, હમેરા હૈ,
ષડરિપેં જોર, જ્ઞાનકા તોર, 'અહંબ્રહ્મ' શોર, હમેરા હૈ—
યહ સબ જગ જાને નહિ, સ્વરૂપ હમેરા ઔર,
ભાસત ક્ષુદ્ર તથાપિ હમ, સબકે સિરપેં મોર,
લક્ષણ સચ્ચિત, આનંદ રુ પ્રીત, સુશાંત અચીત, હમેરા હૈ;—
જ્યોં એકહી જન નાટ્યમેં, વિવિધ ધરત હૈં બેસ,
એક અખંડ અનાદિ હમ, ધારત રાગ અરુ દ્વેષ.
જામેં સબ કોય, જો સબમેં હોય, ચરાચર સોય, (સો) હમેરા હૈ;—
સબસેં દૂજા જાનીયે, સ્વરૂપ હમેરા યાર,
કોઉ જ્ઞાની કોઉ ભક્ત જન, પાવત જાસુ કિનાર,
નહિ જહાં પ્રાન, નહિ જહાં અપાન, એકહી જહાં જ્ઞાન, (સો)હમેરા હૈ,—
બ્રહ્મ હમેરા રાજ હૈ, બ્રહ્મ હમેરા બાજ,
હમહી બ્રહ્મસ્વરૂપ હૈ, હુવા અભિન્ન હિ આજ,
સબહિ હૈ બ્રહ્મ, જહાં ના ભ્રમ, અગમ આશ્રમ, હમેરા હૈ;—

---

## शुभेच्छासह अंतिम विज्ञप्ति.

પદ ૧૩૯. (સનનનનનન સોર કરતી, એ લય.)

વિજય વિજય વિજય વિજય જય, સકલ સાધકવર્ગનો,

---

1 કલ્યાણ.

અભય અલય અભય અલય થઈ, લહો અનુગ્રહ ભર્ગનો[1];
મેરુ ડગજો, પૃથ્વી ચલજો, સૂર્ય ચંદ્ર ભલે ફરો,
અચલ શાંતિ ને ખુમારી, સાધકોની ના ખરો;—
વારિ અટકે સૂકાય જલધિ, કષ્ટ અનુપમ આવતું,
તોય ધૈર્ય ન બિંદુ ચળજો, મળજો સુખ મન ભાવતું;—
જ્ઞાન ને સામર્થ્ય રળજો, (જે) હોય અનુપમ સૃષ્ટિમાં,
ગગન ભેદી પાર જાજો, સુયશ થાઓ સમષ્ટિમાં.—
જે કસોટીમાં મહામુનિ, ભક્ત આદિ પણ ચળ્યા,
તેવી ઉગ્ર કસોટીમાં પણ સાધકો કરજો હસ્યા,—
કોટિ જન્મો ધરી મહર્ષિ, સિદ્ધિ જે જે પામીયા,
સપ્ત દિનમાં પામજો તે સાધકો સદ્ભાગીયા;—
સ્વ, પર, દેશહિતાર્થ સઘળી, થાય સત્પ્રવૃત્તિઓ,
સફળ થાજો સદા સઉની, શુભ અનુકૂલ સુકૃતિઓ;—
જે ન સાધ્યું કોઈએ ને, જે ન પામ્યા દેવતા,
પામજો તે આજ સાધક, નૃહરિચરણો સેવતા;—
નૃહરિ થાજો નૃહરિ થાજો, સર્વ જેમાં છે રહ્યું,
આપકરણાથી નૃહરિ પ્રભુ ! પૂર્ણ કાર્ય બધું થયું;—

## મંગલ.

**પદ ૧૪૦.** ( ચાલો સાહેલી, ભુવનેશ્વરીનાં, એ લય. )
મંગલ વદીએ, આ આરંભે, જય જય ધ્વનિસહ, દિવ્ય સ્વરે.
મંગલમય આ, શુભ અવસરમાં, આવાહન કરીએ નૃહરે !
ઉત્તમ આસન રચી હૃન્મંદિરે, શ્રદ્ધાભક્તિ ધારી ઉરે,
પૂજન, વિધિસહ અંતર કરીને, હરીએ, (જે) ચિત્તે કલેશ સ્ફુરે,
આપ ચરણ શિર સ્થાપી ફરિએ, જનિમૃતિભયને જેહ હરે;—
અધમાધમ જીવ જેના સ્મરણે, આ સંસૃતિથી સદ્ય તરે,
અકલિત અતુલિત નિજ સામર્થ્યે, શરણાગતના અર્થ પૂરે,
કૃપાકિરણથી ક્ષુદ્ર જીવને, શિવમય કરી સ્વસ્વરૂપે ધરે;
સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ થવાથી, જે અવિચલ શાંતિ પ્રસરે,
સઉને તેના ભોક્તા કરજો, જેથી મનોરથ સર્વ સરે,
શાંતસ્વરૂપ નરહરિ ! સાધકના પ્રકટ હજો નિત્યે દહરે.—

---

૧ પરમાત્માનો.

### स्वरूपसुखनी तुलना कोई पण सुख करी शके एम नथी.

**પદ ૧૪૧.** (મન લગાર જુઓ વિચારી રાયજી, એ લય.)

સુખતણી શોધે શું જ્યાં ત્યાં ધાય છે, સ્વરૂપસુખની તુલ્ય કોઈ ન થાય છે;
અન્ય સુખ ન્યૂનસમયમાં અળપાય છે, સ્વરૂપસુખદીપ કદી નહિ બુઝાય છે.

સુખઆગાર સ્વરૂપમાં, વિષયે સુખનો અંશ,
કયાં બગનું ક્યાં હંસ,
સુતથી એ ભેદ સહજ કળાય છે; સ્વરૂપ૦
જે સુખથી સામર્થ્ય સહુ, સહજે થાતું પ્રાપ્ત,
રહ્યું જે દશદિશ વ્યાપ્ત,
સહુ સુખેચ્છા તે મળ્યે અળપાય છે; સ્વરૂપ૦
સ્વરૂપસુખાબ્ધિ છોડીને, વિષયકુંડમાં નહાય,
સહજે સંતોષાય,
પ્રજ્ઞજનમાં મૂર્ખ તેહ ગણાય છે, સ્વરૂપ૦
જે સુખથી પર કોઈ ના, તે આત્માનું સુખ,
સ્વરૂપ સ્ફટિકકંદુક,
વિષયસુખ તો કાચસમ લેખાય છે; સ્વરૂપ૦
સ્વરૂપસુખને મેળવે, કોઇ પુણ્યાત્મા વીર,
જેને તુચ્છ શરીર,
ખારી આગ્રહ, સિંધુ તે તરી જાય છે; સ્વરૂપ૦
જો ઇચ્છે તું સુખને, મેળવવાને યોગ્ય,
(તો) માત્ર સ્વરૂપસંયોગ,
એવિના સુખ અન્ય દુઃખદ લહાય છે; સ્વરૂપ૦
વિષયસુખે ના ડુબતો, સ્વરૂપ ક્ષુદ્ર અનિત્ય,
છેવટ એદ પ્રતીત,
પામના જે ગ્રહણ કરવા ધાય છે, સ્વરૂપ૦
બલિહારી તે સુખની, જેમાં નિત્ય અભેદ,'
શ્રુતિ ઉચ્ચરતા વેદ,
'નેતિ'વિણુ નહિ શબ્દ કંઇ બોલાય છે, સ્વરૂપ૦
સ્વરૂપનું સુખ પામતાં, રહે ન સ્વપર ભાવ,
જ્યાં આનંદજભાવ,
જ્યાંથી અજ્ઞાનાવરણુ ધસડાય છે; સ્વરૂપ૦
દૈન્ય શોક ભય ભ્રાંતિ ના, જે નિર્ભય નિઃશંક,
એ જ સ્વરૂપસુખઅંક,

પોઢતાં જ્યાં જીવપણું વિલાયજી; સ્વરૂપ૦
સ્વરૂપસુખને મેળવી, થઇ રહે સુખસ્વરૂપ,
અનુભવી થાજે ચુપ,
(જે) કોટી કલ્પે લેશ નહિ વર્ણાયજી; સ્વરૂપ૦

---

## जाणेला ज्ञानने अनुभवमां न उतारनार अने नवीननी पाछळ नित्य धावन करनार जीवने प्रतोद.

**૫૬ ૧૪૨.** (સ્વરૂપને ના લહ્યુંરે, એ લય.)

નવીન શું વર્ણવુંરે, હું નિત્યે તારી પાસ,
કથવા સરખું કહ્યું બધું મેં શેષ ન કાંઇ રી,
તદપિ હજી તૃપ્તિ ન થતી, ના વૃત્તિ ધરાઇ રી,
નિત્ય નવીન શું લાવવું, કહેવું તુજ સમીપ,
લેશ અહો સંતોષ ના, કીધું જે મેં નિત્ય;—
શાસ્ત્રપુરાણુતણા અર્થોને, સ્પષ્ટ બતાવ્યા રી;
વેદતણાં તાત્પર્ય કહી ભ્રમ, સર્વ પતાવ્યા રી,
તોએ તુજ મતિ ના ગ્રહે, જો હજીએ સંતોષ,
અન્યતણો તો શું કહું, માત્ર દૈવનો દોષ;—
સર્વ જગતના આદિ, કોણ તે પણ તેં જાણ્યું રી,
શેમાં રહ્યું, ક્યાં વિરામ પામે, તે ન અજાણ્યું રી,
સ્વરૂપ, સાધન માત્રનાં, વર્ણ્યાં રૂડી રીત,
વર્ણવવું શું શેષ છે, ધિક્ નહિ જાણે હિત;—
વ્યવહારોન્નતિના પણ માર્ગો તને જણાવ્યા રી;
પારમાર્થિક ઉન્નતિક્રમને, પણ બધા ગણાવ્યા રી,
હવે અધિક શું જાણવું, જાણ્યો સઘળો મર્મ,
(હજી) છૂટયું ન તારું જાણવું, તો ફુટ્યાં તુજ કર્મ;—
ગુપ્ત રહસ્ય 'તું આત્મા,' તે પણ મેં કહી દીધું રી,
અશક્ત અજ્ઞાની જીવ તું ના, જાણી લીધું રી,
તુમાં તારા રામમાં, રહ્યો ન સ્વપ્ને ભેદ,
જાણ્યું, ન બીજા જે લહે, ઉતારતાં પ્રસ્વેદ;—
આટલું કહેવા છતાં, હજી જો તું ન ધરાયો રી,
તો તો હાવે કદી ન ધરાવો, ભ્રમે ભરાયો રી,
'ભેંશ મુખે ભાગવત' સમું, શું બધું કરતો વ્યર્થ,

માત્ર નૂતન જાણ્યા થકી, શો સરશે તુજ અર્થ;—
એક માત્ર છે જાણવું બાકી, તે હું કહું છું રી,
જે જાણે તે મૂક આચારે, સમજ્યો શું તું રી,
હવે ન જોવા આવતો, નિત્ય નવીન નવીન,
કાં જે આ માર્ગે જતાં, થઇશ નવીનમાં લીન,—
જો સંતોષ ન આથી થાયે, તો તુજ ભાવિ રી,
આ થકી નૂતન બ્રહ્મા પણ નહિ, શકે બતાવી રી,
માનવું હોય તો માનજે, મુજમાં ધરી વિશ્વાસ,
નહિ તો મિથ્યા આશથી, રહેજે નિત્ય ઉદાસ;—

## नित्य प्रकट न रहेता इष्टने उपालंभ.

પદ ૧૪૩. ( છાંડો છાંડોજી મોરી, એ લય. )

રાખો, રાખો, બતાવો ન બાનાં, સમજાવો છો શાના,
લાવ્યા એ તમે ક્યાંના?
સીધી કરો હવે વાત, ટાળી આ જુઠી પંચાત,
આપો તાળી આવી હાથોહાથ, પ્રેમે જાત અને ક્યાં ન્યાત;—
પ્રેમે બંધાયા છો આપ, નહિ કરો એ ઉથાપ,
નિયમ પૂર્વતણો એ અધાપ, નહિ દેવાય ખોટી થાપ;—
ભક્તિથી જો વશ થાઓ, તો હવે દૂર ન જાઓ,
દેને ઉત્તર, છો કાં મુઝાઓ, બોલો પાળો નો તો બંધાઓ;—
સીધું કહો એમ નાથ, 'રીઝવું ન તમ સંગાથ,'
પણ એ નહિ ચાલે અમસાથ, ભોળા એવા ન છોડીએ હાથ;—
પ્રીતમ ઝાલી છે બાંહ્ય, છોડાવી નહિ છોડાય,
જેમ આકૃતિસાથે જ છાંય, તેમ આપ સાથે (આ) સમુદાય;—
યત્ન કરોછો ઘણાય, જાણજો વ્યર્થ એ થાય,
જેમ ચુંબકે લોહ સંધાય, મન આપસાથે અહિં કાય;—
તારવું છે ન અજાણ, સાધવું કેમ કલ્યાણ,
જાણો, કાં જે તમારી છે વાણ, 'જપે મુજને તેનો છું ત્રાણ;—'
સીધાસમા હવે પ્રાણ ! ભેટો છોડી તાણાતાણ,
જાણ્યા જાણ્યા આપને સુજાણ, ભૂલે તમ યુક્તિથી અજાણ;—
' અંતરબાહ્ય પ્રદેશ, વ્યાપ્યો ધરી બહુ વેષ, '
એવું કહેશો કૃપાણુ ! ન લેશ, નહિ પજવી પોંચાશે પેશ;—

દર્શન દો સાક્ષાત, પૂર્વજેવાં પ્રિય નાથ !
નથી અશક્ય આપને વાત, છોડો હાલીમાલી હકરાત;–
સત્ય કહીએ આ વેણ, ધાર્યું કરીશું જ કહેણ,
જોઈએ કેવા ન આવતા નેણ, ભલે રાખોને ટેકની ફેણ;–
જાણીએ આખર અંત, ભેટવાના ભગવંત,
પછી કાં ન થઈએ શ્રીમંત, આમ ઝાલ્યા જાણો હે અનંત !—
બીજા અજ્ઞાની ભ્રમાય, (આપ) શાથી ન જેને જણાય,
નહિ અમને ફોસલાવાય, નહિ આપનું ચાલે જરાય;–
અમારા નરહરિરાય ! રમત નહિ રમાય,
તમને અમવિણ ચાલે ન ક્યાંય, આવો હાવે છુપાવીને કાય;–

## हृदयमां दर्शन देवा इष्टने विज्ञप्ति.

### પદ ૧૪૪.

જરા અંતરમાં હાવે પધારો પ્રભો !
અંતરમાં હાવે પધારો, પધારો પ્રભો !
દોષો થયા શા નાથ ! જે ત્યજી ગયા,
એવાં તે કોપપાત્ર શાથી થઈ રહ્યાં,
હદ થઇ હવે તો વિચારો;—
ઝાંખી ક્ષણ એક પણ ન કાં કરાવતા,
જાણીએ ન આવા કઠોરકા થતા,
અંતરનું અંતર વિદારો;—
આપ કૃપાળુ ન તોડશો કદી સંબંધ,
જાણી એ આવ્યાં, પણ ભાગ્ય હશે મંદ,
આથમ્યો શું ભાગ્યનો સિતારો;—
નીભાવ્યા આટલો સમય પ્રભુ તમે,
થોડાં નીભાવજો કંઇ ઉરે ગમે,
હક ના થનારો અમારો,—
છંડીએ અમે તથાપિ આપ ના ત્યજો,
એવા દયાનિધિ ! પજવશો નિત્ય જો,
મરશું એમાં ના ઉધારો;—
છોડાનો આપતણો પ્રેમ ના કદી,
ત્યજવાં જો હોય તો ખેંચી લીયો પતિ !
પકડ્યો પાલવ અમે તમારો;—

આપ પ્રેમે દીન દુઃખી હું અમો થયાં,
શુદ્ધિ બુદ્ધિ શાંતિ આદિ સર્વ છે ગયાં,
હૃદયે પ્રકટ્યો છે તપારો;—
અંતરના જાણનાર નાથ નરહરિ,
યાચીએ પધારો નયનસમીપે ફરી,
સંબંધ પુરાણો ના વિસારો;—

---

## इष्टसंयोगिनी वृत्तिना संयोगपूर्व समयना उद्‌गार.

**પદ ૧૪૫.** ( સખી સેજ સમારી હું તો સહજ સુતી'તી એ લય. )

સખિ! ભવઅટવીમાં હું ભૂલી પડી'તી,
વાંકાચુંકા કુપથમાંહિ હું તો ચઢી'તી—
લાગ્યું સઘળું સૂનકાર, દીઠો ન કોનો આધાર, સુણ્યો શબ્દ ભયકાર,
ભ્રમિત થઇ હું, જડ બની રહી હું, શુદ્ધિ ભૂલી ગઇ હું,
ભય ભય ભયથી હું કંપી ઉઠી'તી,
થર થર શરીરે ધ્રુજારી ચડી'તી;— સખિ૦
આકાશ ઘનઘોર ભાસે, વ્યાઘ્ર આદિ દીઠા પાસે, [1]તમિસ્રાથી જીવ ત્રાસે,
બચવાની આશા મારી ઉરથી ઉડી'તી,
એવા તે વિકટ સ્થાને હું તો તરફડી'તી;— સખિ૦
પુકાર હું કરી રહી, બોલવાની શક્તિ ગઇ, કંઠમાં અતિ રૂંધાઈ,
પ્રાણ તો જવાની વેળા આવી અડી'તી;
દશદિશ જોતાં કોની સહાય ના જડી'તી;— સખિ૦
જોતાં, આ અંધારી ચઢી, મૂર્છામાંહિ ગઇ પડી, કોઇએ ઉઠાડી અડી,
ઉઠી જોતાં આકૃતિ કો સમીપે ખડી'તી,
જોતાં સ્તબ્ધ થઈ જાણે ત્યાં જ જડી'તી,— સખિ૦
સાવધ તો થઇ હું ત્યાં, હશે કોણ સમીપે આ, નેત્ર ઉંચાં કરી જોયાં,
જોનાવંત દૃષ્ટિ મારી ત્યાં જ ચોંટી'તી,
કટાક્ષથી બળ કરી પાછી ખેંચની'તી;— સખિ૦
લજ્જાથી મેં નીચું જોયું, મનડું મારૂં તો મોહ્યું, ભાન મારૂં પાછું ખોયું,
ત્યાં તો આવી સમીપે અંગુલિ પકડી'તી,
મોહમંત્રવાણી કંઇક કાનમાં સુણી'તી,— સખિ૦
ભાન પૂર્વનું ત્યાં આવ્યું, જેણે ચિત્તને લોભાવ્યું, વિહ્વલ જેણે બનાવ્યું,

---

૧ રાત્રિ.

તે તો જન્મોજન્મના પતિકરે જકડી'તી,
પ્રસ્વેદથી ભીનું અંગ સંકોચી ઉભી'તી;-- સખી૦
ક્રમે ક્રમે મને ભૂલી, નૃહરિઅંકમાં ઝુલી, નૃહરિસ્વામિમાં ફુલી,
પ્રિયતમ નૃહરિના સ્વરૂપે ગડી'તી,
અભિન્ન થવાથી ક્યાં પત્ની ને ક્યાં પતિ;— સખી૦

---

## स्वरूपसाम्राज्यनो विचार करवा जीवने सुबोध.

**પદ ૧૪૬.** ( વિશ્વાસી નરને નીવેડો મારા રાજ રે, એ લય. )

કોણુ રે નગરીનો તું સ્વામી, મારા રાજ રે,
સાચો વિચાર કરી શોધી તું કાઢજે જી. મારા૦
પંચ મહાભૂતકેરી કાયાનો તું રાજ્યો જી,
એમ કોઈ કહે તે ખોટું જાણી; મારા૦
ચૌદ ઇન્દ્રિયોનો તું કોઈ કહે રાણો જી,
તેને પણુ સાચું ન પ્રમાણી; મારા૦
ત્રણુ નાડીકેરો તું તો સ્વામી એમ કહેતા જી,
તેનાથી પણુ તું તો ન્યારો; મારા૦
કોઇ કહે પ્રાણુ ને અપાનનો તું રાજવી જી,
વર્ણે જૂદા રૂપે જન હજારો; મારા૦
આમાંથી કોઇનો તું નાથ ન સાચો જી,
એ સઉથી એઇ તું તો જૂદો; મ.રા૦
એ તો ગણાય બધાં નાનાં નાનાં ગામડાં જી,
તારો દેશ ન કોએ ચીંધ્યો; મારા૦
જેના એ વિભાગ એવો સ્વરૂપનો દેશ છે જી,
જેમાં રહ્યા એવા દેશ ઝાઝા; મારા૦
સઉથી પર એવો એ તો, અતિશય અદ્‌ભુત જી,
( તે ) સ્વરૂપસ્વદેશનો ( તું ) મહારાજા; મારા૦
ત્યાં જઇ દરજે હક જ્યાં રહ્યો તારો જી;
મોરછ જીવોથી જે છે છાનો; મારા૦
બ્રહ્મ સ્વદેશ તારો નૃપતિ તું નૃહરિ જી,
એઇ છે તું કાં થાતો નાનો; મારા૦

---

## ઇષ્ટસાક્ષાત્કારવાળી વૃત્તિને કશું જ પ્રેક્ષણીય નથી.

પદ ૧૪૭. ( મારે હદયે જોઇ જગરાય, એ લય )

મારી દૃષ્ટિએ ચઢીઆ ગુરુદેવ, હવે જોવાનુ બીજુ રહ્યુ શુ,
શગીયુ માર તો ભમવુ, સાર્થક શરીર આ ધરવુ, મારી૦
જેનાથી મોહક બીજુ, રૂપ ચૌદે લોક ન ભાસે,
મોહી રહ્યો જોઇ ગુરુદેવ, હાવે૦
કોઇ તો રભાને જોવા, કોઇ રતિ જોવા ઇચ્છે,
તુચ્છ જોઉ, જોતા ગુરુદેવ, હાવે૦
છોને રૂપાળા કહેતા, ઇન્દ્રાદિ દેવો બીજા,
ઝાખા, જોતા મારા ગુરુદેવ, હાવે૦
કોઇ તો વખાણે પેલા, રામકૃષ્ણાદિના રૂપો,
વારી જાઉં, જોઇ ગુરુદેવ, હાવે૦
શાદને ફટાફ હાવે, નેત્ર વિધવિધ વિષયો જોવા,
પ્રેક્ષણીય માત્ર ગુરુદેવ, હાવે૦
નિશ્ચય એવતી આ, વૃત્તિઓ નાથ જોઈ,
'જોઉ' ન વિના હુ ગુરુદેવ,' હાવે૦
રૂડા રંગીલા મારા, ચિત્ત હરનાર નૃહરિજેવા,
કયાથી મળે મુજને ગુરુદેવ, હાવે૦

---

## અંતિમ પ્રાર્થના.

પદ ૧૪૮. ( મુજ પરમ પિતા ચિત્ત ધરજો રે, એ લય )

સર્વેશ્વર અતર્યામી રે, માગ્યુ આ દેજો,
કરીને અતે નિષ્કામી રે, સ્વરૂપમા લેજો
દુ ખમાત્રનુ મૂળ એક છે, ઉરતણુ અભિમાન,
અહભાવ એ હદયે સ્ફુરતા, નષ્ટ થાય સઉ જ્ઞાન રે, સર્વે૦
જીવ અમે કર્તા નહિ તોપણ કર્તાસમ વ્યવહાર,—
કરીને લહીએ, શ્વાન લહે જેમ શકટતણો શિર ભાર રે, સર્વે૦
વાસ્તવ કર્તારૂપે આપ જ, નિમિત્તરૂપે જીવ,
તોપણ વ્યર્થ વહિ અભિમાને, ગુમાવતા નિજ શિવરે, સર્વે૦
ભાર અહમમનો જે ઉરમા, જન્મમરણુ દેનાર,
નિર્મૂલ કરજો (જેથી) મદમાતી આ, થાય મતિ અવિકાર રે, સર્વે૦
અભિમાનના લયસમ બીજુ, જ્ઞાન ન નિશ્ચે કોય,

તેની પ્રશાંત સ્થિતિમાં સ્થાપો, ટાળી (જે)અહંમમ હોય રે; સર્વે૦
'આપ અમારા કર્તાહર્તા, આપ વિના નથી કાંઇ,'
એવી ભાવના સાધકહૃદયે, રહો નિત્ય બંધાઇ રે; સર્વે૦
અહં વૃત્તિનો ઉદય થાય તવ, આણી કરણા ઈશ,
લય કરજો પ્રભુ સ્વરૂપે તત્ક્ષણ, આપ પ્રકટી દશદિશ રે; સર્વે૦
આપ નિમિત્તે આ જે સઘળું, કીધું છે શુભ કર્મ,
પ્રસન્ન થાજો તેહ સ્વીકારી, કરો સદા નિષ્કર્મ રે; સર્વે૦
કર્મ કર્યે પણ સ્પર્શ ન કરતાં, (એવું) નિરભિમાન નિ:સીમ,
હે નરહરિ! ધરી હર્ષ શિશુને, એ ઇચ્છા અંતિમ રે; સર્વે૦

---

## स्वरूपभावनानी सिद्धि करनार साधकवृत्तिना अनुभवोद्‌गार.

### પદ ૧૪૯.

ચિન્મય હું આ વાર, કરૂં દશદિશ ચિતિદ્યુતિ પ્રસ્તાર,
પ્રકાશઘન હું મલ, કલા મુજ બ્રહ્મા, વિષ્ણુ, ગૌરસાર;—
જીવનતત્ત્વરૂપે રહું વ્યાપક, અંતરહિત અપાર,
અંતર આત્મા થઇ સઉ જીવનો, કરાવું વિવિધ વ્યાપાર,
મુજપ્રતિ સઉ આકર્ષનાર, અંતમાં મુજમાં સઉ ભળનાર;—
નાદબ્રહ્મસ્વરૂપ હું, કરૂં સઘળે રણકાર,
જાગ્રત્ અણુઅણુ કરનાર, સત્તાસ્ફુર્તિરૂપ હું;
મારો જ ચિતિચમત્કાર, કોઇ મુજ પામી ન શકે પાર;—
હું પ્રકટું ત્યાં જ્ઞાન પ્રકટતું, સઘળો મુજ પ્રકાશ,
અભિમુખતા મુજપ્રતિ સેવે તે,—ની હું પૂરૂં આશ,
હું નિરંજન નિરાકાર, ધરૂં સ્વેચ્છાથી કદી આકાર;—
કરૂં હિતનો સંકલ્પ, મુજપ્રતિ અભિમુખ જીવનો,
પામો શુભ અનલ્પ, અંતે શમજો મુજમાં.
હું એકરૂપે રહેનાર, આજ પ્રકટું સઉ હૃદયાગાર;—

---

## चैतन्यचंद्रनी छायामां रमण करवा साधकमति सूचन.

### પદ ૧૫૦.

ચિતિચંદ્રની આ છાય, અહા! શી, શીતલકારક, ચિતિચંદ્રની આ છાય.

---

૧ શિવ.

ચૌદ લોકમાં નિશ્ચય વિસ્તરી,-રહી ન અહી અંતરાય,[1]
સુશાંત થવાય, ન તાપ જરાય, પ્રકાશિત પ્રભા પ્રસારક;—
કમનીય[2] કાંતિ ચિતિઇન્દુની,[3] કોથી કદી ન કથાય,
શી શુભ્રતા છાય, સુભાગી કો નાહ્ય, થતો (તે) ઉજ્જ્વલ યશકારક;—
હૃદયકુમુદિની વિકસિત થાતી, આ રજનીની માંહ્ય,
અતિ ઉભરાય, પ્રફુલ્લ જણાય, કરી નર્તન[4] ચિત્તહારક;—
વૃત્તિમાનિની[5] નિજમનપતિસહ, જોઇ ઉરે હરખાય,
ન પૂર્ણ ધરાય, ભ્રમે જ્યાં ત્યાંય, સકલ સ્થલ અનલ[6]નિવારક;—
સાધક ચિત્તચકોર ચિતિની, સુધા પી અતિ મલકાય,
ખુમારી ભરાય, ન કદી તે વિલાય, થઇ રહે નિજઉદ્ધારક;—
દુષ્ટ, હરામી, વિષયી દુર્જન, પાપે પચી પસ્તાય,
સમીપ ન અવાય, ન તેથી ખમાય, પ્રભા આ પાપવિદારક;—
રમ્ય પ્રદેશે વિચરો પીને ! સાર્થક નરતનુ થાય,
નૃહરિ નિરખાય, અમૃત પીવાય, દુર્લભ જે જનિમૃતિહારક;—
નિડર અભય નિસ્પૃહ થઇ જ્યાં ત્યાં, વિચરો શિર છે સહાય,
ન ધિક લહાય; ધરો ન ભય ક્યાંય, ઉપેન્દ્ર પ્રભુ છે તારક;—

---

## आराधना.

**પદ ૧૫૨** ગરબો.

જય જય જય સચ્ચિતસુખધામ ! અકામ!, અંતરમાં આજે આરાધીએ,
ભક્તજનોદરા વિશ્રામ,—ધામ, સ્તુતિવચન સ્નેહથી સ્વીકારીએ.
પ્રફુલ્લ હૃદયે થઇ સઉ, આપપ્રતિ અભિમુખ,
પ્રેમે ઉપકૃત વૃત્તિથી, રહીએ વિસરી દુઃખ;
આવી મળો હૃદયઉદ્યાન,—સ્થાન, નિરખી નયને પૂર્ણ તૃપ્તિ સાધીએ;
દિવ્ય શક્તિ દર્શાવજો, રહી અમ અંતરમાંહ્ય,
જેથી અનવધિ જ્ઞાનને, અમમાં પ્રકટ લહાય;
ટાળો આવરણો ને અજ્ઞાન—અભાન, જેથી અવિદ્યા ઉરની બાધીએ;
જે શક્તિ ને ગુણથકી, આપ જ છો પરમેશ,
તે અમમાંહિ સ્ફુરાવજો, સ્પૃહા ન અન્ય વિશેષ.
દેજો સુગમ યુક્તિ સર્વ હાથ—નાથ ! જેથી સદા સ્વરૂપપ્રતિ વાધીએ;

---

૧ ભેદ. ૨ સુંદર ૩ ચિતિચંદ્રની. ૪ નૃત્ય. ૫ વૃત્તિરૂપી સ્ત્રી. ૬ અગ્નિવિનાનું.

શ્રદ્ધા નિજ સામર્થ્યમાં, ને-પ્રભુ આપની માંહ્ય,
અનવધિ પ્રકટાવી હરો, ઉર અજ્ઞાનની લાહ્ય,
નરહરિસ્વરૂપથી કરો અભિન્ન—લીન, (જેથી) ફરી ન ભ્રમીએ જીવત—
ઉપાધિએ;—

## इष्टसाक्षात्कारने इच्छता आतुर साधकनी इष्टप्रति आर्द्र स्वरे विज्ञप्ति.

**પદ ૧૫૨, મહાડ.**

જાગો જાગો આત્મારામ ! જગાડે દર્શનઆતુર જીવ.
ઉઠો ઉઠો સુંદરશ્યામ ! ઉઠાડે દર્શનઆતુર જીવ.
નિકટ છતાં હજી ગુપ્ત રહીને, ટટળાવો શું કામ,
સતચિતસ્વરૂપે પ્રકટ થવામાં, શા બેસવા છે દામ;—
મુજ હન્મંદિરમાંહિ ભરાઇ, આપ રહ્યા સંતાઇ,
આપનો આ શો જોરજુલમ,—મને, પેસવા કીધી મનાઇ,—
વૃત્તિતંતુ, સંયમસુરથી, ચિત્તવાદ્યસંગાથ,—
મેળવીને ઉભો ઉઠાડવા, જાગો મારા નાથ !———
સમીપમાં આવ્યા વિણ તમને, ઢંઢોળું શી પેર;
ના આવી મળવામાં વાળો, કયા જન્મનું વેર———
સંપત્તિથી રહિત થઇને ભલે જણાઓ શ્યામ,
આપતણી મુજને ઇચ્છા છે, સંપત્તિનું ન કામ;—
કમલતણી શું શય્યા ત્યજતાં, લાગે આકરૂં નાથ !
અથવા ન ગમે શું ત્યજવો પ્રભુ, નિજ શક્તિનો હાથ;———
હું નથી કહેતો સઘળું ત્યજીને, આવો મારી પાસ,
આપ સમીપે ખેંચી લો મને, જાણી દુર્બલ દાસ; ———
એવા તે પ્રભુ ઘોર નિંદમાં, શાથી રહ્યા ભરાઇ,
આ કકળાટ આંગણામાં સુણી, ઉઠો ન એ તો નવાઇ; ———
હું કૃતઘ્નને મળવું પડશે, એમ લહી શું આપ,
ગુપ્તપણે ભીતર સંતાઇ, જુઓ શું મુજ સંતાપ;———
આપ પ્રભુ તો સદા સર્વદા, જાગ્રતસમ રહેનાર,
પણ હું જીવ તો અન્તર્દષ્ટિથી, નિદ્રિતસમ કહેનાર;———
કોઇ ઉપાયે હૃદયે પ્રકટી, આપો દર્શન આજ,
નરહરિ તમદર્શનવિણ મારે, હરામ ખાવું ખાજ;———

## स्वदोषना ज्ञानवाळा साधकनी दोषनिवारणार्थे इष्टप्रति करुणस्वरे अभ्यर्थना.

પદ ૧૫૩. ) કોઇ દુધ લ્યો હિરંગી, એ લય. )
મારા નાથ ! ટાળો દોષો.
મુજ કૃતિ સામું ન જોશો,—મારા૦
મુજ દોષો ગણતાં પ્રભો ! આખું જીવન જાય,
પણ જે કીધા ને કરૂં, તે નહિ પૂર્ણ કથાય;—
મુજમાં દોષ ન હોત તો, આપરૂપ હું થાત,
આપથકી ભિન્નત્વ એ, દોષ મહા વિખ્યાત;—
ના જાવાનાં જે સ્થળો, તે સ્થળ પહેલો જાઉં,
ડગલે ડગલે ઠોકરો,—ખાઉં, ન પણ પસ્તાઉં;—
જેમ કેદીથી હાથની, બેડી ન છોડી શકાય,
મુજથી ટાળ્યા ના ટળે, મારા દોષો જરાય;—
કરોળીયાની જાળથી, માખી ન છૂટી થાય,
દોષથકી હું ગ્રથિત છું, સ્વલ્પ ન તેથી છૂટાય;—
જાળે ભરાયું માછલું, નાસી ના કદિ જાય,
દોષજાળમાં હું ફસ્યો, શું કે ત્યાં ન કરાય;—
નેત્રે જળ આવ્યાં પ્રભો ! વૃત્તિ કરે રૂદન,
દોષ નહિ મુજ શું ટળે, વ્યર્થ થશે શું જીવન ?—
આપથી દોષો ના ટળે, અન્ય સમર્થ ન કોય,
વિશ્વવિષે હું ભાળતો, જે મુજ દોષો ધોય;—
કંઇ કંઇનાં પ્રભુ છોડવ્યાં, બંધન આપે અપાર,
તેમ આજ હું રંકના દોષ દહો ધરી પ્યાર;—
ચક્ર લઇ નરહરિ પ્રભુ, આવો ગજેન્દ્રપાસ,
દોષગ્રાહથી છે ગ્રસ્યો, મુક્ત કરો લહી દાસ;—

---

## विषयोन्मत्त मनने उपालंभ.

પદ ૧૫૪.

શાથી શાથી શાથી, મન તું, નિત્યે આમ દમે,
ક્યાંથી ક્યાંથી ક્યાંથી,ભ્રમતું, અનુચિત માર્ગે ગમે.
નિત્ય કહું છું ટોકી ટોકી, કાં તે ન ધરે કાન,
મુજવિણ તુજને કોણ કહેશે, સંભારી લે તુજ ગ્યાન; શાથી૦

જે તુજ ઉચ્ચ સ્થિતિ હતી ત્યાંથી, આવી તું પડીયો હેઠ,
દાસતણો પણ દાસ થયો તું, જે હતો મોટો શેઠ; શાથી૦
ક્યાં તુજ વાસ્તવ સ્થિતિ ને ક્યાં થઇ, તારી અવનતિ આજ,
ડોળ ધરે તોએ મોટો થવાને, નિર્લજ ! કંઇ તો લાજ; શાથી૦
વિવિધ તરંગ નવીન પ્રકટાવી, ઉપજાવે તેમાં મોહ,
તેની પાછળ મુજને તું ભમાવે, એ તે કેવો તારો દ્રોહ; શાથી૦
હડધૂત થાતો માર્ગમાં જાતાં, તોએ ન આવે સાન,
જે તે તુજપ્રતિ આંગળી કરી કહે, આ ચાલ્યો નરશ્વાન; શાથી૦
પ્રાપ્ત ઉંચું પદ ખોઇ બેઠો, ના બન્યું નીચું સુખ,
ઉભયથી ભ્રષ્ટ થવાથી થયું તુજ, નિસ્તેજ સરખું મુખ; શાથી૦
કેવલ વિષયમાં મોહ ધર્યાથી, પતન થયું તુજ આમ,
એટલું પણ તુજમાં નથી બળ શું, તુજને સતાવે કામ ? શાથી૦
ધૂળ પડી જાણુ તુજ ઉદરમાં, જો તું ન ચેતીશ લેશ,
ધારી વિવેકવિરાગ હવે ત્યજ, કુડા રાગદ્વેષ; શાથી૦
માન ખોયું તેં, સત્તા ખોઈ, તું થયું નિર્બળ તોય,—
તોર તારો હજી કાં ન મૂકે, શું, કાંજળથી મુખ ધોય; શાથી૦
હજી પણ જવું હોય નીચે તો, ધરજે વિષયમાં રાગ,
આજ સુધી ક્યાં સદ્વિચારો તેમાં, મૂકી અરે તેં આગ; શાથી૦
કોહ્યું ત્યાંથી કાપી હવે ઝટ, ઉચ્ચ પદે તું વાધ,
ફાટેલી આ કંથા તારી નરહરિ,—સ્મરણસોયે ઝટ સાંધ; શાથી૦
અધિક ન બોલાવીશ હવે આ, થોડું કહ્યું ઘણું માન,
નરહરિસ્મરણમાં નિત્ય રહેજે, છોડી વિષયનું ધ્યાન; શાથી૦

---

## इष्टानुग्रहाराद्वारा अभयपद प्राप्त करनार उपकृत वृत्तिना उद्गार.

**પદ ૧૫૫.** (મારી કામનીયાં, તેરે ગોરે, એ લય.)

મને અભયવચન દીધું, સદ્ગુરુએ,
'તું તો મુક્ત સ્વતંત્ર' કીધું, શ્રી ગુરુએ,
અહો ધન્ય મુજ ભાગ્ય થયો, હું સર્વશક્તિથી યુક્ત,
કાં જે મારા પ્રિયતમ ગુરુએ, કહ્યું જે તું તો મુક્ત; મને૦
જગમાં એક જ કેવલ ગણાય, હરિ પરમનિર્દોષ,
તે પદમાંહિ ગુરુએ સ્થાપ્યો, પામ્યો અતિ સંતોષ; મને૦
પતિતપાવન સઉનો સ્વામિ, પરમાત્મા શું હું જ ?

હા હા સદ્‌ગુરુ! આપકૃપાથી, પતિતપાવન છું જ;
મુજને સદ્‌ગુરુએ આપ્યું પદ, પરમાત્માનું આજ,
સર્વોત્કૃષ્ટ સ્થિતિ નથી એવી, બન્યો હું તો મહારાજ. મને૦
મુજ ઉપાસ્ય ગુરુએ જે કીધું, નથી તે વ્યર્થ થનાર,
ત્રિભુવનમાં હું જોઉં હવે મને, કોણ ઉચ્ચ કહેનાર; મને૦
ગુરુએ અનુગ્રહ કરીને ટાળ્યા, મારા દોષ અમાપ,
કેસરિ સૂચવી નૃસિંહપદમાં, સ્થાપ્યો કરી નિષ્પાપ; મને૦
જ્ઞાનમત્ત નિર્ભય રહેવાનો, દીધો ગુરુએ બોધ,
તે હું વિસરી કૃતઘ્ન થઉં તો, કરે ગુરુજી ક્રોધ; મને૦
નહિ નાથ! એ બોધ વિસારૂં, કદી આપનો લેશ,
પ્રાણથકી પણ અધિક પ્રિય એ, મુજ દિનકર છે બેશ; મને૦
અહો ગુરો! અતિ કરુણા રે' છે, આપતણી નિશદિન,
વર્ણવી શકવા વાણી સમર્થ ન, છું તમ આગળ દીન; મને૦
આપ હોત ના મુજ રક્ષક તો, વલે શી મારી થાત,
કંઇક કલેશ ને શોકાગ્નિથી નિશદિન હું પીડાત; મને૦
ભલે રહેજો ગુપ્ત તથાપિ, ગુપ્તપણામાં આમ,
સંભાળી લેજો ગુરુ! નિત્યે ભૂલીશ ન આપનું નામ; મને૦

---

## इष्टविरह पामेली वृत्तिना उद्गार.

### પદ ૧૫૬.

હું તો પ્રેમની પ્યાસી, પ્રીતમના દર્શને ચાલી,
દેવા દુઃખ વિરહનું નાથ, એક દિન આપીને તાળી,
ગુપ્ત કઇ ઝટ થઇ ગયા, નહિ મૂર્તિ ફરી ભાળી;—
હું સુંદર મૃદુ ચંપાકળી, પ્રિય પ્રાણ મુજ માળી,
મુજને સુકાતી મૂકી, ન સામું——જોયું નિહાળી;—
કોઇએ મુજ પ્રીતમનો પંથ, જોયો હોય કદી હાલી,
દર્શાવી અરે કોઈ મેળવો, હું પ્રીતમની વ્હાલી;—
મુજ પિયુસમીપ હું કહીશ, આણે ભાળ તમ આલી,
કહી એમ કરીશ કૃતાર્થ તેને, શ્રમ ન દઇશ ઠાલી;—
શોષી દેહ કે કરી તપ, હવે આ શરીર ઓગાળી,
કાં તો દેખું છું પિયુ આંખ, કાં તો સ્વરૂપે રહું મ્હાલી,—
જાણું ન નાથ થઇ કરુણાનિધિ, કાં પજવતા ખાલી,

સજની મને વસમી થશે, જેને નિજ કહી પાળી,—
૯ પણ ખરી કે લાવું, પિયુના હાથને ઝાલી,
રંગે હું રમીશ પિયુસંગ થઈને, ઘેલી ને કાની,—
મેં તો પિયુ પાછળ ભટકી, છંદગી વૃથા ગાળી,
એક ન હું તમું ચસું લાવું, અહિયાં પકડી વનમાળી,—
સુખથી હું રહી કર મ્હાઇ, માગી નામ પિયુવાળી
આવી અહિં લેશે મને નિજ અંકમાં ઘાલી,—

---

## हृदयमंदिरमां प्रत्यक्ष थवा इष्टने दीनत्वयुक्त स्तुति.

પદ ૧૫૭. (પિયુજી પીછાનો રે, ધર્મનો પાર એ ચય)

પ્રભુજી ને પધારો રે, અંતરમાંહ્ય
દેવગૃહ મૂર્તિવિના, શૂન્ય જેમ દેખાય,
હૃન્મંદિર મુજ તમવિના, કેવળ ઝાંખુ જણાય—
શું મેં પજવ્યા આપને, જે ત્યજી હૃદયાવાસ,
આથ્યા નાથ! રીસાઈને, માનો મનાવું ખાસ,—
દોષ હોય તો તાતજી! બેસાડી નિજ અંક,
સ્પષ્ટપણે સમજાવીએ, થવાય તો નિઃશંક,—
અક્ષર એક કહ્યાવિના, શું તરછોડી જાઓ,
છેક નમેરા કાં થતા, કંઈક દયા તો ખાઓ—
અરજી મારી સાંભળી, ધારો જરી તો કાન,
વિમુખ કરી ના પરહરો, ઓ પ્રિયતમ ભગવાન!—
આપ જ છો મારા પતિ, આપ માત ને તાત,
બાનક કે દાસીતણી, કાં ન શુણો જરી વાત,—
ભૂલે ગયા અદ્યાપિ પણ, (હવે) આણી દયા દયાળ,
સ્મરણ કરી આ ઝુરતા,—જનની લો સંભાળ,—
જલવિણ સર્પ જીવી શકે, યોગી વાયુવિણ,
આપ પ્રાણપતિના વિના, થઇશ પ્રાણથી હીન,—
રુદન કર્યેથી ના વળ્યુ,—આપી કરૂં પુકાર,
તે પણ જો ન શુણાય તો, મુજ ભાવિ ધિક્કાર,—
અધિકારથી અતીત હે સદ્ગુરુ! આપ ગણાઓ,
(ત્યાં) મુજ સત્તા ન પ્રવેશતાં, મુજપ્રતિ આપ તણાઓ,—

આપવિનાનો હું લહી, જે તે કરે ચઢાઇ,
હું દુર્બલ હારીશ તો, શી તમ રે'શે વડાઇ;—
આપ કૃપાહીન જાણીને, આ જગના સઉ લોક,
જેમ ફાવે તેમ બોલતા, પૂરા મારા ભોગ;—
આપ મને ત્યજવા થકી, સઉ સંપત્તિ ( આપની ) સાથ,—
ચાલી ગઈ મારી પ્રભો, ઉભો ખંખેરી હાથ;—
સંપત્તિહીન જાણીને, જે તે મુજમાં દોષ,
સ્થાપે તે હું કેમ સહું, લડવાનું નથી જોસ;—
માટે હાવે હે ગુરો ! આપ જ થાઓ સહાય,
મુજ હૃદયે જો પ્રકટ રો', તો આ દીનત્વ જાય;—
ક્લેશ તથા બહુ દુઃખથી, હું પીડાઉં અપાર,
'મારો પુત્ર પીડાય છે' એમ લહી કરો વ્હાર;—
દંભતણા કુચા વળ્યા, શિથિલ થયાં મનિમન,
તોપણ નાથ ! થશો નહિ, શું કદી મુજથી પ્રસન્ન ?—
મોમાં તરણું ઘાલીને, આવવા છું તૈયાર,
પણ તમને નીરખ્યાવિના, ક્યાં આવું આ વાર;—
જેમ કહો તેમ હું કરૂં, પણ ઓ સદ્‌ગુરુરાય !
કંઈક એવી કરણા કરો, (જેથી) તમને ઝટ ભેટાય;—
કરગરવું પણ ક્યાં સુધી, કરગરી આવ્યો અંત,
ધારી હવે તો કંઇ દયા, આવો નૃહરિ ભગવંત !—

---

## અંતિમ આદેશ.

૫૬ ૧૫૮. ( શું દઇશ તને જાવા, દુઃખી થાવા; એ લય. )
સઉ નિજ સ્વરૂપે શમજો, (જો) હિત સમજો.
છે એ જ પરમ પ્રાપ્તવ્ય, છે એ અંતિમ ગંતવ્ય,
છે એ જ પરમ અનુભવ્ય, ત્યાં રમજો;—
વિષયોમાં મનમતિ જાય, ત્યાનું સુખ ના સમજાય,
જો વૃત્તિ અન્ય સ્થળ ધાય, મન દમજો;—
જવ સ્વરૂપસમીપ જવાય, માર્ગે જો વિઘ્ન જણાય,
વિધવિધ કાઠિન્ય લહાય, તે ખમજો;—
ધરીને દૃઢ યમનિયમ, કરી ગુરુઉપદિષ્ટ ક્રમ,
પ્રાણને કરવા સંયમ, બહુ ધમજો;—

ટળવા સઉ દોર અપાય, જાજો ઝટ હુલસગમાય,
જોઇ નિમ્ટ નરહરિરાય ઝટ નમજો—
પ્રભુ તમને થાજો સહાય, જેથી ઝટ સ્વરૂપ લહાય,
ઉનતલ સહજ છુટી જાય, તેમ ઘુમજો,—
સઉ વામી વિઘ્નો કનેશ, ઠરી રહો સ્વરૂપે હમેશ
છે એ અનિમ આદેશ, પ્રભુ ગમજો,—

---

## आरंभक याचना.

### પદ ૧૫૯. હોરી

નરહરિ રે, અનુકરન આજ કરણ્યા પ્રસારો,—
  સાધકના સકલ અર્થ સારો,
આપ પ્રભુપદપ્રાપ્તિઅર્થે, માંડ્યો પ્રયત્ન સારો,
યત્નવિષે વીન આપો સફળતા, અશયવિઘ્ન નિવારો,
  ધૈર્યઉત્સાહ વધારો,—
આપ પ્રભુ નિજ વિભૂતિસાથે, આ સ્થળમાંહિ પધારો
દર્શન આપી કૃતાર્થ કરીને, દાખવી અતિ ઉપકારો,
  સફળ કરો અમ જન્મારો,—
કષાય લય વિક્ષેપ રસાસ્વાદ, વળી નવ વિઘ્ન વિદારો,
બ્રહ્મસદનપ્રતિ ગતિ કરાવી, મૂર્ધાંનાશે ઠારો,
  ક્રમનના દન જ્યા હજારો,—
વિષયભોગના તાપથી ઉછળે, આ ચચળ ચિત્તપારો
વિહ્વળતા ધરી અહિ તહિ વહેતો, સ્વરૂપરમે ફરી મારો,
  (પછી) જામે રગ જેનો ન્યારો—
ફળનો અનુભવ કરવા ચાતો, આજથી હક અમારો,
કા જે યત્ન અમે આરભ્યો, ફળ દેવાનો તમારો
  હવે છે આ એ વારો,—
જળના પ્રવાહમા વહેતો જેમ, દુર્બલ ઘાસનો ચારો,
પ્રમાદી એવા સાધકને પણ, કૃપાપ્રવાહે ધારો
  વેગથી સત્વર તારો,—
દેનાસઝો સમય જાય છે, નાથ ! જરીક વિચારો
દીધુ એગલુ દેવુ ઓછુ, એ પ્રભુ નિયમ સભારો,
  આપનો તો શિશુવર્ગ પ્યારો—

---

## साधनोने सिद्ध करावबा श्रीइष्टने विज्ञप्ति.

**પદ ૧૬૦.** ( પ્રેમહીંચોળે પૂરા પ્રેમી હીંચે, એ લય. )

સાધનસિદ્ધિ, નાથ કરાવો,
અહંમમબુદ્ધિ, સ્વરૂપે ઠરાવો.
મેળવવા યોગ્ય, આપને જાણ્યા;
વેદ ને અનુભવીએ, તમને વખાણ્યા,
કેડ કસી છે, લેવા લ્હાવો; સાધન૦
અગમ્ય અગોચર અન્યને રહેતા,
અધિકારી પણુ, પ્રત્યક્ષ લહેતા,
આશ વસી એ, સફલ તે થાઓ; સાધન૦
આપને જેવા, સાધન માંડ્યાં,
ટાળજો આવે, વિઘ્ન જે આડાં,
આઘા ખસીને, હવે ના જાઓ; સાધન૦
રમવા માંડી, સંતાકુકડી,
પણુ અમ ઉરમાં, તે થઈ કૂડી,
હાવે હસીને, રમત પતાવો; સાધન૦
ગુપ્તપણે તો અમને, ત્યજી ન શકયા છો,
ભીતરમાં તો, આપ વસ્યા છો;
વેગે ધસીને, દષ્ટિએ આવો; સાધન૦
બાલક ઢીંગલીને રાજા જાણે;
તુચ્છ પ્રયત્ન સર્વ, ઉચ્ચ પ્રમાણે,
તેમાં કસીને, દુઃખી ન બનાવો; સાધન૦
સાધનકેરૂં નિમિત્ત જો માગો,
દઇએ યથાશક્તિ, આપના લાગો,
અમપર વરસીને, વિરહ વિલાવો; સાધન૦
વિયોગ આટલા દિનનો આપો,
તે બદલે નિત્ય નિજપદ સ્થાપો,
હૃદય રચીને, ( ત્યાં ) આપ સુહાવો; સાધન૦

---

## जीवभावापन्न वृत्तिपत्नीनी स्वरूपपतिप्रति प्रार्थना.

**પદ ૧૬૧.** ( ગગને તુજ નિલયનમાં વસજે, હે પ્રિયપંખી, એ લય. )

વરજો ચોરીમાંહિ આવી, મોહન મા...:.....રા,

સહજે સુંદરીને સોહાગી, ચિત્ત હરના......ગ.
લગન ગગનમાં છે થતાં, જ્યાં નિત્ય થાતા નાદ,
દિવ્ય પરિમલ જ્યાં વહે, જ્યાં છે મોહક સ્વાદ,
લગ્નની ચોરી ત્યાં બંધાવી; મોહન૦
ગંગાનદીમાં નાહીશું, કરીશું અમૃતપાન,
મધુર સુકોમળ કમળ છે, આપણું શય્યાસ્થાન,
રમશું ત્યાં રમગેલ જમાવી; મોહન૦
દૈવી ભોગો ભોગવી, ફરશું મસ્ત કર સ્હાઇ,
છાયા ઉર આનંદના, રંગે જશું ભોળાઈ,
સુખપરિસીમા દઇશું લાવી; મોહન૦
મનહર મુરલી છેડજો, સાથે ગાઈશ ગાન,
કરીશ લૌકિક નૃત્ય હું, તમમાં બની ગુલતાન,
રહીશું વિશ્વ સમગ્ર નચાવી; મોહન૦
અનુભવમોજો માણશું, કરી સ્વરૂપે સંબંધ,
જ્ઞાનપુંજ પ્રકટાવતાં, થઇ રહીશું અમંધ,
જે સ્થિતિ મુખથી કદી ન વદાવી; મોહન૦
નિજ સ્વરૂપસંપર્કમાં, થાતાં યોગારૂઢ,
અચલ ખુમારી પ્રકટશે, અકથ્ય અલક્ષ્ય નિગૂઢ,
જેની સ્તુતિ ના કોથી થાવી; મોહન૦
મનગમતાં સુખ ભોગવી, થઇશું એકાકાર,
તમમાં હું, હુંમાં તમે, જલમાં જલ શમનાર,
કોને ઉભય ન શકશું બનાવી; મોહન૦
પરિણામે તો પહોંચશું, ઉડી શુદ્ધ જ્યાંય,
અન્યભાવ પામી જતાં, શમશું નિર્ગુણમાંય,
આત્મૈકયે ભાન વિલાવી; મોહન૦

---

## શુદ્ધ વિચાર સેવનાર સાધક દુર્લભ છે.

૫૬ ૧૬૨. ( આજે એવો સાધક ક્યાંથી, એ લય )
આજે એવો કોણ વિવેકી હિતપ્રદ શુદ્ધ વિચારે, બળ વધારે.
ક્રોધનાં, ઈર્ષ્યાના, ચિંતાના, ભીતિના, ખોટા વિચાર વિસારે,—
દ્વેષના, મોહના, લોભના, સ્વાર્થના, દ્રોહના કોણ નિવારે,—
જે જે પ્રતિક્ષણ બળ નિજ હરે, ખોટા વિચાર વિદારે;—
સપ્ત ધાતુ તથા મનબુદ્ધિ પ્રાણને, દુષ્ટ વિચાર સંહારે,—

શુદ્ધ વિચાર જે અધમ જીવોને, લાવે આ ભવને કિનારે;—
દુર્બલ જીવને શિવપદે સદા, શુદ્ધ વિચાર જ ઠારે;—
તત્ત્વવિચાર છે શુદ્ધ વિચારો, વિષયચિંતન સદા મારે;—
પ્રેમના, શુભના, દાનના, ધ્યાનના, વિચારો સર્વાર્થ સારે;—
ભક્તિના, મુક્તિના, જ્ઞાનના, હર્ષના, સુખ અપાવે અત્યારે;—
વિષ્ણુ હું, શિવ હું બ્રહ્મ હું, આત્મા હું. સેવે એ અખંડ ધારે;—
ઇષ્ટ છે મારા ને ઇષ્ટનો હું છું, એવાં કો વેણ ઉચ્ચારે;—
નિર્ભય નિ:શંક સચ્ચિત્ સ્વરૂપ હું, સઉ કરૂં ઇષ્ટઆધારે;—
સર્વજ્ઞ સર્વશક્તિમાન્ હું છું, જન્મમૃત્યુ નથી મારે;—
જે જે ઇચ્છું તે મેળવું શેષ ન,—મારામાં ઇચ્છા લગારે;—
નરહરિસરખા છે સ્વામી મારા પછી, દૈન્યદુ:ખો જખ મારે;—

---

## चिंता त्यजवा जीवने प्रबोध.

**પદ ૧૬૩.** ( રે મરી જાવું છે માયા મેલી, એ લય. )

હે જીવ સર્વ તું ચિંતા મેલી,
વ્યર્થ અહં ધરી ચિંતા સેવ્યે, બુદ્ધિ થઇ તુજ મેલી,—
ચિંતાતુર થઇ રહેવામાં, ખોઈ આયુષધનથેલી,—
ચિંતા ધર્યેથી કાંઇ ન રળશે, મળશે ન સુખની અધેલી,—
દુ:ખદારિદ્ર ભય આદિ ફળને, ઉપજાવે ચિંતાવેલી,—
હૃદયવાડીથી કાઢી ચિંતાખરસાણી, વાવ નિર્ભયતાચમેલી,—
હું ન કરૂં તો બગડી જશે બધું, મેલી દે ચિંતા એવી ઘેલી,—
પ્રભુના ખોળામાં તું ખેલે, ત્યાં રહી નિર્ભયતા રેલી,—
ચિંતાઝુંપડી બાળી બાંધ તું, ઉર નિર્ભયતાહવેલી,—
ધીંગો ધણી તુજ નિકટ વસે છે, કાં ન દે ચિંતા ધકેલી,—
નિર્ભય પ્રભુપદમાં શમી રહેજે, ચિંતાથી વૃત્તિ સંકેલી,—
ચિંતા ત્યજી સદ્ગુરુને સેવ્યે, મળવી મુક્તિ અતિ સહેલી,—
સર્વ કાર્ય તુજ સહજ સુધરશે, પ્રભુપદે ચિંતા દઇશ ઠેલી,—
નિશ્ચિંત થઇ પ્રભુશરણે રહે તું, જીત થશે તુજ પહેલી,—
તુજ નિયામક પ્રભુને જાણીશ, રહીશ અગમ્ય ખેલ ખેલી,—
ગુરુ ગ્રહી નિર્ભય થાતાં તુજને, દુ:ખો કરશે નહિ છેલ્લી,—
ઉપેન્દ્ર પ્રભુને ભાવે ભજતાં, કોના થયા નથી બેલી ?—

---

## इष्टश्रीनुं अपरिमित वात्सल्यनिवेदन.

पद १६४.

અહાહા ! સદા પ્રભુ પ્રકટ રહો છો,
  અમારાં કષ્ટો દહો છો;— સદા૦
અમિત કૃપાદૃષ્ટિથી અમપ્રતિ, હે ગુરુ ! આપ જુઓ છો,
દીન મુખ કરીએ કદી તમપ્રતિ, આંસુ અમારાં લુહો છો,
  દોષ અમ ઉરના ધુઓ છો;—
દોષ છતાં નિજ તમને કહીએ, કટુ વચનો તે સહો છો,
આપનો બોધ વિસારીએ તોપણ, ઉર નવ આપ લહો છો,
  દયાલુ એવા તમો છો;—
જેમ જેમ તમને વિસરીએ તેમ, અમને અધિક ચહો છો,
હાથે કરીને દ્રહમાં પડીએ, આવી ત્યાં હાથ ગ્રહો છો,
  જ્યાં ત્યાં નિત્ય નિકટ જ હો છો;—
અનુચિત પથે પળીએ તોપણ, રક્ષવા પાછળ વહો છો,
શિક્ષા દઈ કે ક્રોધ કરીને, અક્ષર એક ન કહો છો,
  ન કદીએ જરીએ દમો છો;—
અનંત ઉપકારો ક્યાં સ્મરીએ, જે કીધા ને કરો છો,
જોઇએ તેથી પણ અધિકું દઈ, અનુગ્રહ આણી વરો છો,
  કૃતઘ્નને આપ સ્મરો છો;—
પામર વિષયીસરખા જીવ આ, તેની સમીપે વસો છો,
આશ્રય આપનો યાચે ન તોપણ, તદર્થે કેડ કસો છો,
  કદી ના અમને કસો છો;—
સહજ પ્રયત્ન કદી કરીએ તો, દઇ ફલ અધિક હસો છો,
અમો ન આવીએ આપપ્રતિ પણ અમપ્રતિ આપ ધસો છો,
  હૃદયનું તિમિર ભુસો છો;—
ગુણાનુવાદ પ્રભુના ગાવા, આજ સમય આપો છો,
પ્રમાદી થઇ તે વ્યર્થ વીતાવીએ, તોપણ ના શાપો છો,
  હૃદય ઉલટા ચાંપો છો;—
યોગ ભોગ ને મોક્ષ અનવધિ, જે જોઇએ તે દો છો,
તાપ ત્રિવિધ ને વિઘ્ન અમારાં, આપ સદા હરી લો છો,
  નૃહરિ આપ ધન્ય અહો ! છો;—

---

## श्रद्धान्वितने सर्व सुख प्राप्त थाय छे.

### पद १६५.

અંતરમાં જેને શ્યામ સાચો, તેને ન ઉની આંચો,
આ વિશ્વે કદી આવતી,
અંતરથી જેનો ભાવ કાચો, તેને જ જ્યાં ત્યાં ધાંચો,
આ વિશ્વમાં ફસાવતી;
મુજમાં વિરાજે નિકટતમ, મુજ હિતસ્વરૂપ આત્મા સદા,
ઉર ધારી એ નિશ્ચય વહે, વિશ્વે ન પામે આપદા;
હું ભિન્ન છું આત્માથકી, સંશય ઉરે એવો ધરે,
તે પામતો જ વિનાશ પરિણામે નહિ ઝટ ઉદ્ધરે,
સંશય, હિતપ્રાપ્તિમાંહી ખાંચો, શાસ્ત્રો પુરાણ વાંચો,
એ શાખ શ્રુતિ પુરાવતી:—
ઐહિક આમુષ્મિક વિભવ જે જોઇએ જે જે ક્ષણે,
વિણવિલબે આપે સતત, ચિંતા હવે શી આપણે;
સાવધ રહી ક્ષણ ક્ષણ પ્રભુ, મુજ ઉન્નતિને સાધતા;
સન્માર્ગમાંહિ સ્થાપીને વળી મુજસ્વરૂપે સાંધતા.
એવા સન્નિશ્ચયમાં રાચો, સંશયને દઇ તમાચો,
તો પીડ કદી નાંવતી;—
હું પુત્ર છું એ પ્રભુતણો, હું શિષ્ય છું પણ તેમનો,
કરિ ધરી ઉર વહેમનો, કેમ દ્રોહી થઉં હું એમનો.
જે સૂક્ષ્મ આત્મસ્વરૂપ આ સહુ વિશ્વમાં વ્યાપી રહ્યું,
તે સ્વરૂપ કેરૂં સ્થૂલરૂપે, અભિવ્યક્ત આ પુતળું થયું,
નિશ્ચય ધરી એ હર્ષે નાચો, સુધર્યો બધા સાંચો,
લો તૃપ્તિ મન ભાવતી,—

---

## साधकनुं साधकत्व साधनोने साधवामां ज छे.

**પદ ૧૬૬.** ( હે મન તું હરિને સંભારને, એ લય. )
સાધન સાધુ ! સંભારજે, દઈશ જરી ન વિસારી;
સાધન વિસરી જતાં તું લો, જઇશ સઘળું હારી, સાધન०
સાધન કરવામાં રહી, તુજ સાધુતાપદવી,
સાધનમાંથી ટળી જતાં, સાધુતા તુંમાં ન થવી; સાધન०

જે જે સત્તા આ વિશ્વમા, મહામગળવતી કહાવે,
તે નિજ સાધનમગળથી, ઉરમા બળ લાવે, સાધન૦
યમનિયમાદિ સાધીને, ચિત્તવૃત્તિ રોધી,
સયમમાહિ પ્રવેશજે, ટાળી લક્ષ વિરોધી, સાધન૦
ગુરુઉપદિષ્ટ જે સાધનો, તે જ સર્વાર્થ સાધે,
અધિક અધિક સુખ આપતા, અધિક અધિક આરાધે, સાધન૦
સાધન રૂડા સેવવા, તને દેહ છે આપ્યો,
તેથી વિષયસુખ ભાગની, વ્હોર ઉદ્વેગ ન પાપો સાધન૦
વિષય રહ્યા જે આ વિશ્વમા, નથી તારે કાજે,
નિર્વિષય આનદ જે, તે જ અહીં સુખી થાજે, સાધન૦
વૃક્ષઉપર પુષ્પ શોભતુ, તેવુ શોભ ન નીચે,
સાધનસ્થિતિમા તુ શોભતો, તેવો શોભે ન બીજે, સાધન૦
હિમગિરિશિખરનિવાસિ ! તુ, આવ હેઠો ન પાછો,
યત્નથી ઉચે વાધજે, નીચે માન ન ઝાઝો, સાધન૦
વિષયસુખો સુખશિખર ના, એ તો નિકૃષ્ટ ભૂમિ,
તેમા ન પાડો આવતો, વિષયાતીતમા ઘુમી, સાધન૦
વિવિધ વિષય લલચાવતા, તુજપ્રતિ છો આવે,
કેડ કસી તુ બેસજે, જોજે જરી ન હફાવે સાધન૦
રૂડા ડુગર દૂરથી, વિષયો પણ તેના,
દૂર રહ્યે રૂડા ભાસતા, તેને પ્રીતે ન લેના, સાધન૦
સાધનબળથી જે આવતુ, સુખ વિષયાતીત,
તે જ સાચુ શાશ્વત ગણી, લેવા ધારજે પ્રીત સાધન૦
જગના જન દુખ ભોગવે તેનુ કારણ એ છે,
સુખને દેનારા રૂડા, સાધન ક્યા સાધે છે, સાધન૦
સાધન સાચા સાધતા, કોણ દુખી થયુ છે
તૃપ્તિસુધી પીતા જળ છતા, કોણ તરસ્યુ રહ્યુ છે સાધન૦
અધિક ન કહેવુ જોઇએ, તુ તો સાધક કહાવે
સાધન સાધિ ન સાધકો, (તે) નર થઇ શ્વાન ધાવે સાધન૦
વિષય કરી વીરા વેગળા, આવી સાધનરણમા,
વિજય અનુભવી પામજે, સુખ અવિચળ ક્ષણમા, સાધન૦
સાધનમાત્રમા શ્રેષ્ઠ જે, એવુ સાધન એક,—
તત્ત્વવિચાર તે સાધજે, કરી દ્વૈતવિવેક, સાધન૦
દુ તુ તે જેમા નથી, એવો તત્ત્વાભ્યાસ,

સ્થિર મતિ કરીને સાધજે, હણવા ભ્રમનો ભાસ, સાધન૦
તત્ત્વવિચારની દૃઢપણે, થાતા ઉરમા અધીતિ,
ઉપેન્દ્ર સચ્ચિત્ સ્વરૂપની, જ્યા ત્યા થાશે પ્રતીતિ, સાધન૦

---

## ભક્તિની પરિણામઅવસ્થાના ઉદ્ગાર.

### પદ ૧૬૭.

ભક્તિનુ મને લાગ્યુ તાન, લાગ્યુ તાન, લાગ્યુ તાન રે,
ભૂલુ હુ જેથી દશ્યભાન, દશ્યભાન, દશ્યભાન રે
જેને વખાણે શાસ્ત્રો, અનુભવી ભક્તજનો,
ગાય જેને યોગી યતિ બુદ્ધિમાન્, બુદ્ધિમાન્, બુદ્ધિમાન્ રે,—
જે રે ભક્તિથી થયા, અધમ અગમ્ય જનો,
જેને સેવ્યે મળે સાચુ બ્રહ્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન રે,—
સર્વની ત્યજી આસક્તિ, ધારી મે પ્રભુની ભક્તિ,
પ્રભુ જેના હૃદયમા ધર્યુ ધ્યાન, ધર્યુ ધ્યાન, ધર્યુ ધ્યાન રે,—
ભક્તિવશ થઇ પ્રભુ, હૃદયે પ્રકટ થયા,
પ્રભુ હવે દેખુ હુ તો સ્થાને સ્થાન, સ્થાને સ્થાન, સ્થાને સ્થાન રે,—
પ્રેમને મે ભક્તિ જાણી, પ્રેમે વશ ચક્રપાણિ,
પ્રેમમગ્ન થઇ રહ્યા ભગવાન્, ભગવાન્, ભગવાન્ રે,—
જેને વશ થવા ઇચ્છુ, તે તો મારે વશ થયા,
જેને ગાઉ તે તો કરે મારૂ ગાન, મારૂ ગાન, મારૂ ગાન રે,—
જેને શિવ બ્રહ્મા વિષ્ણુ,—સરખા સમાન દીઠે,
તેહ નિજ ગણી મને આપે માન, આપે માન, આપે માન રે,—
યાચક હુ હતો તેને, પ્રભુએ સ્વશક્તિ આપી,
સમર્થ કર્યો સહુને દેવા દાન, દેવા દાન દેવા દાન રે,—
અલ્પશક્ત અલ્પજ્ઞ હુ, પ્રભુને ભજીને થયો,
સર્વવિદ્ અને સર્વશક્તિમાન્, શક્તિમાન્, શક્તિમાન્ રે,—
ભક્તિથી હુ સર્વ રચ્યો, ભક્તિથી પ્રભુમા ભળ્યો,
માગે જયકાર જ્યાં ત્યાં શુણુ કાન, શુણુ કાન, શુણુ કાન રે,—
નૃહરિપ્રભુભક્તિથી, મેળવી આ સર્વ શક્તિ,
હરિહસ બન્યો, મરી જીવશ્વાન, જીવશ્વાન, જીવશ્વાન રે,—

---

## सर्वार्थप्रद इष्टने निरंतर समीप जाणी शोकभयने त्यजवो ए ज योग्य छे.

**પદ ૧૬૮.** ( સુનીતિ સઘળી છોડી દઇને, એ લય. )

સર્વાર્થપ્રદઇષ્ટસમીપે વસીને, વીરા ! કાં થાઓ ઉદાસ.
ભાવથી યાચશો આપશે તે એ, અચલ ધરો વિશ્વાસ.
જગમાં દુષ્ટજનોતણો, પ્રભુ ચલવે વ્યવહાર,
તો તમ સરખાનો પછી, કાં ન ઉપાડે ભાર;
ચિંતા મુકી ત્યજી અન્યની દીનતા, થાઓ પ્રભુના દાસ,
કોટી કામો મૂકી ધાશે સવેળા, તમ અર્થે પ્રભુ ખાસ; સર્વાર્થપ્રદ૦
મૂક અંધ વળી બધિરને, આપે પ્રભુ વિણહાથ,
અશક્તને પણ પાળતા, એ વિશ્વંભર નાથ.
દેવોને અમૃત, મનુષ્યોને અન્ન, આપે પશુને ઘાસ,
તો પછી તમને ન દેશે એવો, આણો કાં હૃદયે કયાસ; સર્વાર્થપ્રદ૦
અજામિલાદિ પાપીને, પણ ઉદ્ધારે ઈશ,
તમને કાં નહિ તારશે, ધરતાં ચરણે શીષ.
જાણો જે પાપી અને પુણ્યવાન્‌ના સહાયક છે અવિનાશ,
અધમઉદ્ધારક, સર્વાર્થસાધક, નાથ ન કરશે નિરાશ, સર્વાર્થપ્રદ૦
ધનવૈભવ ને કીર્તિ કે, માગો વિષયવિલાસ,
અથવા જે જે ઇચ્છશો, પ્રભુ પૂરશે આશ.
નિજપદ માગતાં આપી દે એવો, જેનો ઉદાર અભ્યાસ,
શીર્ષ લહી તેવા ઇષ્ટ પ્રસન્ન રે', ના બનો નાસીપાસ, સર્વાર્થપ્રદ૦
પિતાપુત્ર બંધુ તથા, સાચા મિત્રસમાન,
ચાકરસરખા પણ થશે, તમ અર્થે ભગવાન્.
આવા દયાનિધિકેરી છે સન્નિધિ, શો પછી તમને ત્રાસ,
શું થશે મારૂં એ છોડી વિચારને, પામો ઉરે ઉલ્લાસ; સર્વાર્થપ્રદ૦
રેતીમાં પણ ચલવશે, નાવિક એ તમ નાવ,
નિજ પીઠઉપર સાંખશે, તમપ્રતિના એ ઘાવ.
સંશય ભાગીને, શ્રદ્ધા ન ત્યાગીને, જોજો હૃદયઅવાસ,
માગ્યું દેતા એવા, દાતા રહે ત્યાં, દાખવી પૂર્ણ પ્રકાશ; સર્વાર્થપ્રદ૦
મળે ન માગ્યું જો કદી, તો શ્રદ્ધાની કચાશ,
છે શ્રદ્ધા તો જાણવું, ન્યૂન ધૈર્યબલ ખાસ.

ધૈર્યને ધારીને, શ્રદ્ધા વધારીને, રટજો શ્વાસોશ્વાસ,
દેવને દુર્લભ નરહરિ લહેજો, પ્રકટ સદા તમ પાસ; સર્વાર્થપ્રદ૦

## स्वरूपसाक्षात्कारवान् दृत्तिना उद्गार.

પદ ૧૬૯. ( મીરાંને પૂર્વ જન્મની પ્રીત રે, એ લય. )
રે, હ્રદયમાં ઉદય થયો છે સ્વપ્રકાશ રે, થયાં છે અજ્ઞાનઆવરણો
વિનાશ રે, આત્મજ્યોતિ નિહાળી.
ઘટમાં ભાળ્યો વ્યાપક અવિનાશ રે, છુટ્યા જન્મમૃત્યુકેરા પાશ રે, આત્મ૦
હું તું તે એ કરી હતો, ભેદતણો જે ભાસ;
હુંમાં તે સઘળો શમ્યો, સઘળું નાણ્યું છે સ્વરૂપવિલાસ રે; આત્મ૦
જાગી જોયું અંતરે, નાંખી દૃષ્ટિ બાહ્ય,
અંતર બાહ્ય સકળ સ્થળે, એક ચિન્માત્ર આત્મા લહાય રે; આત્મ૦
ભ્રાનિરૂદ્ધિ દોષ એ, હવે નથી મુજ માંહ્ય,
અજર અજન્મા અમર હું, હું જ અદ્રય અનંત અમાય રે; આત્મ૦
મુજને ગ્રંથિત્રય નથી, મુજમાં નથી ત્રણ ગુણ;
દેશકાલવસ્તુ નથી, હું તો પ્રત્યક્, સાક્ષી નિર્ગુણ રે; આત્મ૦
મુજને વિધવિધ રૂપમાં, પ્રકટ થતો હું જાઉં,
હું મુજ સાથે ખેલતો, મુજને પામું, હું મુજને ખોઉં રે; આત્મ૦
સ્વસંવેદ્ય અનુભવ લહી, થયો અનુભવી રૂપ,
જોવું જાણવું શમી ગયું, હુંમાં બોલું હું, હુંમાં થાતો ચુપ રે; આત્મ૦

## अंतिम प्रार्थना.

પદ ૧૭૦. ( કરદ્રય જોડી પ્રભુ પુલકિત હ્રદયે, એ લય. )
શાંતિપ્રદાતા, હે દીનબંધો ! આપનો જયજયકાર,
અશરણશરણ ! સકલ સાધકના, આપ જ પ્રાણાધાર;—
રક્ષક લહી પ્રત્યક્ષ આપને, કરીએ હર્ષતણા પોકાર,
એ સમ બીજા કોઇ નિમિત્તે, હર્ષ ન ઉપજનાર;—
કૃતાર્થ આજ થયા કરી દર્શન, ધન્ય થયા આજે અવતાર,
કોટિ જન્મનાં પુણ્યો પ્રકટ્યાં, તરી ઉતર્યા સંસાર;—
રહ્યું યાચવાસરખું શું જ્યાં, લહીએ આપની કૃપા અપાર,
યાચકપણું યાચકનું આપે, આજ કર્યું સંહાર;—
પ્રભુને સ્મરતા જગમાં જે જે, તેને તે ન કદી ત્યજનાર,

આદિઅનાદિ એ નિશ્ચયને, અનુભવીએ આ વાર;—
ખોટા કાચતણો કટકો પણ, સૂર્યપ્રકાશે ઝગઝગનાર,
થનાં પરાવર્તન બીજાપર, તે પણ પ્રકાશનાર;—
આપકૃપાથી તેમ અમે સઉ, આપસમાન થયા સુખસાર,
અમ સરખાનો આશ્રય લે, તે પણ તમસમ થાનાર;——
લૌકિકમાં જેમ સત્તાધીશના, સેવક પ્રતાપ દાખવનાર,
આપકૃપાથી આપ થકી પણ, અધિક અમે બનનાર;—
આપઅનુગ્રહ શું નથી કરતો, જડને ચેતનરૂપ કરનાર,
એ અનુગ્રહને પામી હાવે, અમે ન ભય ધરનાર;
આપ ગુણો ગાવાવિણ અમને, નથી કર્તવ્ય હવે તલભાર,
હરતાં ફરતાં હરઘડી સ્મરતાં, તમપદમાં શમનાર;—
વાણી વદજો આપ ગુણોને, દર્શન નેત્ર કરો સાકાર,
ચિત્ત ચિંતજો સંતન આપનું, સ્વરૂપ નિરાકાર;——
આપનિમિત્તે ભલે થાઓ આ, શરીરવિષે પ્રભુ ઘાવ હજાર,
અથવા આપતણી ઇચ્છાથી, ભલે ટકો યુગ ચાર;—
મન બુદ્ધિ ને ઇન્દ્રિયવૃત્તિ, તમવિણ ગત્ય જુઓ વ્યવહાર,
પુત્ર કલત્ર વિભવ ધન આદિ, તમ સમીપે નિ:સાર;—
દેવાને દષ્ટાંત અન્યને, નાંખો અગ્નિતણે સંભાર [1],
અથવા વહેરો આ મસ્તકને, મૂકી કરવતધાર;—
કસોટી કોટિ કરો તોએ પણ, આપ ચરણથી નથી ચળનાર,
સાધકપતંગપાંખોપીંખો, પણ તમમાં બળનાર;— -
ભલે દેશને કાજે પ્રેરો, શસ્ત્ર દઇને રણમોઝાર,
ડગલું પણ પાછા કેમ હઠીએ, જ્યાં છે આપની વ્હાર,—
અમદ્વારા જે કરવા ધારો, તે કરવાને અમે તૈયાર,
પાછી પાની કરીને શાને, બનવું પડે ગમાર;—
આપતણે વશ શ્રેયસ્સાધક, આપ અમારા હેમાહાર,
વક્રદષ્ટિ પણ કરવા અમપ્રતિ, મૃત્યુના શા ભાર;—
કષ્ટ નષ્ટ કરજો ભારતનું, ઇષ્ટ આપ દુઃખો દળનાર,
જ્ઞાન લક્ષ્મી યશ સ્વાતંત્ર્યેથી, રહો પૂર્ણ નરનાર;—
પરિણામે પ્રભુ એ જ યાચીયે, સુખનો પ્રસરો પારાવાર,
પ્રાણિમાત્રનું નૃહરિ કરો હિત, એ અંતિમ ઉચ્ચાર;—

---

૧ ઢગલો.

## आवाहन तथा स्तुति.

**પદ ૧૭૧.** (જગન્નાથ ધ્રુપત પત રાખી; એ લય.)

નૃસિંહેશ! જય જય અવિનાશી, સુખરાશિ,
જીવત્રાતા, જનિમૃત હરનારો,
હરિહર! જનિમૃત હરનારા;
જીવાત્મા પરમાત્મા આપ જ; આ........
ઘટ ઘટ વ્યાપી સાધકહૃદયે રમનારા,
હરિહર હૃદયે રમનારા,—
પ્રકટ આજ સઉ નિકટ થઈને,
હસ્ત મસ્તકે સ્થાપી દઈને,
પ્રસન્નવદને આવો ચહીને,
સ્તુતિવચનનું નિમિત્ત લહીને,
માત્ર પ્રેમને વરનારા.
હરિહર! પ્રેમને વરનારા;———
ધ્યેય જ્ઞેય પ્રિયતમ સાધકના, આ..........
સહજ પ્રયત્ને સઉપર પ્રસન્ન રહેનારા,—
હરિહર! પ્રસન્ન રહેનારા, —
(જે) દુર્લભ ઋષિમુનિ દેવ સકલને,
(કોઇ) પાર પામે નવ આપ અકલને,
પણ પ્રકટો સાધક દુર્બલને,
થવા સર્વનાં જીવન સફલને,
(જેને) નિજજન કહેનારા,
હરિહર! નિજજન કહેનારા,—

---

## दुःखनिवृत्तिअर्थे शुं करवुं ?

**પદ ૧૭૨.**

કોઇ શુભ સરેકારી, ધારો આ સુવિચારને રે,
અતિ સુખ સાર, દુઃખ હરનાર, જીવન્મુક્તિને દેનાર, કોઇ૦
જગમાં છે પ્રાસવ્ય, સત્ય પ્રભુપદ પામવું,
જે વિણ નથી અનુભવ્ય, અચલ સુખને આપવું; કોઇ૦
તે અર્થે જ પ્રયત્ન, સાધો જે તે સફલ છે,
એ વિણ વિધવિધ રત્ન, કાચથકી પણ અધમ છે; . કોઇ૦

તે મેળવવા કાજ ઉપાય જો ના આદર્યો,
મહા વિભવ કે રાજ, પામ્યા તેથી અધિક શું ! કોઈ૦
પ્રભુપ્રાપ્તિવિણુ કાંઇ, સાચું સુખ ના આપતું,
જલને છણતાં ક્યાંહિ, નવનીત નીકળ્યું છે શુણ્યું ? કોઈ૦
કરવા પ્રભુ પ્રત્યક્ષ, પ્રબલ પ્રયત્ને વાધજો,
લહેશો નિજ સમક્ષ, ત્રિભુવનના પતિ શ્રીપતિ, કોઈ૦
થઇને સાધક ધીર, પાછા પડો ન યત્નથી,
શું રહેશે તમ હીર, જો ડગીયા નિજ ધર્મથી, કોઈ૦
છાંડો સઉ વ્યવહાર, કરો વિષયને વેગળા,
ત્યજો જગતનો પ્યાર, છોડો મમત્વ સર્વથી, કોઈ૦
કરશો ના કશું અન્ય, છાંડો વાતો સુખતણી,
જોવા પ્રભુ અનન્ય, કસો કટિ આગ્રહ ધરી, કોઈ૦
કરતાં શુભ પ્રયાસ, ભલે શરીર પણુ પડી જતું,
વિધવિધ દુઃખના ભાસ, જણાય પણ ડગવું નહિ, કોઈ૦
હામ ન હારો વીર, ચિત્તવૃત્તિને સ્થિર કરી,
ઉતરો હૃન્મંદિર, ઇષ્ટ જાપને જાપતા, કોઈ૦
કોશાતીત સ્વરૂપ, નરહરિ પ્રભુનું અંતમાં,
ભાળો સરૂપ અરૂપ, પછી ન રહે કાંઇ ભાળવું, કોઈ૦

---

## अनाहतध्वनिश्रवणसमयना वृत्तिना उद्गार.

પદ ૧૭૩. (દાણા માગે રે, એ લય, )

હાં રે હું તો જાગી રે, હું તો જાગી.
હાં રે હૃદયવાટિકામાં વાંસલડી વાગી રે;—
હાં રે જોયું આમતેમ પહેલાં મેં જાગી,
હાં રે દિવ્ય નાદની ન ભાળ પ્રથમ લાગી રે;—
હાં રે ધ્વનિ ક્યાંથી આવ્યો તે મેં ન ચીધ્યો,
હાં રે દૂર છતાં મારો અણુઅણુ વિંધ્યો રે;—
હાં રે મેં તો જાણ્યો એ કૃષ્ણુ કુંવર કહાનો,
હાં રે ગાંડીઘેલી કરે ગોપી, છતાં નાનો રે;—
હાં રે હું તો નાદમાંહિ મારૂં ભાન ભૂલી,
હાં રે હું તો મુરલીના ધ્વનિમાં રહી ફુલી રે;—
હાં રે કાળા કાબરી વાંસળી છે તો,
હાં રે તોએ 'અચરજ પમાડે અનિ એ' તો રે;—

હાં રે મને મુરલીએ પરવશ કીધી,
હાં રે જાણે અધર આકાશે મને લીધી રે;—
હાં રે જાણે સુખના સાગરમાંહિ ખેલું,
હાં રે કૃષ્ણબંસીએ કીધું મન ઘેલું રે;—
હાં રે મોટા મોટા ઋષિમુનિયોગી,
હાં રે પરમહંસ પણ બંસીનાદભોગી રે;—
હાં રે પીયૂષપાનથકી લાગે અધિક મીઠી,
હાં રે ધરે ઓષ્ઠે પણ થાય ના અજીઠી રે;—
હાં રે જોયું વ્હાવરી બની મેં ચારે પાસે,
હાં રે કપટી કૃષ્ણ દૂર ઉભો ઉભો હાસે રે;—
હાં રે મને અંતરઉમળકો અતિ આવ્યો,
હાં રે કોટિ કામજેવો કૃષ્ણ મને ભાવ્યો રે;—
હાં રે હું તો દોડીને ભેટી તેના અંગે,
હાં રે મને રાસમાં રમાડી તેણે રંગે રે;—
હાં રે હું તો મહાલું સંયોગના આનંદે,
હાં રે હું તો ફસાઈ ગઇ પ્રેમીના ફંદે રે;—
હાં રે કૃષ્ણ કૃષ્ણ કે'તાં મસ્તીમાં હું આવી,
હાં રે તે જ ક્ષણે કૃષ્ણે કૃષ્ણમાં સમાવી રે;—

---

## तपश्चर्या साधवानी दृढ प्रतिज्ञा करनार वृत्तिना उद्गार.

**પદ ૧૭૪.** ( પ્રતિજ્ઞા આજ મેં ધારી, એ લય. )

તપશ્ચર્યાં આજ હું સાધું, અંતરબાહ્ય ઇષ્ટ આરાધું રે.
પૂર્ણ એવો નરદેહ આ પામી, કીધું ન તપ કરી ઉગ્ર,
ધિક્ક જીવ્યું પીધું ને ખાધું; તપશ્ચર્યાં૦
ધ્રુવસરીખા બાળકે કીધા, ઇષ્ટને નિજ અધીન,
હું પણ નાતો નાથથી બાંધું; તપશ્ચર્યાં૦
ધરણી ધ્રુજાવું ને પ્રાણ સ્તંભાવું, ડોલાવું દશ દિક્પાળ,
દૃષ્ટિથી નહિ જે ખમાતું; તપશ્ચર્યાં૦
ઇંદ્રાદિ દેવોમાં આણ વર્તાવું, કંપાવું હું બ્રહ્માંડ,
સાચું આજ ઇશત્વ લાધું, તપશ્ચર્યાં૦
શેષ ચળાવું, સિંધુ ખળભળાવું, ધ્રુજાવું ચૌદે લોક,
ધરૂં કરે ખડ્ગ, ન કાતું; તપશ્ચર્યાં૦
પાપી અસુરોને ભીતિ પમાડું, સંતન સેવી પ્રયત્ન,

કરૂં ચિત્ત હરિગુણ ગાતું; તપશ્ચર્યા૦
અચલ આસન કરી બેસું નિશ્ચયથી, લેશ ડગું ન કો કાળ,
મનપ્રાણ ઇચ્છથી સાધું; તપશ્ચર્યા૦
પ્રમાદઆલસ્ય અળગાં કરીને, દઢતાથી સાધું નિરોધ,
મોહાદિને ઉરમાંથી બાધું; તપશ્ચર્યા૦
આધારચક્રથી આરંભીને કરૂં ઊર્ધ્વ પ્રદેશે પ્રયાણ,
બ્રહ્મરન્ધ્રપર્યંત વાધું; તપશ્ચર્યા૦
વિકલ ન થાઉં નિહાળીને વિઘ્નો, આણી અધિક ઉત્સાહ,
ગ્રહું તપનું ફલ સ્વાદુ; તપશ્ચર્યા૦
જયજયકાર જમાવું દશેદિશ, આણું પ્રભુને પ્રત્યક્ષ,
નિહાળી નૃહરિ બનું સાધુ; તપશ્ચર્યા૦
નરહરિસદ્‌ગુરુકરણાથી મેવું, યત્ન અતુલ હું આજ,
ન કાર્ય કઠિન, એ સાદુ; તપશ્ચર્યા૦

---

## सद्‌गुरुना शरणने प्राप्त करनारने ज यथार्थ ज्ञान थाय छे.

**પદ ૧૭૫.** ( કોઇ સંત વિરલે જાણીયું રે, એ લય. )

કોઇ ગુરુગમી વિરલે જાણીયું રે, જેને જાણે ન મોટા જ્ઞાનીયું છે.
ગુરુગમી જન તો સઘળું દેખે, મિથ્યા જ્ઞાની કાણીયું રે, ભાઇ,—
નિજમતિનો જ્ઞાની ફેરવતો, જનમમરણની ઘાણીયું રે;—
ગુરુઆશ્રિતનું નાવ ભવેથી, ગુરુએ હાથે તાણીયું રે;—
જ્ઞાની મુખથી વાતો કરતા, ગુરુગમે અંતર માણીયું રે,—
શાસ્ત્રતણા મર્મો તત્ર સૂઝે, (જન) જણાવે ગુરુ એંધાણીયું રે;—
[1]આપજ્ઞાનીને કાંઇ ન સૂઝે, કોણ દાસી કોણ રાણીયું રે,—
તેથી મોટા ઋષિમુનિએ પણ, ગુરુશરણું જ વખાણીયું રે;—
ભેદ અટપટા કહે ગુરુ તે, જાણે ન પામર પ્રાણીયું રે;—
ગુરુગમી જન પકવાન્ન જમે ને, બીજા ફાકે ધાણીયું રે;—
નિર્ભય ને નિઃશંક રહે જે, ગુરુની શુણતો વાણીયું રે;—
શાંતિ તૃપ્તિ અખંડ લે જેણે, તનમન ગુરુપ્રતિ આણીયું રે,—
અભિમાન ત્યજી ગુરુશરણે રહો, કહેતી મતિ શાણીયું રે,—
ઉપેન્દ્ર ગુરુપદ સેવે તે જન, કરતા સાચી કમાણીયું રે,—

---

૧ પોતાની મેળે જ્ઞાની થનાર.

## दिव्यनादश्रवण.

**પદ ૧૭૬.** ( એક સાંજને સમે ઉભી અટારી, એ લય. )

સ્યામસુંદર પધારે ધીરે ધીરે,
કૃષ્ણ કાલિંદીતણા સુરમ્ય તીરે;
સાંજને સમે મધુર મુરલી છેડે,
વાટ જોતી ગોપીઓને નિકટ તેડે; સ્યામ૦
શુણી ધ્વનિ તે સાવધ થાય, દિશા સાધીને તે પ્રતિ જાય,
જાણે યમુનાને તટ હશે, ત્યાં જઇ જોઇ હરિને હસે,
મેઘ ગગનમાં ગાજી રહ્યો, યમુનાતટ પણ શ્યામ જ થયો,
તે મધ્યે ઘનસ્યામસ્વરૂપ, જોતાં ગોપી થયાં તદ્રૂપ.
સાન કરી શ્યામે પછી, શુણો બંસી રહી દૂર,
એમ વદી ઓષ્ઠે ધરી, કાઢ્યો સુર મધુર;
નાદ અનુપમ પ્રકટતાં, યમુના થઇ ગઇ સ્થિર,
જલચર પ્રાણી સ્થિર થયાં, ભ્તંભી ગયો સમીર; સ્યામ૦
પશુપક્ષી જડજેવાં થયાં, સ્પંદરહિત વૃક્ષો સ્થિર થયાં,
સર્વ ભૂલ્યા નિજ ગતિનું ભાન, સઉનું લાગ્યું મુરલીમાં તાન,
ગોપી જડવત્ થઇ રહ્યાં, ભૂલ્યાં જગતનું ભાન,
આકાશે અટકી પડ્યાં, દેવતણાં વૈમાન.
લોકાંતરમાં પ્રસરીયો, જ્યાં જ્યાં બંસીનાદ,
ત્યાં પણ સ્તબ્ધ બન્યું બધું, સઉને લાગ્યો સ્વાદ, સ્યામ૦
નાદમહિં ગોપીસમુદાય, રસશૃંગારે ભીંજ્યાં ત્યાંય,
ભક્તજનો ભક્તિરસમાંય, શુણતાં સ્વર આ લીન જ થાય.
ગિરિગહ્વરમાં યોગીએ, શુણીયો જે ક્ષણ નાદ,
યોગાનંદ અનુભવ્યો, પ્રકટ્યો ઉર પ્રસાદ.
અકલ ખેલ કૃષ્ણે કર્યો, ક્ષણમાં લહી નિજ ધર્મ,
કૃષ્ણકૃપાપાત્રે લહ્યો, એનો સઘળો મર્મ.

---

## इष्टदर्शनकाले हर्षित वृत्तिनां वचनो.

**પદ ૧૭૭.** ( પ્રભુ શિર ગાજે છે, એ લય. )

એ નાથ આવે છે, મારા જીવનતણા આધાર, એ નાથ૦
ભવાટવીના રક્ષક મારા, જન્મોજન્મનાં સાથ,
દુઃખસમાના શાંતિદાતા, જેનો ગ્રહ્યો મેં હાથ; એ૦

ક્ષણુ ક્ષણુ ઠોકી પીઠ વદે, દે ધૈર્ય અનેક પ્રસંગ,
નિશદિન કહે ઉત્સાહવચનને, બેસાડી ઉત્સંગ; એ૦
વિણઅધિકાર વિચાર્યે સઘળી, પૂરે મારી આડ,
દોષ વિસારી મારા સઘળા, નિજથી લડાવે લાડ; એ૦
વિધવિધ આપે બોધ તથાપિ, તે ન ગુણું હું અજ્ઞ,
ઉન્મત્તાવસ્થામાં મહાલું, મુજ સમ કોણુ કૃતઘ્ન; એ૦
કરૂં ઉપેક્ષા નિજ વચનોની, પણુ નવ ગણુતા તેહ,
અનુકંપા ઉપજાવે અંતર, એ કરુણાના મેહ; એ૦
ભાન ભૂલી ને ક્રોધ કરી કદી, દેતો અઘટિત ગાળ,
પ્રેમવચનસમ તેને ગણીને, ઉલટી લે સંભાળ; એ૦
અનુચિત પંથે પળતો જાણી, ગુપ્તપણે પુઠે ધાય,
અગ્નિના અવસરમાં રક્ષી લે, (જેમ) વચ્છને રક્ષે ગાય; એ૦
ગણી શકે કદી રોમ શરીરનાં, ઉડુગણુ ગણી શકાય,
પ્રકૃતિતત્ત્વના અણુ ગણે કદી, જેમના ગુણુ ન ગણાય; એ૦
અહો પધારો પ્રિયતમ સ્વામી, આપ છો મારા પ્રાણુ,
વિશ્વાબ્ધિમાં હું ડુબતાના, આપ જ સબળું વહાણુ; એ૦
નોધારાના આધાર જ છે, જેમની મારે ઓથ,
નિર્ભય વિચરૂં મુજ સમીપે લહી, નરહરિ જાગતી જ્યોત; એ૦

---

## भवप्रवासमां संगी थवा श्रीहरिने याचना.

### પદ ૧૭૮. (તે તો છેટે નથી, એ લય.)

મારા સંગી થજો, મારા સાથી હજો, ભવના પ્રવાસે હું નિસર્યો.
દીનબંધુ થજો, કરુણાસિંધુ થજો, જોઇ પ્રવાસ હું છું ડર્યો.
પ્રવાસનાં સાધન નથી, એકે મારી પાસજી,
અણુસંગી છું એકલો, આપ સમર્થની છે આશ; મારા૦
સદ્વિચારરૂપી નથી, લીધું ભાતું સાથ જી,
શાંતિજલ જોડે નથી, કેવલ નિરાધાર હું નાથ; મારા૦
પ્રખર મૃત્યુરવિતાપને, જેરવવાનું છત્ર જી,
મારી પાસે છે નહિ, પણુ છો આપ મુજ શિરછત્ર; મારા૦
વિપદ્દવાનલથી નથી, નીકળવા ઉપાય જી,
કરુણાજલ વર્ષાવજો, જેમાં મુકી શકું હું પાય; મારા૦
આધિઆધિભયકંટકો, જ્યાંત્યાંથી ભોંકાય જી,

અનુગ્રહઅમૃતવર્ષાવિણ, કેમ કરી જીવે મારી કાય, મારા૦
આ વિણ વિવિધ વિટંબણા, શુ શું કહુ હું અત્ર જી,
ભવપ્રવાસીના ઉરતણી, સઘળી જાણો છો સર્વજ્ઞ, મારા૦
“ ડરીશ નહિ પ્રિય પુત્ર તુ, હું છું તારી પાસજી,”
નિર્ભયતા દેતા નિકટ, ક્યારે ભાળીશ નરહરિતાત, મારા૦

---

## इष्टने निरंतर निकट जाणनार भक्तनी निर्भयता.

### પદ ૧૭૯ ( હરિ મારે હૃદયે રહેજો, એ લય )

હુ તો મારા વહાલાસગે, હુ તો મારા પ્રભુસગે,
રગે ખેલુ જાણી નાથ, મારે લીલાલહેર છે.
જ્યારીને વિશ્વાસ સાચા સ્વામીકેરા ત્યજ્યો હાથ,
તેને કાળો કેર છે
આવે કોટિ વિપદ તોએ, રક બનીને હારૂ કેમ, મારે૦
વિશ્વને જે પાળે તે તો, કરે મારૂ યોગક્ષેમ, મારે૦
ધનવિભવ કે પુત્રદારા, છોને મુજને ત્યાગે તોય, મારે૦
દુખી થાઉ ન લેશ જ્યા લગી, પ્રભુ મારી પાસે હોય, મારે૦
પ્રભુકેરા સાથ્થ છતા, જેને રહેતા ભયશોક, તેને૦
સમર્થને શિરે જાણે, તોએ દુખે મૂકે પોક, તેને૦
દૈન્ય ભય ને શોક સઘળુ, અજ્ઞાનીને આપે દુખ મારે૦
હુ તો મનથી દૈન્ય ભયને, શોકને પણ જાણુ સુખ, મારે૦
મુજ ઉરે નથી ભેદભ્રાંતિ, દુખસુખ એ ખોટા ભેદ, મારે૦
હુ અભેદપદે વસુ છુ, નિય દ્વૈતનો કરી છેદ, મારે૦
આવે સુખ કે દુખ આવે, મારે ઉરથી તે છે એક, મારે૦
પ્રભુકૃપાથી ભેદ ભાગ્યો, આ યો દુખનો જેથી છેક, મારે૦
પ્રભુપાસા સેવી હુ તો, પ્રભુતુલ્ય બન્યો હાલ, મારે૦
આણી સશય દૂર ભાગ્યા, જેના જેના ભૂરા હાલ, તેને૦
જે ન પ્રભુને જાણે તેઓ, મુજ સ્થિતિ ન જાણે લેશ, મારે૦
નૃહરિસગે હરિ થતા મુજ, ત્યાગો દેશ ને ત્યાગો વેષ મારે૦

---

## स्वरूपोत्थित स्थितिना अनुभवोद्गार.

### પદ ૧૮૦. ( આહા ! વસતે શી ખીલી વનવાડીઓ, એ લય )

રમતા સ્વરૂપે શી આ અનુભવ ઉલટયો, કોણે દર્શાવ્યો કોણે ભાળ્યો રે,
એક છતા હુ અહા ! ભસુ અનેકમા, કોઇસમે કહી ન મને ન્યાળ્યોરે,—

અણુછતું અજાણ્યું અહં થયું, તોપણ નિજપદમાંહ્ય,
રચી સંકલ્પ યથાવિધિ, વિવર્તરૂપે થાય.
અનવધિ આકાશમાં રચ્યું હું રુડા ઘાટ,
સ્થૂલ સૂક્ષ્મ ભેદથી પ્રસારૂં ભલિ ભાત.
સર્વ તે સ્વતંત્ર છતાં, મુજથી અધીન,
મુજથી પર દીસે છતાં, મુજમાં અભિન્ન.
અટપટું એવું બ્રહ્માંડ, વિલાસ મારો રે,
મુજ રૂપ છતાં ધરી ભેદ, દીસે ન્યારો રે,
વર્તે સઘળો વિવર્ત સ્વચ્છંદે રે, જાણે મુજને નહિ કે નિજને નહિ,
રચું ખેલ આ વિધિ હું આનંદે રે, સર્વથી ન્યારો વહી વળી તેમાં રહીં—
શમી શૂન્યે જતાં હું ન જાણું રે, ખેલ રચ્યો કોણે અને ક્યારે, કહીં.

---

## अंतिम अभ्यर्थना.

**પદ १८१.** ( મળજો વિમળ જશ રામને, એ લય. )

સદ્‌ગુરુ દેવ ! આ પ્રણામ, લહેજો અંતરમાંહિ.
સાધકના સાચા આરામ ! રહેજો અંતરમાંહિ.
આંકિલા જેમ વૃષભને, કોઇ ન કરતું કાંઇ,
અંતર આપ પ્રકટ થતાં, પડરિ પીડે નાહિ;—
જે ન જુએ નિજ શરીરને, (તેથી) બીજું શું જોવાય,
અંતરમાં નવ જોઇએ, (તો) બીજે કેમ લહાય;—
પ્રકટ પ્રથમ રહો અંતરે, પછી સઉ સ્થલે જણાઓ,
પરિણામે આ હું વિષે,—પણ આપ જ દેખાઓ;—
ધ્યેય ધ્યાન, ધ્યાતાપણું, હરી કરો તદ્રૂપ,
નિજપદ આપી શિર ધરો, વિશ્વપતિનો ધુંપ,—
ભેદપણું આ આપથી, ઉપજાવે અતિ ક્લેશ,
ભિન્નાસ્તિત્વ જતાં ન રે', સાધકસદ્‌ગુરુવેષ;—
એ દિન સત્વર આણજો, આપવિષે થઇ લીન,
નિજરૂપમાં રમીયે સદા, પડતાં કદી ન ભિન્ન,—

---

## सर्वसिद्धिप्रद चित्प्रवाहमां निमज्जन करवा साधकोने निमंत्रण.

**પદ १८२.** ( નજર કરો નાથ જરા, એ લય. )

ચિતિપ્રવાહ દૃષ્ટિસમીપ, જાય વહ્યો ભાળો,

અતુલ બલથી પૂર્ણ તેમાં, મનમતિ પ્રક્ષાલો;—
સર્વૈશ્વર્ય થકી ભર્યો, ચિતિપ્રવાહ અપાર,
અનવધિ લો ઐશ્વર્યને, નિજ ઇચ્છાનુસાર.
અવસર આ આજ આવ્યો, ગાળો નહિ હાલો;—
શ્રી, વર્ચસ્, ધન, ધામ ને, પુત્ર, કલત્ર તમામ,
રૂપ, વિભવ, કીર્તિ બધું, અખુટ ભર્યું તે ઠામ;
મનગમતું સઘળું પામી, વિશ્વે મસ્ત મહાલો;—
પૂર્ણ અલૌકિક જ્ઞાનમય, છે આ ચિતિપ્રવાહ,
શાંત કરે ક્ષણમાં બધા, ઉરના રજતમદાહ;
અજરામર સદ્ય કરે, પીતાં એક પ્યાલો;—
દૈન્ય, દુઃખ, ભય, શોક ને, ટાળે અવિદ્યા જેહ,
પ્રેમ, સત્ય, સુખ, અસ્પૃહા, આદિ અર્પે તેહ;
સુખદ જ્ઞાન પામી તેથી, ભ્રાંતિ ભય પ્રજાળો;—
સર્વશક્તપણું આપતો, અર્પે સર્વગતત્વ,
સર્વ કલેશનું મૂલ તે, ટાળી દે જીવત્વ;
તે તમારી નિકટ આજ, પ્રકટપણે ન્યાળો;—
ચિતિપ્રવાહમાંથી લહો, પ્રથમ અનુપમ સુખ,
પૂર્ણ તૃપ્ત થાતાં સુધી, ભાગો મનની ભુખ;
કૃતકૃત્ય પરિણામે થતાં, ચિતિપ્રવાહે હાલો;—

---

## प्रणिपातपूर्वक प्रार्थना.

**પદ ૧૮૩.** રાગ કલ્યાણ. ( લંબોદર ગિરિજાનંદના, એ લય )

પ્રિયતમ પ્રભુ કરીએ વંદના, જયઘોષસહિત આનંદના.
આપ પ્રભો અમ બાલક પાલક, સાચું ધન અમ રંકના;—
ક્ષણક્ષણના છો આપ જ સહાયક, છો સાથી ભવઅંતના;—
શુભ જોનારા આપ ન જોશો, દોષો આ મતિમંદના;—
સત્તારૂપે વિશ્વ સકલમાં, વ્યાપક આપ નિરંજના;—
અમ સત્તાધન અમને આપો, બાલક અમે શ્રીમંતના;—
નિજ સત્તામય અધિક પ્રકાશો, (જેથી) કરવું રહે આક્રંદ ના;—
નરહરિ સત્તાસ્વરૂપે પ્રકટો, હૃદયે સાત્વિકસંતના;—

---

## अनुभवी ज्ञानवान्ने अज्ञानी जीवो ओळखवा समर्थ नथी.

**પદ ૧૮૪.** ( અકલિત છે ગતિ જ્ઞાનની,એ લય. )

અકલિત ને અતુલિત છે, મુજ સ્વરૂપ ન્યારૂં રે,
સ્વરૂપ ન્યારૂં રે, ન જાણે જીવ બિચારૂં રે,—
બહિર્ ભીતરમાંહિ જુદાં હું રૂપ ધારૂં રે,
તે નાણી ના શકનાર, ગોથાં ખાય હજારૂં રે;—
કરૂં વિવિધ પ્રવૃત્તિઓ, નાટકપાત્રોજેમ,
અધિક વેષ હું ધારતો, જીવ મુઝાતા તેમ,
ન કળી શકે આ સાચું કે ઉપરનું છારૂં રે;—
બાહ્યાચરણો જોઇને, કહે અજ્ઞાની મૂઢ,
સદ્વિવેકી અંતર્ લહી, ગણતા જ્ઞાની ગૂઢ,
કરતા અનુમાનો વિવિધ, સારૂં નઠારૂં રે;—
વિષયી મુજને લહે કોઈ દુઃખી ને દીન,
વિવિધ કામનાયુક્ત હું, જુએ સદા મતિહીન,
કરે તર્ક મતિઅનુસાર જોઇ, મુખ મલકાય મારૂં રે;—
ક્રોધી લોભી કપટી ને, આડંબર ધરનાર,
વિવેકજ્ઞાને શૂન્ય ને, સઉ કોને છલનાર,
વિપરીત અનુમાનો કરે, ક્યાં ક્યાં સંભારૂં રે;—
બાહ્ય પ્રવૃત્તિથી નથી, મુજ સ્વરૂપસંબંધ,
શંકાશીલ ભ્રમથી રહે, થઈ મોહવશઅંધ,
અજ્ઞાનવશ તે જનમતિ, કરણા પ્રસારૂં રે;—
નિર્મલ હૃદયાન્વિત જનો, લહેતા મુજને શુદ્ધ,
ભ્રમમાં પડે ન જોઇને, મુજ પ્રવૃત્તિ વિરુદ્ધ,
શ્રદ્ધાલુને મુજ રૂપ ગણી, તે પર હું વારૂં રે;—
હૃદયકમલ જેનું ખીલ્યું, જેનું ગયું અજ્ઞાન,
તેની પ્રવૃત્તિથીયકી, મુઝાય મહામતિમાન,
( તેથી ) ન વિવેકીએ કરવું ઘટે અનુમાન ખારૂં રે;—
જ્ઞાની કે અજ્ઞાનીની, કરૂં પ્રવૃત્તિ ન કોઇ,
વ્યર્થ જીવો આરોપતા, કર્તા મુજને જોઇ,
કર્તાઅકર્તા હું નથી, એ કેમ વિસારૂં રે,
મુજમાં મહેશમાં નથી, સ્વરૂપસ્થિતિએ ભેદ,
મહેશ ને મુજ સ્વરૂપને, અતર્ક્ય કહેતા વેદ,
ઉપેન્દ્ર કરણાપાત્રઉર, ( મુજ ) સત્ય રૂપ ઉતારૂં રે;—

## परमेश्वर कोना उपर अनुग्रह करे छे.

૫૬ ૧૮૫. ( પિયુજી પીછાનો રે, ધર્મનો સાર, એ લય. )

જાણો છો કે વીરા રે, કોના છે સ્યામ.
તનડાં જેણે તોડીને, કર્યો સબલ પુરષાર્થ,
હરિ મેળવવાવિણુ નથી, જેને બીજો કોઇ સ્વાર્થ;
જાણો છો કે વીરા રે, તેના છે સ્યામ.
શરીરે પ્રકટે વ્યાધિ છો, છો ને પડના ઘાવ,
પણ ના પ્રભુ ક્ષણુ વિસરે, ખેંડે પ્રભુ તેનું નાવ;—
પ્રભુકાજે જે જાતથી, હરિશ્ચંદ્રસમ વેચાય,
મરણ થતાં પણ ના ડગે, પ્રભુ તેઆગળ ગાય;—
શેષ ચળે, મેરુ ડગે, માઝા મૂકે સમુદ્ર,
પણ શ્રદ્ધા ન ડગાવતો તે જ પ્રભુનો પુત્ર;—
પ્રભુકાજે ભીખ માગતાં, જે નહિ લેશ લજાય,
જેનું પ્રભુ બધું લઇ લીયે, પણ જરી જે ન મુઝાય;—
તાવે તેલકઢાવિષે, નાંખે ભઠ્ઠીમાંહ્ય,
વિમુખ કરે જલઅન્નથી, (પણ) પ્રભુથી વિમુખ જે ન થાય;—
ચઢવે શૂળીઉપરે, કરવતે વહેરે શિર,
તોય ન દુઃખ જે માનતો, હરી લે સઘળાં ચીર;—
સ્ત્રી ધન, પુત્ર, સંબંધી ને, હરી લે વૈભવમાત્ર,
પણ પ્રભુને ના દોષ દે, તે જ શ્રીસદ્ગુરુપાત્ર;—
પ્રભુવિણુ શબ્દ ન ઉચ્ચરે, કરે સર્વ પ્રભુકાજ,
પ્રભુને પળ ના વિસરે, દે તેને નિજ રાજ્ય;
ખડ્ગની ધારે જે વહે, પ્રભુસેવાની માંહ્ય,
દુઃખ જોઇ ઉલટો રીઝે, તેનો પ્રભુ કર સાહ્ય;—
કરણા જવ શ્રીહરિ કરે, હરી લે પ્રથમ તમામ,
એ નિશ્ચય જેને ઉગે, તેના છે પ્રિય શ્યામ,—
કષ્ટ કોટિધા વેઠતાં, મુજ પ્રભુ જે સ્મરતો નિત્ય,
વિષય વિસારી વૃત્તિથી, પ્રભુમાં ધરતો પ્રીત;—
તનમનધનરૂપ નરહરિ, ગણુતો નિજ સર્વસ્વ,
તેનું કોથી ન થઇ શકે, ત્રિલોકમાં દીર્ઘહસ્ત;—
અનન્ય ભાવે ચિંતતો, પ્રભુને પ્રહરો આઠ,
સકલ સમૃદ્ધિ આપતાં, તેને રહે પ્રભુ દષ્ટ;—

## वांछितार्थअर्थे परमेश्वरविना अन्य कोइनी पासे दीन. थवानी अगत्य नथी.

**પદ ૧૮૬.** (કાંટો મુખે આવી કહાણી, એ લય.)

જો પ્રભુ સઘળું જ દે છે, પછી જીવ શીદ બીજે ભમે છે?
પ્રભુમાં શ્રદ્ધાતણી વાતો મોટી કરે,
પણ ન ધરે, બીજે ફરે, વ્યર્થ ઉચ્ચરે, સઉથી છલમાં રમે છે;—
પ્રભુમાં સાચો ધર્યો જેણે વિશ્વાસ છે,
ધરી ધીર રે', કોઇને ન કહે, જે પ્રભુ દે, તે જ તેને ગમે છે;—
તારા સરખા જીવો માત્ર યાચક છે,
તું તેમને, (એ) યાચે તને, (તું) લહી ધનને, વ્યર્થ ધૂળ ધમે છે;—
જોતાં શ્રીમંત તું અતિ દીન બને,
શેઠ અને, નૃપતિકને, શું એ તને, દેશે તેમ ટમટમે છે;—
એકદાના પ્રભુવિણુ વિશ્વે નથી,
જોજે મથી, જે દે અતિ, સર્વ પતિ, સઉને દે જે ક્રમે છે;—
જેણે શરીર ઇન્દ્રિય ને મનને દીધું,
કો દે બીજું, તે જ હજુ, દેશે બધું, સંશય ધરી દુઃખ ખમે છે;—
તારા મનના મનોરથ પ્રભુ પુરશે,
સુખ મળશે, દુઃખ જશે, પૂર્ણ થશે, જો તું પ્રભુમાં શમે છે;—
જે લે સાચા નૃહરિપ્રભુઆશ્રયને,
કદી અન્યને, યાચે ન જે, ગણી ધન્ય તે, વિશ્વે સઉ કો નમે છે;—

---

## प्रभुने शरण थयेली वृत्तिना अनुभवोद्‌गार.

**પદ ૧૮૭.** (રામ સુમર, રામ સુમર—એ લય.)

એક ઇશશરણુ, ઇશશરણુ, ઇશશરણુ મારે,
ઇશ વિના મુજ સમાન, અધમ કો ઉદ્ધારે,—
દુષ્ટ કૃતિ સેવું તોય, નિત્ય દયા ધારે,
હોય અધિકાર કે ના, તોય અર્થ સારે;—
વિશ્વમાં અનાથ લહી, સઉ મને વિસારે,
તેહ સમય ઇશ મને, ક્ષણુ ક્ષણે સંભારે;—
પળ પણુ નહિ ઇશ મુજથી, દૂર થાય ક્યારે,
નિજથી પણુ ગણી પ્રિય, સુખમાં મને ઠારે;—

આધિવ્યાધિજન્મમૃત્યુ, વિપદ્દથી ઉગારે,
મુજ સમાન થઇને રહે, નિકટ જ્યારે ત્યારે;—
ઇશશરણવિણુ ન સાચું, અભયસ્થાન ક્યાં રે,
જીવ! ચાહે અભય થવા, ઇશશરણુ જારે;—
શાંતિસુખજ્ઞાનસાર, ભટકો શીદ મારે,
કો ન ખરો લાભ પામે, વિણગયે ગુરુદ્વારે;—
જાણ્યું એ જ, જાણ્યું એ જ ઇશ મને તારે,
ઇશશરણુવિના બધે, તિમિર રહ્યું ભારે;—
અન્ય જીવકેરો સંગ, દુઃખને વધારે,
ઇશસંગ જીવને તરત, લાવે સુખકિનારે;—
સાચા સંગી એક મારે, નૃહરિ આ સંસારે,
છુટે નહિ પ્રેમગ્રંથિ, લાગી જે અમારે;—

---

## इष्टदर्शनथी प्रकटता सुखने अनुभवती वृत्तिनां वचनो.

### પદ ૧૮૮. ( મરાઠી સાખી. )

આણી કરુણા પ્રિયતમ આજે, ભેટ્યા મુજને પ્રેમે;—અહાહા—
નીકળે હૈયું છાતીમાંથી, શમાય હર્ષ ના કેમે,
વિરહ વિસારીને, મુજને મળીયા આવીને;—
જે જે પૂર્વે દુઃખદ જણાતું, હાવે સુખરૂપ તે છે;—મુજને—
પૂર્વે જેથી અગ્નિ પ્રકટતો, શીતલતા તે દે છે,
ભય ભાગ્યો સઘળો, પતિનો અંક મળ્યો સઅળો;—
ચમક ચમક ચમકી લે ચપલા, વેગ કોટિધા આણી;—હવે તું—
ભલે મયૂર કલા તું કરતો, બોલી મધુરી વાણી;
દુઃખ ન શકું પામી, કાંજે મુજ સમીપે સ્વામી;—
વાયું ફુંકે ભલે વેગથી, ઘનમંડળ છો ગાજે,—ભલેને—
નિર્ભય નિશ્ચલ હાવે હું છું, મુજ પિયુ પ્રકટ વિરાજે,
ભાર નથી તારા, તપવે ગાત્ર હવે મારાં;—
અનુપ મનોહરતા સૃષ્ટિમાં, ભલે વસંત જમાવે,—દશેદિશ—
પ્રેમસ્વરૂપ પતિ ભેટ્યાથી, હવે દ્વેષ ના આવે,
સખી એ તો મારી, થઇ હાવે આનંદકારી;—
પંખીપંખિણી વિહાર કરતાં, ભલે ઉડે આકાશે,—સ્વચ્છંદે—

અમૃત સ્રવતો મધુર ચંદ્રમા, નભમાં પૂર્ણ પ્રકાશે,
પતિ મુજ રીઝાશે, પિયુમાં પ્રેમ અધિક થાશે;—
વિવિધ અલંકારો ને વસ્ત્રો, પૂર્ણ પ્રેમથી ધારૂં,—આજ હું—
અનુપમ દૈવી સામગ્રીથી, મુજ મંદીર શંગારૂં,
મળીયું સુખ સારૂં, આજે ધન્ય ભાગ્ય મારૂં;—
તાપટાઢ ના વૈરી બનીને, મુજને લેશ તપાવે,—હવે ના—
સખીરૂપ સઉ (એવી) સ્થિતિ થઈ મારી, પતિમાં પ્રીત પ્રકટાવે,
ચમત્કૃતિ એ પતિની, જાણે કોણ દુર્મતિની,—
શય્યા ને હીંડોળો મુજને, અધિક રુચિકર લાગે,—હવે તો—
પુષ્પમાલ ને ઉદ્યાનો વળી, ગાનથી ચિત્ત અનુરાગે,
રીઝાવું પ્યારાને, એથી સુખ શું દારાને;—
ધન્ય ધન્ય તે વૃત્તિનારી, પતિપરમાત્મા પામે,—નિરંતર—
પતિરંગે રંગાઇ પતિથી, અભેદ ભાવે વિરામે,
પ્રણમું તે સતીને, જે રહે એકરૂપે પતિને;—

---

## ઈશ્વર દૂર નથી, પણ અંતર્યામીરૂપે અત્યંત સમીપ છે.

**પદ ૧૮૯.** (અરે ચેત ચેત ચેત રાય કાં સુઈ રહ્યો, એ લય.)

અરે જો સુભાગી જીવ જાગી કોણ સમીપ આ.
તારા જીવનના આધારરૂપ, હૃદયદીપ આ; અરે—
ઉંચે નથી નીચે નથી, તુજ પ્રાણ તારાથી
પૃષ્ઠે નથી છેટે નથી, તુજ નાથ તારાથી
તસુ એક પણ અળગા નથી, તુજ દેવ તારાથી,
ભીતર બહિર નિત્યે નિકટ, તુજ સ્વામિ તારાથી
કરી નેત્ર બંધ સહન કરે વ્યર્થ વિરહ કાં; અરે૦—
તું છે પ્રભુમાંહિ વસ્યો, પ્રભુ તારી પાસે છે,
છો ઉભય એક અભેદ, ખોટો ભેદ ભાસે છે.
કસ્તુરી નાભિમાં છતાં મૃગ દૂર નાસે છે,
તુજમાં પ્રભુ છે નિત્ય, ને તું દૂર કયાસે*. છે,
આપે યદ્યપ નદરિ પ્રભુ જોતાં આપમાં; અરે૦—

---

* અનુમાન કરે છે.

## अंतिम याचना.

**પદ ૧૯૦.** (સુમન સુગંધિત સરસ સુરંગિત રહ્યાં વિકસિત શાં બાગે જો,—એ લય.)

નૃહરિ નિરંજન ! મુનિમનરંજન ! ભક્તાદગંજન[1] ! વરજો જી.
જન જન, મન મન, ગણી તન, સુખધન ! હૃદયસદનમાં ફરજો જી.
સહજ ઝંખીએ, સ્થૂલ અખીએ, હૃદયપંખી ! ચિત્ત ધરજો જી,
હૃદયપંજરે, પ્રેમ જંજીરે, સ્વા...મી, વશ થઈને સ્થિર ઠરજો જી.
સન્મય ચિન્મય તન્મય કરતાં, નિજાત્મપદમાં ધરજો જી,
દિવ્ય કાંતિ ઉર, દિવ્ય શાંતિ ઉર, દિવ્ય દાંતિ[2] ઉર ભરજો જી.
ભેદી ભ્રાંતિને, સ્વરૂપમાંહિ વિશ્રાં...તિ, આપી આપરૂપ કરજો જી,
ભિન્ન અહ પ્રકટાવ્યે નરહરિ, નયનનિકટ તરવરજો જી;—

---

## स्तवन.

**પદ ૧૯૧.** ( આવો સાહેલી, ભુવનેશ્વરીનાં,–એ લય. )

જય જગદીશ્વર, સ્તવન આદરીએ, લહી શિશુ આજ પ્રસન્ન થજો,
સાધનક્રમમાં, અભ્યંતરમાં, પ્રકટ રહી સિદ્ધિ કરજો.
શુદ્ધસત્ત્વ તનમનમાં ભરજો, રજતમગુણ સત્વર હરજો,
ચિત્તવિષે નિજ પ્રસાદ અર્પી, સ્વરૂપાનંદ હૃદય ભરજો,
અણુઅણુમાં ચિતિતત્ત્વ સ્ફુરાવી, અજરામર પદમાં ગ્રહજો;—
વિષયપંકમાં ડૂબેલી મતિ, હૃત્પંકજમાંહિ ધરજો,
ઇન્દ્રિયગણ વહે દશ્યપ્રપંચે, ગગનવિષે તે સ્થિર હજો,
પૂર્ણ પરાત્પર બ્રહ્મસ્વરૂપે, ક્લિષ્ટ અહં આ વિખરજો;—
ઉન્નતિમાત્રના મૂલવિષે વિભુ ! સદ્ય સકલ સાધક ઠરજો,
આપ પ્રકટ રહી અભિન્ન રૂપે, સાધક ક્ષણ ન વિસરજો,
આપથી અભિન્ન સાધક જનના, પ્રાણિમાત્ર યશ ઉચ્ચરજો;—

---

## साधनसंग्राममां कटि कसवा साधकोने निमंत्रण.

**પદ ૧૯૨.** ( પદમણી નીરખી રે, એ લય. )

રણશૂરા કોઇ ચાલજો રે, આ વાગે રણતૂર.
પ્રયત્નરથપર ચઢીને જાવું સાધનસંગ્રામે,
યુદ્ધ વિવિધ ભાતિથી કરવું, શત્રુ હાર પામે,

પુંઠ ફેરવતાં પ્રથમ પ્રાણ રહે પાડવા તૈયાર,
એવા હો તે ચાલજો, લેવા સિદ્ધિનો હાર; ગુરુ૦
સાધક થઇ સદ્ગુરુ ગુણી રોમાંચ થયાં ના જી,
તત્ક્ષણ સાધન સેવે જે ડગ ભરી ગયા ના જી,
દૂર ઉત્સાહ ન ઉપજ્યો, કરીને યત્ન અધિક,
ઇપ્સિત વરને પામવા, તો તે સાધક ધિક; ગુરુ૦
નિષ્ફળતાને વિપત્તિથી પણ જે નહિ ડગતા જી,
વિપત્તિઓપે પ્રયત્નબલથી બહુ ઝગઝગતા જી,
પ્રયત્ન શ્રદ્ધાથી કરે અખંડ દિન ને રાત,
અચળ ટેક તે સાધકો, કરજો અમ સંગાથ; ગુરુ૦
સદ્ગુરુશિષ્ય થઇ જે ડગીયા સાધન કરતાં જી,
જાણો પશુયોનિ પણ સારી, આપણ કરતાં જી,
સાધકપદ જે ધારીયું, મમત્વ જે ગુરુમાંય,
તો તો ખુસ ગી થશે, ગ્રહીને સદ્ગુરુસહાય. ગુરુ૦
હરિમાં ચિત્ત ચિંતારી જીવન હરિમય કરવું જી,
અજરામરપદ તનુમાં પામી, જીવતાં મરવું જી,
એવું પદ જે અટપટું તે મેળવવા કાજ,
ઉપેન્દ્ર સદ્ગુરુ શિષ્ય હો તો કટિ કસજો આજ. ગુરુ૦

---

## कष्ट निवारवा परमेश्वरने अभ्यर्थना.

### પદ ૧૯૩

જગ અંતરની વેદના નિવારો વિભુ !
પામર પ્રાણી આ પાણીવિણ પીડાય છે,
આપ ઇષ્ટનિકટ વારે વારે ધાય છે,
તૃપ્તિ દઇ તૃષા ન કાં નિવારો—નિવારો રે—
અંતરનાં દુઃખ હું ને આપ જાણીએ,
અનુભવ એ કેમ કરી વદાય વર્ણીએ,
તોય શોધ કરે પુકારો.—
ભાનભાનહીન સર્વ અંગ છે પ્રભુ,
પરવશપણે જાય જીવન આ વહ્યું,
આપ દયાદૃષ્ટિથી ઉદ્ધારો.—
શક્તિ અર્પાઈ મિત્ર જો ન દેતી આપથી,

કરણા સાચી જો ન હોતી દેખાડવી,
સ્થાપ્યો શીદ ભક્ત કરી તમારો;—
હાંસી થાય વિશ્વમાંહિ જ્યાં ત્યાં આપણી,
આપને ન લાગે કાં જે (છો) સ્વતંત્ર ધણી,
મુજ દુઃખમાં એ કરે વધારો,—
આપ દયાદાનવિના દુઃખ ના મટે,
તેથી કરજોજી જેમ આપને ઘટે,
હું તો કરી બેસી રહું લવારો;—
સજ્જ જ્યાં લગી ન થશો વ્હારે આવવા,
ત્યાં લગી આ દોહ્યલા દિન વીતાવવા,
કેવી રીતે તે વિચારો;—
સહાય કરો સ્વામિ! શરણ આપનું ગ્રહ્યું,
હારી દુઃખથી છે વીલું મુખ આ થયું,
શું શું સહે રંક આ બિચારો.—

---

## सर्वत्र इष्टनुं भान करनार वृत्तिना उद्‌गार.

૫૬ ૧૬૪. (સ્વપ્નામાહિ દીઠાં મેં નેણાં રસીલાં, એ લય.)

વિશ્વમાંહિ દીઠા મેં, વિશ્વનાથ જ્યાં ત્યાં,
વિશ્વનાથ જ્યાં ત્યાં, મેં દષ્ટિ કરી જ્યાં જ્યાં;
વિવિધ રૂપવાળા, ગૌર પીત કાળા,
કઠિન મૃદુ શુષ્ક ક્યાંહિ ભીના હરીયાળા;
મેં ભૂપમાંહિ ભાળ્યા, મેં રંકમાં નિહાળ્યા,
આબાલવૃદ્ધ સઉમાં ન કોઇમાં મેં ટાળ્યા;
વિશ્વ બધું મારું, જો વિશ્વ નાથ મારા,
તો કેમ ભેદ ધારું હું સારાનઠારા;
જો વિશ્વનાથ જ્યાં ત્યાં, સારું ખોટું છે ક્યાં,
સ્વરૂપ એક વિલસ્યું જ્યાં ભેદ રહ્યો ના ત્યાં.
હું દષ્ટિ બહિર્ આણું, (ત્યારે) વિવર્ત સર્વ જાણું,
બ્રહ્મદષ્ટિ ધરતાં, વિવર્તને ન નાણું;
ન હાનિવૃદ્ધિ જોતો, ન પામતો ન ખોતો,
ન શોક ભય ચિંતા કે ક્લેશે કદી રોતો;
વિશ્વનાથરૂપે, છું એક હું સ્વરૂપે,

ન જીવપણું મિથ્યા હવે હું માં ખુંપે;
વિશ્વનાથસિંધુ, તેમાંનું હું બિંદુ,
મસ્ત વિચરી જ્યાં ત્યાં, હું મુજથી આનંદુ;

## इष्टाकार थवा प्रयत्न करनार साधकना निश्चयो.

### પદ ૧૯૫.

પ્રભુરૂપ થવા જો હું ધારૂં, કેમ દુષ્ટ કૃતિને સ્વીકારૂં,
કેમ જાઉં જ્યાં ઘોર અંધારૂં, જો પ્રકાશને જોવા વિચારૂં.
સદ્ગુરુ શાસ્ત્ર અનુભવે જાણી, પ્રભુમય થાવાની રીત,
અશ્રદ્ધા આલસ્ય ધારી હવે કેમ, સાધું હું મારૂં અહિત,
હું તો છોરૂં પ્રભુનું છું પ્યારૂં; કેમ૦
જ્યાંલગી દશ્યપ્રપંચવિષે પ્રભુ જોઈશ ન પૂર્ણ સ્વરૂપ,
શુદ્ધ ને પૂર્ણ સ્વરૂપે હૃદયમાં, લહીશ પ્રકટ મુજ ભૂપ;
આવરણ જ્યાં ન માવાનું કારૂં; કેમ૦
પ્રભુમય થાવાને મુજ ઉર ધારીશ, લક્ષણ પ્રભુનાં સર્વ,
પ્રભુના વિચાર હું સંતત સેવીશ, ગાળીશ પ્રભુમાંહિ ગર્વ,
પીઉં ન વિષયસાગરજળ ખારૂં;— પ્રભુ૦
યત્ન કરી પરિલિકયોગેને નિ ષેધ, કરીશ અંતરથી નિર્મલ,
અભ્યાસ જીવલોકે હું ટાળીશ, છેદીશ ભવભ્રમશલ,
ઉરનું અજ્ઞાન સઘ વિદારૂં, પ્રભુ૦
વિષયના આનંદનો ભોગ આપીશ, છાંડીશ દેહનો મોહ,
સ્વર્ગાદિ લોકોના ભોગો ઉવેખીશ, ગાળવા જીવપદ લોહ,
સર્વ ભોગે પ્રભુને સંભારૂં; પ્રભુ૦
વ્યવહાર સેવીશ તો પણ ક્ષણ ક્ષણ, ચિત્તમાં ચિંતીશ રામ,
વાતો કરે પણ નારીનું ચિત્ત વસે જેમ કુંભે તમામ;
જોઈશ વ્યવહારે પ્રભુરૂપ ચારુ; પ્રભુ૦
સાવધ રહીશ હું સર્વ ક્રિયામાં, સાક્ષી પદે થઈ સ્થિર,
કર્તા છતાં હું અકર્તાપદે મુજ લક્ષ્યને સ્થાપીશ અચિર,
ઉપજાવું ન ઉર મારૂંતારૂં; પ્રભુ૦
કષ્ટ વિપત્તિ કે દુઃખને દેખીશ, તો પણ હારૂં ન હામ,
જાણું જે કષ્ટ વિપત્તિ ને દુઃખમાં, નિકટ રહે શ્રીરામ,
આવી દશાપદે દુઃખ હારૂં; પ્રભુ૦

કૃતિમનવચનેથી કરીશ વ્યાપાર હું, થાવાને પ્રભુરૂપ આજ,
પ્રભુને ગમે તે હું સર્વ કરીશ જ, છાંડીને લૌકિક લાજ,
મને પ્રભુવિણુ સર્વ અકારૂં; પ્રભુ૦
અનન્ય ભાવથી ભજીશ પ્રભુને, જાણીને પ્રિયતમ મુજ,
જ્યાં સુધી હસિત વદનથી પધારી ન, લેશે મને નિજ ભુજ,
દઇશ તનમન સર્વસ્વ મારૂં; પ્રભુ૦
કોટિ ઉપાયે ન છાંડીશ યત્ન આ, મધ્યે થશે જે તે સહીશ,
જ્યાં સુધી પૂર્ણ સ્વરૂપે મને હું, નરહરિરૂપ ન લહીશ,
દીક્ષા સાધકની આ સ્વીકારૂં; પ્રભુ૦

---

## स्वरूपमां शम्याविना साचुं सुख कदी मळतुं नथी.

પદ ૧૯૬. ( દિલ મારૂં માને નહિ, મનડું ઠરે નહિ, એ લય. )

મન સ્વરૂપે શમે નહિ, તત્ત્વે રમે નહિ, સાચાં સુખો તો ન પામતું,
નિજ ઉન્મત્ત ઇન્દ્રિયને વેગે દમે નહિ, પૂર્ણ પદે તો ન જામતું,
અભ્યાસથી સઉ કરણને નિજ હ્રદયમાં ના વાળીએ,
વૈરાગ્ય ધારી પળપળે નવ શોકમોહ પ્રજાળીએ,
આસક્તિત્રય નિ શેષ જો ઉરથી ન સત્વર બાળીએ,
શમદમ સજી અવિહિત મનના વેગ જો નવ ખાળીએ,
પછી દસ્યે તો તો દુઃખ પામી તે તો ન સત્ય પદમાં કદાપિ વિરામતું;—
મન મારવાનો માર્ગ એક જ શાસ્ત્ર સઉ સ તો વદે,
બળથી અને સુવિચારથી આકર્ષી લઇ જાવું હદે,
મન ચિંતવે તેના પ્રતિ નવ લક્ષ લેશ જ આપવું,
સાક્ષી થઇ મનના પ્રતિક્ષણુ નામ ગુરુનું જાપવું,
આત્મામાંહિ તન્મય થઇ રહેતાં આ મન તો અમનભાવ પામી વિશ્રામતું;

---

## जीवरूपी पंथीने हितबोध.

પદ ૧૯૭. ( નેણુમાં નિદ્રા ના'વે જરી, એ લય. )

પ્યારા પથિ ! જોજે જરી,
ન્યારો ન્યારો છે તારો પ્રદેશ રે;
ધારી અજ્ઞાનને તેં મિથ્યા સંસારને રે,
માની લીધો છે તારો દેશ રે;—

સંસારકેરો તું જીવ તને માનતો રે;
પણ એ ન સાચું તું જાણું રે;—
જે જે આશાઓ ધારી પ્રવાસ તું સેવે રે,
તે ન ફળે ભ્રમનાં ભરખાણુ રે;
કૂપદર્દુર જેમ કૂપને માને રે,
સર્વથી શ્રેષ્ઠ નિજ સ્થાન રે;—
તેમ તેં કલ્પીને મિથ્યા માન્યું રે,
જગતને તારૂં રહેઠાણુ રે;—
જગત્ જેમાં છે છતાં જગતથી ન્યારો રે,
એવો જે બ્રહ્મપ્રદેશ રે;—
સ્વદેશ છે તારો તે, ભૂલીને ઘેલા રે,
માન્યો છે તેને તેં વિદેશ રે;—
સમગ્ર ઐશ્વર્ય અને સમગ્ર સુખથી રે,
પૂર્ણ એવું છે સ્વરૂપ રે;—
તેને માની લે તારી સઘળી સંપત્તિ રે,
બ્રહ્મસ્વદેશનો થા ભૂપ રે;—
ના તું લપટાતો પંથિ ! અન્ન કે પ્રાણમાં રે,
ઓળંગ મનોમય વિજ્ઞાન રે;—
આનંદમય કોષમધ્યે તું ઠરજે રે,
સાચું એ તારૂં સ્વસ્થાન રે;—
પ્રવાસને ખેડજે તું સંતત હોંસે રે,
સ્વસ્થાન કરે ના તું ગ્રામ રે;
(જ્યાં લગી ) સ્વસ્થાન પામીને, સ્વરૂપે વિરામી રે,
કરજે પ્રવાસ સમાપ્ત રે;—

---

## जीव अने शिव स्वरूपे अभिन्न छे.

પદ ૧૯૮. ( સુખદુઃખ મનમાં ન આણીએ, એ લય. )

જીવશિવ જૂદા ન જાણીએ, સ્વરૂપે એક જ રૂપ,
મનુષ્યપણામાં ભિન્ન ના, જેમ રંક ને ભૂપ; જીવ૦
અવિદ્યાઉપાધિથી શિવ આ, જીવસંજ્ઞાને પામે,
આપે શિવ સ્વરૂપ છે, જો અવિદ્યા વામે; જીવ૦
વિધવિધ ઘાટ સુવર્ણના, સ્વર્ણરૂપે એક,

તદ્વત્ જીવશિવ ના જૂદા, કરવો ધરે એ વિવેક; જીવ૦
વેષધારી જેમ વેષથી, જૂદાં રૂપો ધારે,
પોતાને એક સ્વરૂપમાં, જુએ વસ્ત્રે ઉતાર્યે; જીવ૦
જીવશિવ જૂદા જાણવા, એ અવિદ્યા જાણો,
ઉભય વસ્તુતઃ એક છે, વસ્ત્રનો વાણોતાણો; જીવ૦
જે જીવ શિવપદ પામવા, ઉર ઇચ્છાને ધારે,
તત્ક્ષણ તે શિવરૂપ થતો, જો અવિદ્યા વિદારે; જીવ૦
હું કર્તા ભોક્તા હું છું, આ છે મારા પદાર્થ,
દેહ હું, દુઃખી સુખી હું એ, અવિદ્યાકૃત સ્વાર્થ; જીવ૦
એવા ભાવ જેને ઉરે, જેને ઉર અભિમાન,
દ્વંદ્વભાવ જેને રહ્યો, તે છે જીવસમાન; જીવ૦
દૃશ્યપ્રપંચવિષે નથી, જેનું લેશ મમત્વ,
તેને પ્રકટ સદૈવ છે, ઉર નિજરૂપ તત્વ; જીવ૦
સદ્વિચારિ અધિકારિજન ! તમે છો શિવરૂપ,
મિથ્યા જીવરૂપ માનીને, પડતા ભવભ્રમકૂપ; જીવ૦
સદ્‍ગુરુશાસ્ત્રને સેવીને, જાણો સાચો સિદ્ધાંત,
યુક્તિવડે અવિદ્યા તજી, છાંડો જીવત્વભ્રાંત; જીવ૦
આત્માવિષે વળીને શમો, તમે પ્રતિક્ષણ વીરા,
સ્વરૂપાનુભવ પામતાં, પથરા મટી બનશો હીરા; જીવ૦
આત્મા શિવરૂપ જાણવો, તદ્રૂપ તમે છો,
સત્ય વચન ઉર માણશો, તો શિવત્વે શમોછો; જીવ૦

---

## स्वरूपानुभव करनारने कशुं ज कर्तव्य रहेतुं नथी.

### પદ ૧૯૯. હોરી.

હવે શીદ સાધન સાધું, જગતને ત્રિકાળ હું બાધું.
ધ્યેય સ્વરૂપ રહ્યા હું પોતે, કોને હવે હું આરાધું,
મન બુદ્ધિ ઇન્દ્રિય ન-મુજમાં, તો શેમાં હું સાંધું.
વૃદ્ધિરહિત શું હું વાધું;—
પ્રાપ્તવ્ય કાંઇ પદાર્થ ન મુજને, તો શું હવે હું લાધું,
પૂર્ણતૃપ્ત રહું હું આપે, શીદ હવે હું રાંધું;
ખાવાયોગ્ય સઘળું જ ખાધું;—
કર્તા કર્મ ક્રિયાથી ન્યારો, શીદ હવે એ ઉદ્ગાંધું,

બંધનથી નિવૃત્ત થયેલો, (મને) કેમ બંધનથી બાંધું,
સ્વતંત્ર હું નિર્લેપ સાધુ;—
સમગ્ર સિદ્ધિરૂપ હું પોતે, શું કર્તવ્ય હું શોધું,
મુજ સ્વરૂપવિલાસ સકળ આ, શું પામું શું પ્રબોધું,
નિજાનંદ લહું હું સ્વાદુ;—

---

## अजातशत्रुपद प्राप्त करनार वृत्तिना उद्गार.

**પદ ૨૦૦.** ( વિશ્વાસી નરને નીવેડો મારા રાજરે, એ લય. )

વાગી ત્રણુ લોકે મારી મોટી, વીરહાકરે,
પામ્યો અયજપદ શત્રુ સંહારીનેજી.
રણુમાં પ્રવેશતાં તો શત્રુ નિહાળીનેજી,
કંપી ઉઠ્યાં મનકાયા; વીરહાક૦
અજય થવાનો ભવ થતાં પગ પાછો જી—
મંકું ત્યાં બોલ્યા ગુરરાયા;—
પીઠ ઠોકીને કહે હસિત વદનથીજી;
તાત ! ડરે છે તું શાને,—
શૃંગાલ બરાડે વને, જ્યાં સુધી સિંહનીજી,
ગર્જના સુણી નથી કાને;—
તોપના કાગળના ગોળા, કિલ્લો ન તોડતાજી,
તુજને હરાવે નહિ એ તો;—
ભય નવ પામ હું છું તારી સંગાથમાંજી,
શાને બીક તું થઈ રહેતો;—
ગુરને નમીને સાધનરણુમાં પ્રવેશ્યોજી,
સરલ વિજયમાર્ગ શોધ્યો;—
આસન કરી આ શરીર સ્થિર કીધુંજી,
પ્રાણાયામે પ્રાણુ રોધ્યો,—
ધારણાધ્યાને કરી મનને નિરોધ્યુંજી,
ટ્ટા થઇ ચિત્તબળ ગાજ્યું;—
વાગાદિ ઇન્દ્રિયોને મનમાં નિરોધીજી,
મનને બુદ્ધિમાં આગાજ્યું;—
બુદ્ધિને આત્મામાં સદ્ય વિલાસીજી,
આત્માને પરમાત્માથી જોડ્યો;—

આ વિધિ પરમાત્માકાર થયો હું છ,
અભેદ્ય સાધનદુર્ગ ત્રોડ્યો;—
જયજયકાર મારો દશેદિશ વ્યાપ્યોછ,
જવ સદ્‌ગુરુપદે નામ્યો;—
ઉપેન્દ્ર ગુરુકૃપાથી વિશ્વ વિરાટ્‌માંછ,
અજાતશત્રુપદ પામ્યો;—

---

## इष्टना प्रेमनुं आस्वादन करनार साधकना उद्गार.

**પદ ૨૦૧.** (મીરાંને પૂર્વ જનમની છે પ્રીત રે, એ લય.)

લાગ્યો નરહરિસાથે અમને નેહ રે, જેહ વર્ણ્યો ન જાતો.
દેતાં તનમન પ્રાણસાથે દેહ રે, કોથી એવો ન થાતો.
એ સ્નેહે મુજ શરીરની, શુદ્ધિ હરી લીધી સઘ,
મન પણ સાથે હરી લીધું, મારૂં કાંઇ રહ્યું નહિ અઘ રે;—
બુદ્ધિ ચકિત થઇ ગઈ, ઇન્દ્રિય થઇ ગઈ સ્તબ્ધ,
ચિત્ત નિશ્ચેષ્ટ થઇ ગયું, વાણી બોલી ના શકતી એક શબ્દ રે;—
પ્રભુએ ભોગવવા કહ્યું, ચૌદ ભુવનના ભોગ,
ચુગતાં પ્રેમપ્રસાદને, લાગ્યા ભોગો એ સઘળા રોગ રે;—
કુબેરની સંપત્તિને, કહ્યું વાવરવા કાજ,
પણ પ્રભુપ્રીતસંપત્તિને, ત્યજતાં આવી મને બહુ લાજ રે;—
કરશે શું જગના જીવો, પ્રભુથી તેવો પ્રેમ,
દુષ્ટઉપર દર્શાવતા, જેવી સાચી પ્રભુજી રહેમ રે;—
રચ્યાં ન યોગ જ્ઞાન કંઇ, પ્રભુના પ્રેમસમીપ,
દુર્બલ ને નિસ્તેજસમ, ભાસ્યાં ભાનુસમીપ જેમ દીપરે;—
પામી પ્રભુના પ્રેમને, વિચરૂં વિશ્વે મસ્ત,
ઉદયરૂપ મુજને લહું, બીજા સઘળાઓ ભાસે મને અસ્તરે;—
અમૃતમય પ્રભુપ્રેમ છે, મારા જીવનરૂપ,
જેને અડી હું થઇ રહ્યો, આજે અનંત વિશ્વનો ભૂપ રે;—
સ્વયંભુ પ્રભુના પ્રેમનો, પાત્ર થયો હું જોઈ,
અનવધિ આનંદે રહ્યું, રહ્યો મુજ પ્રિયતમથી મોહી રે;—
પ્રેમ ચાખવો હોય તો, ચાખો પ્રભુનો પ્રેમ,
જે પ્રેમથી સઉ મળે, જેમાં કંઈ ના બંધન કે નેમ રે;—

---

## अंतिम विज्ञप्ति.

**પદ ૨૦૨.** (કેમ દર્શિ તને જાવા, દુઃખી થાવા, એ લય.)

પ્રભુ પ્રસન્ન આજ થજો, વર દેજો.
ભયમાત્ર દૂર કરજો, નિર્ભયતા ઉર ભરજો,
નિજ પુત્ર ગણી લેજો;—
જનિમૃતિ પીડા હરજો, નિજ પદમાં મન ભરજો,
વિભુ! નિત્ય નિકટ રહેજો;—
અમ ઈપ્સિત સઉ સરજો, પ્રતિક્ષણ અમપ્રતિ વરજો,
જીવત્વ સઘ દહેજો;—
સાધકશિર કર ધરજો, વરવચનો ઉચ્ચરજો,
સુખ અપૂર્વ સઉ લહેજો;—
અમ હૃત્પદ્મે કરજો, અમ યશ પ્રભુ ઉચ્ચરજો,
આ વિનતિ ઉર ગ્રહેજો;—

---

### सामाजिक कीर्तन

## ब्रह्मभावना.

**પદ ૨૦૩.**

હું છું અખંડ સુખઘન બ્રહ્મ, હું છું આદિ અનાદિ અનંત.
હું છું બ્રહ્મા વિષ્ણુ રુદ્ર, હું છું અનવધિ ચિતિસમુદ્ર.
હું સામર્થ્યરૂપ સર્વેશ, હું છું જ્ઞાનસ્વરૂપ મહેશ.
હું છું સકલસિદ્ધિપ્રદ ઈશ, હું છું વ્યાપક આ દશદિશ.
હું છું સભર સઉ સ્થલમાંહ્ય, મુજમાં દશ્યપ્રપંચ શમાય.
હું ઉત્પત્તિ સ્થિતિનું મૂલ, મુજમાં શમે સૂક્ષ્મને સ્થૂલ.
હું છું ત્રિગુણાતીત પ્રાણેશ, હું નહિ કાલ વસ્તુ કે દેશ.
હું છું દૈવીશક્તિસંપન્ન, હું ભૂ જલ નભ વાયુ અન્ન.
હું છું સર્વસુખાધિષ્ઠાન, સમગ્ર શ્રીપતિ હું ભગવાન.
હું છું સચ્ચિત આનંદરૂપ, હું છું કેવલ પ્રેમસ્વરૂપ.
હું છું સમગ્રતર્ણાતીત, હું નથી મન બુદ્ધિ કે ચિત્ત.
હું સર્વત્ર સિદ્ધસંકલ્પ, હું પરિપૂર્ણ અનુપ અનલ્પ.

મુજમાં સર્વ દેવનો વાસ, હું છું સૂર્ય ચંદ્ર આકાશ.
મુજને જે જે જપતા જીવ, તેનું નિત્ય કરૂં હું શિવ.
મુજમાં શ્રદ્ધા સેવે જેહ, તેને આપું મુક્તિ વિદેહ.
જે મુજ સ્વરૂપે ધારે પ્રીત, તેનું કરૂં નિરંતર હિત.
જે મુજ કરે ભક્તિથી સેવ, તેને સદ્ય કરૂં હું દેવ.
હુ છું અજર અમર અવિનાશ, હું છું અવિક્રિય સ્વપ્રકાશ.

## स्तुतिसह नमस्कार.

**પદ ૨૦૪.** ( તુંહિ શિવ, તુંહિ શિવ એ લય )

નમીએ નમીએ વિભુ! વારે વારે,
હર્ષે વધારે;—
અનવધિ દુઃખથી આપ અનુગ્રહ, જીવને સત્વર તારે,
પાર ઉતારે, નિજપદ ધારે,
ભિન્નત્વ સદ્ય સંહારે;—
જયજયકાર કરાવે દશેદિશ, જે રહે આપ આધારે,
કોથી ન હારે, સ્વામિત્વ ધારે,
સકલાર્થ સદ્ય જ સારે;—
આપ આપનાને સઉ આપો, એ છે કોના ઉધારે,
(પણ) જીવ અવિચારે, સંશય ધારે,
આપે અહિત સ્વીકારે;—
આપ કૃપાથી આપવિષે નથી, અમ અશ્રદ્ધા લગારે,
જ્યારે ત્યારે, આણુશો આરે.
એ નિશ્ચય છે અમારે;—
કાં પછી નિર્ભય ફરીએ ન જ્યાં ત્યાં, જેની ચિંતા તમારે,—
આ સંસારે, આપ જ્યાં વહારે,
(તેથી) આપને હરખી સંભારે;—

## दुःखनुं अनवधिपणुं अने ते निवारवा इष्टने विज्ञप्ति.

**પદ ૨૦૫.** ( શ્યામવર્ણો કામ ક્યાંથી, એ લય. )

નાથ હદ થઇ હવે ઘણી આ, દુઃખના દહાડા કાપોરે હાં,
હારી હવે હું હોડી રહ્યો છું, ક્યાં લગી સહન કરાય,
જરી તો મારૂં ગણું પ્રભુ જોજો.

થોડું દુઃખ તો પ્રયત્નમાં ઉત્સાહ વધારી આપે રે હાં,
શત મણ ભાર મજુરપર ધરતાં, કેમ કરી તેથી ચલાય; જરી૦
મુજ દુઃખ હણવા પ્રયત્ન મારો, એકતણો નથી પુગે રે હાં,
હું તો એક અને મુજ દુઃખની, અનવધિ સંખ્યા ભળાય; જરી૦
દુઃખનું ખાબોચીયું હોય તો, ઉલેચી શકતાં ફાવેરે હાં,
તળાવ મોટું જ્યાં ભરીયું ત્યાં કેમ ઉલેચી શકાય; જરી૦
ખેતર હોય જો દુઃખતણું તો, મુજથી શકાય ખેડી રે હાં,
દુઃખનો જ્યાં ડુંગર હોયે પછી, મુજથી કેમ ખેડાય, જરી૦
કૂવો હોય જો દુઃખતણો તો, તરી શકું હું તેને રે હાં,
અનવધિ દુઃખનો દરીયો ભરીયો, મુજથી કેમ તરાય; જરી૦
દુઃખનું જો પ્રભુ ઢેફું હોય તો, મુજથી ભાગી શકાયે રે હાં,
દુઃખરૂપી છોનાં ગચ્ચાંનો, કોટ ન ભાગી શકાય; જરી૦
નાળીયેર જો હોય દુઃખનું, હાથે તો કદી ભાગે રે હાં,
દુઃખ તોપના ગોળાજેવું, મુજથી ના ભંગાય; જરી૦
ઘટાકાશસરખું જો હોયે, મુજ દુઃખ તો પ્રભુ ટાળું રે હાં,
મહાકાશસરખું મુજ દુઃખ આ, કહોને કેમ ટળાય; જરી૦
દુઃખનો લોટો ભર્યો હોય કદી, તો તેને પી જાઉં રે હાં,
પણ જ્યાં મુજ દુઃખ ગાગરસરખું, તે પછી કેમ પીવાય, જરી૦
શાસ્ત્ર કહે છે કેવલ આપ જ, અનંત અપાર અમાપ જ રે હાં,
પણ આ કાયે તો દુઃખ મારૂં, અનંત અપાર જણાય; જરી૦
દુઃખ મુજ મોટું તોપણ તેથી, આપ નથી કંઈ નાના રે હાં,
શેર દુઃખ, પણ આપતણું બલ, સવાશેર ગણાય, જરી૦
માટે પ્રેમ હવે આણીને, વહારે ચઢજો વહાલા રે હાં,
આપ પધાર્યે મુજ દુઃખ જાશે, (જેમ) સૂર્યથી તિમિર છુપાય, જરી૦

---

## अज्ञाननिद्राथी जाग्रत् थवा उपदेश.

**પદ २०६.** ( પ્રેમની પીડા ક્યાં કહીએ કહાના, એ લય. )

નિંદથી જાગી જુઓ શાણા, વીતી રાત છે વાયાં વહાણાં રે.
સમય થયો શુભ કૃતિ કરવાનો, દ્વારે ગવાણાં ગાણાં રે,
વિવાહથી અધિકો અવસર આવ્યો વહેચો, ગોળ અને ધાણા,
રૂડાં વહેચો ગોળ અને ધાણા.—

મેળવવાનું જ્યારે પામશો (જો) ખોશો આ શુભ ટાણા રે,
ધનપતિ થાવા વેળ આવી છે, મેળવીને નાણા,
અનવધિ મેળવીને નાણા—
હાર તમારે કાજે જમવા, છોડી દો આ ઠાણા રે,
તનુને અજરામર કરનારા ખાવા ઉંડા ખાણા,
રસભર્યાં, ખાવા ઉંડા ખાણા——
નેત્ર નિરખવા આપ્યા પ્રભુએ, હાથે રહો કા કાણા રે,
મોગરાની કળીને સમજો કા મોતીના દાણા
પાણીદાર, મોતીના દાણા—
વિષય નથી સત્સુખના દાતા, જાણો તોએ તણાણા રે,
સમજો તો સમજાવું સ્વરૂપે, રત્ન ન એ પહાણા,
અલૌકિક રત્ન ન, એ પહાણા—
નિવર દુઃસહ મૃત્યુ થાવું, (જો) દસ્યમા કર્યાં પથાણા રે,
ચેતી સત્વર હૃદયે જઇ, જમાવજો થાણા,
સ્વરૂપમા જમાવજો થાણા—
ભોગ સકળ પકવાન ન જાણો ઝેરભરેલા ભાણા રે,
પ્રભુચિંતન અમૃત જાણ્યા છતા, કા બનો અણજાણ્યા,
ભૂલથી, કા બનો અણજાણ્યા—
દસ્ય સકળની પ્રજા મટી બનો સ્વરૂપસ્વદેશના રાણા રે,
પ્રાપ્ત કરી સામર્થ્ય સ્વરૂપનુ, વહેચો રૂડા લહાણા,
અનુત્તમ વહેચો રૂડા લહાણા—
આળસપ્રમાદરૂપી બાજપ્રતિ, બનો તીન સીચાણા રે,
મળ્યો સમય ગુમાવ્યો પાછળ, તે ઘણુ પસ્તાણા
દુઃખી થઈ, તે ઘણુ પસ્તાણા—
પ્રભુપદમા પ્રીતિ સાચી ધરી જો હરઘડી શમાણા રે,
પિયુગૃહથી ઝટ આવ્યા જાણો નરહરિના આણા,
પ્રીતમ પ્રભુ, નરહરિના આણા——

---

## सद्गुरुद्वारा सेवेलो प्रयत्न ज सफल थाय छे.

**પદ ૨૦૭. બિહાગ.** ( આખો ખોલી જો જરા જાગી અંતર )

અરે મુજ બાંધવો ! સાવધ થજો સુણી મારી વાણી,
ન પસ્તાશો પછી કરવો પડ કદી જોઇ જાણી

સુખાર્થે કંઇક વર્ષોથી પ્રયત્નો નિત્ય કીધા,
તથાપિ સત્ય સુખની લેશ ના પામ્યો એંધાણી.–
કર્યાં શાસ્ત્રો પઠન ને સાંભળ્યા કંઇ સાધુસંતો,
તથાપિ પામીયો ના કોઇથી સુખકેરી લ્હાણી.–
શુણ્યું સુખ તીર્થમાં, એકાંતમાં કે પર્વતોમાં,
કીધો ઘડી એક યત્ન તદા, વિષયથી વૃત્તિ તણાણી.–
વળી મેં યોગથી સુખ પ્રાપ્ત થાતું એમ જાણ્યું,
તદા મેં વેગથી ઘડી એક વૃત્તિ યોગે આણી.–
વળી મેં કોઇથી શુણ્યું જે ખરૂં સુખ ભક્તિમાં છે,
તદા બધું છોડી ભક્તિમાંહિ, વૃત્તિ આ તણાણી.–
ખરૂં સુખ તત્વના વિચારમાં, એમ કોઇએ કીધું,
પડી તે વિચારમાં મેં ભક્તિને આપ્યું જ પાણી –
કોઇએ ત્યાં આવીને કીધું ખરૂં સુખ પ્રાણાયામે,
તદા વૃત્તિએ સુખની આશા, પ્રાણાયામે માણી.–
કહ્યું ઉપાસનાથી સુખ સઉ કો મેળવે છે,
તદા ઉપાસનાને યત્નમાં મેં જાણી શાણી.–
ખરૂં સુખ શૂન્યમાં શમવાથી એવું કીધું અન્યે,
તદા મેં શૂન્યમય થાવાની ક્રિયા એક માની.–
વિદ્યાવિષે ખરૂં સુખ છે એમ જાણ્યું જ્યારે,
તદા વિદ્યામહિં મેં વૃત્તિ સ્થાપી એક આની.–
વળી છે ભાવનામાં સુખ એવું સાંભળ્યું મેં,
તરત મેં ભાવના શરુ કીધી મનમાંહિ કશાની.–
થયો હું સાક્ષી ક્ષણુ થોડી, થયો ક્ષણુ બ્રહ્મરૂપ,
ન એકમાં ઠર્યો, એમ રમત રમીઓ ભાવનાની.–
ઇચ્છાતણા નિરોધમાં સુખ છે, શુણ્યું મેં,
તદા ઇચ્છાનિરોધનણા પ્રયત્ને વૃત્તિ ખેંચાણી.–
શુણ્યું અંતરતણા સ્ફુરણે વહ્યાથી સુખ આવે,
તદા મેં યત્ન શુણવાને કર્યો એ વાણી છાની.–
ગણાવું જન્મ પામી કેટલા યત્ને હું ઘુમ્યો,
શુણ્યા જે માર્ગ ત્યાં જાવા કરી નહિ પાછી પાની –
તથાપિ શું કહું પરિણામ મારા યત્નકેરો,
કહું છું સ્વલ્પમાં મેં દુધ બદલે છાશ્યું પાણી.–
ભર્યાં ડગ ચાર કોમાં ને વળી થોડાં વધારે,

ન સાચી એક માર્ગેથી કરી મેં કંઈ કમાણી.–
ફર્યો હું સર્વ સુખના માર્ગમાં, પણ પામીયો ના,
ફરે જેમ દર્વી સઉ પાકે, ન ચાખે લેશ વાની—
અતિ સુખઆશમાં મારૂં ગુમાવ્યું આખું આયુ,
ખરે સુખપ્રાપ્તિની બાંધી હવેલી મેં હવાની–
કરી હું રાઢ કહું છું, સાંભળો, સજ્જન સુબંધુ !
બધી મહેનત કરેલી વ્યર્થ છે ગુરુજીવિનાની.–
બીજા માર્ગોતણાં ફ્લ જોઈને જાશો ન દોડ્યા,
ગુરુજી કહે તે માર્ગમાં રહો થઇને ધ્યાની.–
'ઉપેન્દ્ર ગુરતણી ગમથી પ્રયત્ને નિત્ય વહેશો,
પછી સુખ સાચું ના પામો તો છે મારી જમાની.—

---

## ज्ञानथी निर्भयताने प्राप्त साधकना उद्‌गार.

પદ ૨૦૮. ( ધારણામાં ધૂળ ધારે, એ લય. )

શ્રીગુરજ્ઞાનઆધારે, મારે, નથી ભીતિ લગારે,
રાજી થાઉં વારે વારે, જ્યારે ત્યારે, એ વિચારે,—
જગતના આ જીવોની પેંઠે, મારૂં ચિત્ત દુઃખ ન વેંઠે,
લીયે સુખ બેઠે બેઠે, જ્યારે૦
ગણે મને કોઈ અજ્ઞાની, ગણે મને કો અભિમાની,
ગણે વૃત્તિ મુજ દિવાની; જ્યારે૦
જેને જેમ ફાવે તે દેખે, નથી તે કાંઈ મુજ લેખે,
ભલે જગ મુજને ઉવેખે;—
મને હાનિ કોઈ ન કરતું, ન ભયથી મારૂં મન ડરતું,
નિરંતર મસ્ત ફરતું;—
મારૂં કોઇ છીનવી ન લેતું, મને કોઇ દોષ ન દેતું,
મને કોઇ કાંઇ ન કહેતું;—
મને કોઇ કષ્ટ ન આપે, ન કો ક્રોધથી મને શાપે,
હું નિત્ય છું નિર્ભય આપે;—
અસંતુષ્ટ ચિત્ત ન મારૂં, નથી મને કાંઇ અકારૂં,
જ્યાં ત્યાં જોઉં સારૂં સારૂં;—

ન શાંતિ કો મારી ચળાવે, ન ભ્રાંતિ કો મુજમાં ઘલાવે,
ન મારૂં કો ધૈર્ય ડગાવે;—
નથી મને શોક કે ગ્લાનિ, નથી મને ચિંતા કશાની,
મળી સ્થિતિ મુજને મજાની;—
નથી લોભ કીર્તિ કે ધનનો, નથી ભય મરણજનનનો,
છે આશરો સચ્ચિતઘનનો;—
નથી જોઈતું મારે કાંઇ, ન મારે હવે જાવું ક્યાંહિ,
રહું નિત્ય આનંદે આંહિ;—
ગુરૂએ દીધું જ્ઞાન જે જે, આચારે મુકુંછું હું તે તે,
પ્રસન્નતા મુજ ઉર રહે છે;—
વૃત્તિ આ ગુરુઉપકારે, ગુરુધ્યાન સર્વદા ધારે,
નૃહરિ જય જય ઉચ્ચારે;—

---

## प्रेममत्त वृत्तिओना उद्गार.

પદ ૨૦૯. ( ઉપાસ્યા નાથ જેણે, એ લય. )

અમે તો પ્રેમઘેલાં, ચિત્તહર, સુંદર, ભયહર, નટવર,
મોહન પ્રીતમનાં.
અમે તો બાળાં ભોળાં, પ્રેમી ગોપીનાં ટોળાં રે,—
સુભાગ્ય અમારાં, રૂડા પ્રાણપ્યારા,
આંગણીએ પધાર્યા, સઉ અર્થ સાર્યા—
સ્નેહ ધરી સામા જઈ, પધરાવ્યા નિજ ગ્યાન,
હર્ષાશ્રુ લહી રીઝીયા, ભક્તિવશ ભગવાન;—
કરા પડ્યા સાકરતણા, દૂધે વરસ્યા મેહ,
સ્થંભ થયા રત્નોતણા, કાંચનકેરાં ગેહ;—
રીઝાવ્યા નવ રીઝતા, જેનાથી જગદીશ,
તે ઋષિમુનિયોગી ધરે, અમારી સાથે રીસ;—
ક્યાં વસીયા ભગવાન તે, જાણ્યું અમો ન લેશ,
કહેતાં પ્રભુ પધારીયા, 'જ્યાં તમે તે મુજ દેશ;'—
જે ક્ષણ જોયા તે ક્ષણે, ભૂલ્યાં સઘળું ભાન,
તેથી ઉરમાં જાણીયું, નિશ્ચય આ ભગવાન.—
સર્વ કામના શમી ગઇ, નિર્ભય ને નિઃશંક,—
બનીયાં જોતાં જેમ જેમ, પ્રિયતમને પર્યંક;—

જે આનંદ અપાવીયો, સ્વામીએ રહી સંગ,
તેનો મદ ચઢીયો અતિ, આજે અંગે અંગ;—
મહાસાગર નિજ મસ્તીમાં, જેમ રહે છે મસ્ત,
પ્રિયતમસંગેકરી અમે, અધિક રહ્યાં અલમસ્ત;—
કુચા પણ શેરડીતણા, ભુકો ઘેબરનો જ,
ઘેલાં પણ ઘનશ્યામનાં, અમ ઉર અતિશય મોજ;—
ઉડાવતાં કેસરતણો, બોઝો, આવે વાસ,
પ્રભુથી તેમ ઘેલાં થતાં, અમને અતિ ઉલ્લાસ;—
લલનાને લીલાવિષે, લાડ લડાવ્યાં જેહ,
શી રીતે મુખ બોલીયે, દાખવીયો જે સ્નેહ;—
પ્રિયતમવિણ ભાળું નહિ, અવર વિશ્વમાં કાંઇ,
વિલાસરૂપે ભાળતાં, વિશ્વ પ્રભુની માંહિ;—
યુગ, વર્ષો, મહિના, વહી, જાય રાત ને દીન,
પિયુથી જૂનાં ના થતાં, નિત્ય નવીન નવીન;—

---

## प्रसंगपरत्वे सद्‌गुरुए करेला प्रबोधनुं वर्णन.

**પદ ૨૧૦.** ( મુખ નહિ બોલે બાળા તમારી, એ લય. )

એક સમય ગુરુજીએ કીધું, ' નેત્ર મીંચ તું હાલ, '
હાં-કર ધરી શિરપર ક્ષણ પછી વદીયા, ' નેત્ર ઉઘાડ હે બાલ. '
નેત્ર ઉઘાડી મેં જોયું તો, પામ્યો અતિ આશ્ચર્ય,
કોઇ સ્થળે મેં કાંઈ ન દીઠું, વિણ હું ને ગુરવર્ય;—
આ જોતાં સંશય ઉર ઉપજ્યો, પૂછ્યું ગુરને, નાથ !
ક્યાંહિ ગયા બંધુઓ સઘળા જેહ હતા મુજ સાથ;—
ક્યાં છે ગૃહ ને વિવિધ પદાર્થો, ક્યાં છે પશુ ને વૃક્ષ,
શું છે મુજને સ્વપ્નાવસ્થા જે ચુકયો મુજ લક્ષ;—
મંદ સ્મિત કરતા ગુરુ બોલ્યા, સ્વપ્ન ન, આ છે સત્ય,
સ્વપ્નવિષે તેં દીઠા બધું, ગૃહાદિ સર્વ અસત્ય;—
સત્યસમું સ્વપ્નું લાગ્યુંતું, તને આજપર્યંત,
ક્યાં જે સત્ય નથી, જે દીઠા, તેં વિભવાદિ અનંત;—
મેં પૂછ્યું ક્યાં સૂર્યચંદ છે, ક્યાં છે તિમિર પ્રકાશ,
ક્યાં છે પૃથ્વી જલ ને વાયુ, ક્યાં અનવધિ આકાશ;—

પુન. સ્મિત કરી વદ્યા ગુરુજી, સ્વપ્નવિષે પણ તેહ,
પ્રકટ્યું હતું તેને તેં જાણ્યું, સત્ય રહિતસંદેહ;—
અરે અજ્ઞ બાલક ના જાણીશ, મુજ વિણ કાંઇ સત્ય,
ભ્રમરૂપ તુજ સ્વપ્નમાં જગતે, આજ સુધી કર્યું નૃત્ય,—
વિનયવડે મેં પૂછ્યું ફરીથી, હે સદ્‌ગુરુ સર્વજ્ઞ !
આપથકી કાં ભય નવ પામું, હું તો મૂઢ કૃતઘ્ન,—
હું તો પાપી દુષ્ટ અધમ છું, નરકનિવાસી જીવ,
શું આ સ્વપ્નવિષે હું દેખું, જે મળ્યું મુજને શિવ;-
તદા ફરી ગુરુ હસીને બોલ્યા, છે આ કેવલ સત્ય,
સ્વર્ગ નરક ને પુણ્યપાપ એ, નિશ્ચય જાણ અસત્ય,—
તુજમાં હુંપણું કલ્પ્યું જ્યાં લગી, ત્યાં લગી, એ દેખાવ,
જવ એ હુંપણું મુજમાં સ્થાપ્યું, ત્યાં તે વિલાયું સાવ;-
મુજમાં તુજપણું સ્થાપી દેતાં, ત્રિકાલ તુજ અભાવ,
જે છે કેવલ સત્ય સ્થિતિ તુજ, મુજમાં તુજ, સદ્‌ભાવ;—
એવિણ સઘળું જે તું જોતો, સ્વપ્નસમું છે તેહ,
માટે તુજને મુજરૂપ ન્યાળી, થઈ રહે મુક્ત વિદેહ;—

---

## प्रेमी भक्तनां इष्टमति उपालंभनां वचनो.

### પદ ૨૧૧.

અરે જાણ્યાં, એ તો જાણ્યાં રે, પ્રિયતમ તમ જુઠાં વચન,
છોડી બહાનાં કહો સ્પષ્ટ, 'નથી દર્શાવવું મુજ વદન'.
વ્યર્થ શીદ ભરમાવો અમને, આપી ખોટી આશ તમે,
ભલે રહેવા દો, પણ ન હસો પ્રભુ, જો તમને ના કાંઇ ગમે,
તમે સબળ, અમે બળહીન,
દીન, દુઃખીયારાં,
ક્યાથી આપ પ્રભુ થઇ રહો અમ જેવાના જ સ્વજન. અરે૦
કહો જે ભક્તિ તમારી ન સાચી, હા તે કબુલ કરવું પડે,
ભૃગુ ઋષિસમ તમ વક્ષસ્થલમાં, પ્રહાર કરતાં ન આવડે,
કહો જે ક્રોધી અમે સઉ છઇએ, તે પણ સાચી વાત કહી,
દુર્વાસાની વાણીસમ અમ ઉરમાં શાંતિ નથી જ રહી,

કહો જાણો ન પ્રીતિ બોલ,
ખરેખરૂં એ છે,
નૃસિંહ મહેતાસમ મહેણાં ન શકે વદી અમ આનન. અરે૦
એ પણ સાચું કહો, જો ન જાણો, વિધિનિષેધતણો કંઇ ચાલ,
વિદુરવનિતાસમ કદલીફલ, ત્યજી ન દઇએ છાલ.
વિવકથી કહેતાં ન આવડે, કહો તો તે નથી ખોટી વાત,
રાધાસમ નથી વદી શકતાં કદી, તમ સાથે સાક્ષાત્;
કહો બોલી ન શકીએ સત્ય,
વાત છે સાચી,
કૃષ્ણપણામાં આપ વધ્યા, તેમ, નથી જ અમ વર્તન. અરે૦
કહો જે શાંત ન બેશી રહેતાં, એમાં પણ ખોટું નથી લેશ,
નારદસમ નવ જાણું કરાવતાં, એકબીજાથી કલેશ,
કપવતાં કુબ્જીજેવાં નથી, વાલ્મીકિસમ નથી ભીલની ન્યાત,
નથી હનુમાનસમા વાનર વિભુ! નથી ગણિકાની જાત,
અહલ્યાસમ નથી પાષાણ,
ખરે અમ કોઈ,
શબરીસમ નથી પ્રેમ જાણતાં (જેથી) દઇએ એઠું અન્ન. અરે૦
શીદ વદાવો વચન વ્યર્થ આ, જાણું કોથી તમે પ્રસન્ન,
ફોકટ અમ દોષો નવ જોશો, હાવાં હે ભગવન્!
જેવાં ધારો તેવાં કરવા, અમને, આપ સદાય સમર્થ,
તો પછી તેમ કર્યા વિણ બીજું, બોલવું તે શા અર્થ,
અમે આપનાં તે આપનાં જ,
બીજાનાં નથી જ,
નરહરિ તમ હસ્તક સોંપ્યું છે, તન મન ધન જીવન. અરે૦

---

## इष्टविरहविलाप.

**પદ ૨૧૨.** ( પિયુ પરદેશીને કહેજો પ્રણામ અમારા, એ લય. )
કોઇ કહેશો ક્યાં વસીયા છે ગુરુજી અમારા, ગુરુજી અમારા,
ક્યાં છે પ્રિયતમ પ્યારા.
નિજ ધામમાંહિ નિહાળીયું, ના ભાળીયા પ્રભુને કહીં,
વળી વિવિધ સ્થળ શોધી વળ્યા, ગુરુજી વિચરતા'તા જહીં;
કો સ્થળ ન મળીયા નાથજી, કાં આમ શૂન્ય દીસે અરે,
સઉ કેમ દીનસમાં જણાતાં, કહો ગુરુજી ક્યાં ખરે,

નવ છભ ઉપડતી કેમ બોલતાં, ઝટ દઇ કહી દો,
ધડકે હૃદય અમારાં; કોઇ૦
શુણીએ અમે આ શું ગુરુ, નિજ સ્વરૂપમાંહિ વિરામીયા,
અમઉપર પાપ ફરી વળ્યાં, દર્શન ન ગુરનાં પામીયાં,
ઉરની વ્યથા દર્શાવવા, સર્વે અમે અહિં આવીયાં,
બળતાઉપર ઘી હોમનારાં, વચન ઠીક શુણાવીઆં.
શા કાજ આજ દુઃખદરીયે ઠેલ્યાં, બાંધી હાથપગ,
કરી અમને નોધારાં, કોઇ૦
દુઃખમાં ધીરજ દેનાર એ નિજ ભક્તવત્સલ ક્યાં ગયા,
સંકટ સમયના સાથી થઇ આગળ થનારા ક્યાં ગયા,
અમ શિરપરે કર સ્થાપતા, શિરછત્ર એ અમ ક્યાં ગયા,
માતાપિતા બંધુ અમારા, શાંતિદાતા ક્યાં ગયા,
કોણ અભય આપી કુશળતા પૂછશે, કોણ જ હરશે,
અંધતણાં અંધારાં, કોઇ૦
અમને ખીલવનારા અને રમનાર અમથી ક્યાં ગયા,
નિજ હૃદયશું લેનાર, અણચિંત્યા સદા અળગા થયા,
કાં જીવનદોરી ન તુટતી, કાં છાતી ફાટી જાતી ના,
કાં પ્રાણ પણ પળી ના જતા, અમ પ્રાણનાથ પ્રભુવિના,
શાં સુખની આશ ધરી મન ! નથી મરતું, જાય જો ! ચાલ્યા,
એ સુખના દેનારા; કોઇ૦
જેમ દગ્ધ દોરી દેખવાની, કામ ના'વે બાંધવા,
અમ જીવન પ્રાણશરીર આ છે, માત્ર કેવલ દેખવા,
નિશ્ચય અમારો પ્રેમ કાચો, નાથ નવ રોકી શક્યા,
જો પ્રેમ સાચો હોત તો નથી દેત નાથની ત્યાગવા,
પણ જાણો નાથ નથી કામ રૂડું કર્યું, છેતરવામાં,
અમ સરખાં અપંગ બિચારાં, કોઇ૦
હજીએ દયા કંઇ આવતી, વશ હો તમે પ્રીતિતણું
દ્રૌપદીતણા દાણાસમા, શુભ કૃત્ય હોય થોડાંઘણાં,—
અમ શેષ, તો એ વેષ, જૂનો, આવજો ફરી ધારીને,
નહિ માનીએ બીજા રૂપે, જો ભેટશો નરનારીને,
નથી છુટનાર ગુરુ આપશરણથી, છઇએ આપનાં,
નરસાં કે પ્રભુ સારાં; કોઇ૦

## सर्वत्र इष्टदर्शनथी कृतकृत्य थयेली साधकवृत्तिना उद्गार.

પદ ૨૧૩. ( મૂર્તિમંત ભીતિ૦ એ લય. )

રમ્ય મૂર્તિ નાથની શી ! દૃષ્ટિએ તરી રહી,
દિવ્ય કાંતિ, કાંતકેરી, આ હૃદે રમી રહી;--
જોતો વાયુમાં ઉડતી, જોઉં વારિમાં તરંતી,
આસપાસ એ હસંતી, જ્યાં ત્યાં વિલસી છે રહી;—
વૃક્ષમાંહિ વૃક્ષરૂપ, અનલમાં અનલસ્વરૂપ,
તેજમાંહિ તેજરૂપ, (એમ) સર્વમાં શમી રહી;--
વિવિધરૂપ ધારી નાથ, આવી ચઢે મારે હાથ;
મુજપ્રતિ કરી દૃષ્ટિપાત, કાળજું કોરી રહી;—
થઇને કદી સુખસ્વરૂપે, થઇને કદી દુઃખરૂપે,
સર્વ સ્થિતિમાંહિ એ જ, આલિંગી મને રહી;—
આ વિધિ સમીપ રહીને, સહાય સર્વદા દઇને,
અંકમાં રમાડી મને, નિજ સ્વરૂપ કરી રહી;—

---

## स्वरूप भावनाथी अनुभवातुं आरोग्य.

પદ ૨૧૪. (મુરખ નર ખાલી ફુલી, એ લય.)

વિલસી રહી આ મુજ તનુમાં, છે નિત્ય નિરામયતા, સદા–
નખથી શિખસુધીના શરીરપ્રદેશે, અવિચલ નિર્મલતા.
આ તનુમાં સર્વ વિભાગે, હું જોતો દિવ્યપણું,
અજરામર ને અવિક્રિય જણાતાં, તનુનાં સર્વ અણુ.
પ્રતિક્ષણ અણુઓ બદલાતાં જઇ જીર્ણ નવાં આવે,
જે અધિક અધિક આરોગ્ય અને બલ, નવીન પ્રકટાવે.
મુજ ત્વચા રુધિર ને માંસે, મજ્જા ને મેદવિષે,
સઉ શિરા, અસ્થિ ને ગ્રંથિઓ, આરોગ્યપૂર્ણ દીસે.
પટ સૂક્ષ્મ અને સ્થૂલ તનુના, વળી વિવિધ રસાદિક જે,
આ સમ ધાતુ ને ઓજસ્ સઘળાં નિત્ય નિરામય છે.
આ જઠરવિષે, યકૃતમાં, ઉંચે નીચે સઘળે,
ઉદરવિષે આરોગ્ય નિહાળું સ્થૂળ ને સૂક્ષ્મ નળે.
પુપ્ફુસમાં વક્ષસ્થલમાં, વળી કંઠ અને કરમાં,
આરોગ્ય નિહાળું વિવિધ અવયવે, ચરણ અને શિરમાં.
મુજ મગજતણા અણુઅણુમાં, આરોગ્ય અને બલ છે,

જે પ્રતિક્ષણ વધતુ જતું નિહાળુ જે અતિ નિર્મલ છે
પ્રતિક્ષણ હુ નવીન બનતો, આરોગ્ય ઉરે ભરતો,
આરોગ્યતણો મુજ સ્વરૂપમાથી, શરીરે મદ ઝરતો.
હુ પુષ્ટ અને બનવાળો, આરોગ્યસ્વરૂપે રહુ છુ,
મુજ અજરઅમર અવિનાશ સ્વરૂપમા નિત્ય લીન રહુ છુ
હુ અભિન્ન છુ આત્માથી, આરોગ્યપૂર્ણ ભરીઓ,
વાવરૂ પણ જેમાથી ન ખૂટે, એવો હુ આપ્રટ દરિયો

## स्वरूपानुभवथी प्राप्त थती निर्भयताना उद्गार.

**પદ ૨૧૫.** ( અનુપ એ પ્રિય સુદરી ઉર્વશી વસી—એ લય )
અજઅમહર મુજ અભય સ્વરૂપ જોઇ, અભર ખુમારી જાગી છે,
અજર અમર નિજ સ્વરૂપ નિરખીને, જનિમૃતિભીતિ ભાગી છે
સર્વાંગે, મને આનદલહરિ વ્યાપી છે,
રમુ રગે, મે બધનબેડી કાપી છે,
ઉમગે, નિજ સ્વરૂપછાપ ઉર છાપી છે,
ઉછરગે, મુજ સ્વરૂપ શક્તિ ઉર સ્થાપી છે,
લાભહાનિના ભયનો કિંચિત્ મુજમા નથી અવકાશ,
સ્વપ્રકાશ, અવિનાશ,
હુ આપે થઇ રહ્યો ચૌદ ભુવનમા, વીરહાક મુજ વાગી છે.

## विरहोद्गार.

**પદ ૨૧૬.** ( હિલમીન ચલીયે મોહનીયા પ્યારી—એ લય )
પિયબિન હિય લગી, વિરહકટારી,
વિરહકટારી, ઉર લગ રહી કારી, પ્રિય૦
કયમે જાતુ ક્યા મિસરી મેવા મીઠાઇ, કટ ગઈ કરમે છુભ હમારી,
ન છુભ હમારી, કયમે ચખનારી, પ્રિય૦
ક્યમે વિવિધ સુદર રૂપ દેખુ, અખીયામે તીક્ષન દો સુઇ ડારી,
દો સુઇ ડારી, આઇ અધીયારી, પ્રિય૦
પિયબિન જીવન વ્યર્થ હમારા, દીપ વ્યર્થ, જગ હુઇ ઉજીયારી,
હુઇ ઉજીયારી, તમ રૈન નહારી, પ્રિય૦
કીસકી સાથ મે બસંતસમયમે, ફાગ ખેલુ કર ગ્રહી પીચકારી,
ગ્રહી પીચકારી, ન દીસત મુરારિ, પ્રિય૦

મુજમે કર પતિ દૂર ગયે, જબ, સંયોગકી ધરી આઇ દીવારી,
આઇ દીવારી, ન વિશ્વવિહારી, પ્રિય૦
અગે કોન પતિકુ સમુજાઇ, લે ગયે સુખસંપત્તિ સારી,
સંપત્તિ સારી, વો કોન અનારી, પ્રિય૦
પતિકા સુખકુ જાન્યા ન હોતા, અબલગ મેં અજ્ઞાન કુવારી,
અજ્ઞાન કુવારી, મેં ભોરી દુલારી, પ્રિય૦
પિયુસુખરસ જબ ચખને આઇ, હાથમેં પ્રેમપ્યાલી દૂર ડારી,
પ્યાલી દૂર ડારી, ન ચખનેકી વારી, પ્રિય૦
પ્રિયતમકે બિન જી સકત ન અબ, મેં પતિવ્રતકી પાલનહારી,
પાલનહારી, વિયોગમેં હારી, પ્રિય૦
કૃષ્ણ સુખદાઇ પિયુસુમરન કરી, કર અબ જીવ મરનકી તયારી,
મરનકી તયારી, પિયુને છેદ ધારી, પ્રિય૦
સુનાતી પિયુકો છેના બચનમેં, મુજ નિશ્ચયસેં નહિ ફીરનારી,
નહિ ફીરનારી, આઇ પાસ તુમારી, પ્રિય૦

---

## अत्र दृष्टसाक्षात्कार करनारने अन्य लोकमां भ्रमणनुं प्रयोजन नथी.

૫દ ૨૧૭ ( જેને શિર સિરતાર સમર્થ, એ લય )

ભૂલોકમાંને ભગવાન્ મળ્યા પછી સ્વર્ગે જવું કે શાને,
ઘર બેઠે માગ્યુ આવી મળે પછી શીદ ભમવું કે દુકાને
ભલે બીજા શિવ બ્રહ્મ વિષ્ણુ કે, અન્ય લોકને ઇચ્છે,
અહિં બ્રહ્મા શિવ વિષ્ણુ ભાળ્યા, હવે શી માગે પડી છે,—
બ્રહ્મલોક જવા મથતા કઇ, ભ્રમમાં જઇ ભરાતા,
વિષ્ણુલોકમાં જવા જતા તો, વિઘ્નપ્રમાર્ગે ફસાતા,—
શિવલોકે કઇ જવા મથે પણ જીવલોકે રહે ભટક્યા,
સર્પગ્રસિત મેડકની પેઠે, કો તો મધ્યમાં લટક્યા,—
બહુ ડાહ્યા નિજથી પ્રભુજીને, દૂર અને દૂર કલ્પે,
હું તો મારામાં પ્રભુ જોતો, મુજથી દૂર ન ગલ્પે,—
ઉંચે નીચે બીજા જનો તો ફટારતા નિજ ડોળા,
મેં તો નેત્ર મીચીને મુજમાં, દીઠા શંભુ ભોળા;—
પ્રભુને કોઇ સાગરમાં, નદીમાં, કોઇ પર્વતમાં ધારે,
કોઇ સૂર્યે કોઇ ચંદ્રે ધારે, કોઇ ગગને જ વિચારે;—

પણ જેણે નિજમાં નાથી નિરખ્યા, નાનાથી નરહરિ નિકટે,
દૂર દેશમાં તે નહિ જોશે, ભમે જાર સ્થળ વિકટે,—
અહિં બેઠે જગપતિની રચના, નિત્ય રહું હું નિરખી,
લોક ચતુર્દશ મુજમાં જોતો, મધ્યે પ્રભુને હરખી,—
ઉપેન્દ્ર ગુરુની તે બલિહારી, મુજમાં દેવ બતાવ્યા,
જે ક્ષણ ઇચ્છું તે ક્ષણ સત્વર, મુજપ્રતિ જોવા આવ્યા,—

---

## विरहप्रलाप.

**પદ ૨૧૮.** ( રસ ભર્યું આ જોબન જાય,-એ ઢાળ.)

મુજ જીવન વૃથા વહી જાય, નરહરિ પ્રિય પ્રભુવિના,
આ અંતર અતિ અમુઝાય, નરહરિ પ્રિય પ્રભુવિના
ધારી રહે કો દેહને, વિણુપાણી વિણુઅન્ન,
પ્રકાશવિણુ વાયુવિના, રાખી ઉર પ્રસન્ન,
પણ મુજથી જરી ન જીવાય, જીવાડણહાર, નરહરિ પ્રિય૦
ધન દારા પશુ જ્ઞાનથી, જીવો રીઝે અન્ય,
ચંદ્રવિના પણ કુમુદિની, રહે મગ્ન જેમ ખિન્ન,
હું દુખી સુખથી રહિત, રીઝાવે કોણ, નરહરિ પ્રિય૦
ક્ષણ પછી દુખ ઉપજાવતું, માગે છે તે સામ્રાજ્ય,
પૂર્ણ તૃપ્તિ દઈ દુખ હરે, ઇચ્છું એવું આજ્ય,
મને દયા આણીને એહ, અપાવે કોણ, નરહરિ પ્રિય૦
અંતરની શાંતિ અને, સાચું અંતર્જ્ઞાન,
સાચી અનુભવની સ્થિતિ,—કેરૂં માગ્યું દાન
હું અનધિકારીને આજ, કરે ધરી પ્રેમ, નરહરિ પ્રિય૦
વીણાગીપાસે જઇ, રાવણ યાચ્યું કેમ,
કૃપણસમીપે જઈ અને, યાચ્યું ધન વા તેમ,
નવ યાચ્યું ભિક્ષુકપાસ, માગ્યું દેનાર, નરહરિ પ્રિય૦
માગ્યું દમડી એક તો, દીપે ન ગ્રામ જેહ,
એવા જનપાસે નહિ, યાચું પડતાં દેહ,
માગ્યાથી અધિક દેનાર, નથી દાતાર, નરહરિ પ્રિય૦
હું ભુખ્યો ભિક્ષુકને, પ્રિયતમ પ્રભુ દાતાર,
જે માગું તેથી અધિક, પ્રસન્ન થઇ દેનાર,
નથી મુજને મઝી ક્યાંઇ એ ખરી જોડ, નરહરિ પ્રિય૦

---

## इष्ट अने भक्तनो संबंध.

**પદ ૨૧૯.** (તુમ કૌન બસર કહો કહાંસેં આયે—એ લય.)

અમે તનુ અમારા નાથતણાં, છે નાથ અમારા પ્રાણ,
અમે કુસુમકલિ, અતિ રમ્ય ખીલી, છે, નાથ કુસુમની ઘ્રાણ.
અમે સુંદર દેવી દીપક જઈએ, નાથ અમારો પ્રકાશ,
અમે ઇક્ષુદંડ, શર્કરા ખંડ, છે નાથ અમારી મિઠાશ. અમે૦
અમે વૃક્ષ છઈએ ફુલ્યાં ફાલ્યાં, વૃદ્ધિરૂપ અમ નાથ,
છે શાંતિ નાથ અમારા ને અમે, રૂપેરી ચાંદની રાત. અમે૦
અમે જલરૂપ જગમાં થઇ રહ્યાં છે, દ્રવતારૂપ અમ નાથ,
છે સુખદાતા, અમ નાથ મૃદુતા, મંદમંદ અમે વાત. અમે૦
અમે મધુર ગીત, વાદ્યંત્ર સર્વ, છે નાથ અમારા નાદ,
અમે સઉ અનુપ, ભોજનસ્વરૂપ, છે નાથ અમારા સ્વાદ. અમે૦
અમે સૂર્ય છીએ, છે નાથ અમારાં, જીવના જીવનસ્વરૂપ,
અમે વનસ્પતિ, રસવતી અતિ, અમ નાથ રહ્યા રસરૂપ; અમે.
છે નાથ અમારા નિરામયતા, સૌ અમે ઔષધક્વાથ,
અમે ઉપાધિબાધક શ્રેયસ્સાધક, ઉર નૃસિંહ અમ નાથ. અમે૦
એમ નાથ અમારાથી નથી છેટા, અમે ન નાથથી દૂર,
જ્યાં અમે રહ્યાં, જ્યાં અમને લહ્યાં, ત્યાં નાથ સદા ભરપૂર. અમે૦

---

## अंतिम अभ्यर्थना.

**પદ ૨૨૦.**

નરહરિ જયયશને આપજો,
આપતણું ઉર ધ્યાન, ધરવામાં;—
નિકટ પ્રકટ આપ થઇને, અંતર ઠરજો, તિમિર હરજો,
નિજરૂપ ભરજો, સુખપદે ધરજો,
હૃદયસદનમાં વ્યાપજો;—
ઉરથી કામનામાત્ર પ્રજાળી, સદ્ય કરો નિષ્કામ,
આપવિષે સઉ, મનમતિકરણો, પામજો નિત્ય વિરામ,
અક્ષય અચ્યુતપદ સ્થાપજો;—

---

## 'સહર્ષ સ્તવન.

### પદ ૨૨૧. ( નથી જગતમાં સાથ, એ લય. )

ચિત્સ્વરૂપ અવિનાશ, નૃહરિ પ્રભુ ! નિજ જન હૃદયપ્રકાશ,
ધરી અંતર અતિ ઉલ્લાસ, સ્તવે પ્રભુને પ્રભુપ્રિય નિજ દાસ.
નયન ભરીને આજ નિરખીએ, હૃદય ને મૂર્ધાકાશ,
આપવિના અંતર્ કે બાહિર, ખાલી નથી અવકાશ.
દશદિશ સ્વરૂપને લહીએ, નિજરૂપ આજ થઇ રહીએ,
લહી યથાર્થ આપવિલાસ, ભેદને લહીએ મિથ્યા ભાસ;—
જીવત્વ ક્યાં એ પૂર્વનું, ક્યાં આજનું શિવત્વ,
આપકૃપાથી આપથી, લહીએ આજ સમત્વ,—
એ હર્ષભર્યો આ દાસ, પ્રણામ અનંત કરે પ્રભુપાસ;—

---

## अवबोधोद्द्योत.

### પદ ૨૨૨. ( સનનનનનન મોર કરતી, એ લય )

ઝગઝગ કરતી આ અહો ! શી, દિવ્ય રશ્મિ આવતી,
કોણ પ્રેરે, ક્યાંથી આવે, દિવ્ય દ્યુતિ પ્રસરાવતી.
એક ક્ષણમાં પ્રકટી સત્વર, ભેદી અંડકટાહ ગઇ,
સપ્ત પાતાલોવિષે પણ, સત્વર ક્ષણમાં પ્રસરી રહી;—
બ્રહ્મલોકાદિ વ્યાપી, સકલ સપ્ત પ્રદેશમાં,
રશ્મિમય કરી વિશ્વ દીધું, તિમિર રહી રહ્યું લેશ ના;—
આમ જોતાં તેમ જોતાં ચમકતી આ ચિતિદ્યુતિ,
મુજ વિષે જ્યાં ભાળું ત્યાં પણ, એ જ જ્યોતિ પ્રકટતી.
અવિદ્યાબંધન મુનિએ, તરત મારાં તોડીયાં,
કર્મક્લેશવિપાક આદિ, સર્વ મુજથી છોડીયાં:—
એક ક્ષણમાં મુક્ત કીધો, કર્યો સર્વતણો પતિ,
જોઇ આ આશ્ચર્ય હું ત્યાં, લીન કરું મુજ મનમતિ:—
લીન થાતાં તો તરત હું, મુજને ભૂલી ગયો,
સર્વપતિપણું પણ ન મુજમાં, રશ્મિમય આપે થયો.—
જાગી જોતાં ભાળું મુજને, સદા સર્વતણો પતિ,
ભાન મારું વિસાર્યું જે ક્ષણ, તે જ ક્ષણ હું ચિતિદ્યુતિ;—

---

## चिदनुभवोद्‌गार.

### પદ ૨૨૩

હવે શું બાકી કરવું મારે—હવે શી ચિંતા રહી છે મારે,
ચિતિરૂપ હું થયો રે
જીવને બંધન જે જે વળગ્યા, તે રહે હાવે મુજથી અળગા,
નિરાવરણને નિર્વિકાર મુજને લહ્યો રે,—
નિત્ય શુદ્ધ ને અભય હું, સ્વતંત્ર ને સર્વજ્ઞ,
અવિકલ અને અસંગ હું, પૂર્ણ નિરામય પ્રજ્ઞ,
હુંથી રહિત જગતનો એક ન અણુ રહ્યો રે,—
સત્ ચિદ્ ને આનંદ જે, તે છે મારા ધર્મ,
નામરૂપજડ હું નથી, હું કેવલ નિષ્કર્મ,
દુર્ઘટ જનનમરણનો ફેરો મેં દહ્યો રે,—
સર્વવ્યાપી અનંત ને, અપાર અપરિચ્છિન્ન,
મુજ સ્વરૂપે કરી સર્વથી, અભિન્ન ને વળી ભિન્ન
વેદશ્રુતિએ પણ મુજને 'નેતિ' કહ્યો રે,—
દસ્યરૂપે ચિતિ પ્રસરતા, હું પણ થઈ રહું દસ્ય,
જ્યાં જે રૂપે ચિતિ રહે, તદ્રૂપ થાઉં અવશ્ય,
ચૌદ ભુવન, બ્રહ્માંડે, મારો વિજય વહ્યો રે,—

---

## चित्तनी चिन्मयावस्था.

**પદ ૨૨૪** (મરજી પ્રભુની પ્રમાણે બને છે, એ લય )

ચિતિતત્ત્વમાં ચિત્ત મારું રમે છે, સમુદ્રે તરંગોસમું થઇ શમે છે
કદી દસ્યને આ ન મન ચિંતવે છે, સ્વરૂપથી લગનિ એ લગાવી રહે છે—
નથી સ્પર્શતા સુખદુઃખાદિ ધર્મો, નથી બાધતા લેશ પણ કોઈ કર્મો,—
નથી હાનિવૃદ્ધિ કદી ક્યાંહિ જોતું, નથી પામતું કે નથી કાંઈ ખોતું,—
યથારૂપ આ વિશ્વનું સઉ જણાતું, ન આશ્ચર્ય કોથી કદી કાંઈ થાતું,—
ન દેહાદિને માન મારું ભણે છે, સકલ વિશ્વને એહ મારું ગણે છે,—
અનવધિ પ્રદેશે સદા વિસ્તરી તે, સ્વપરભાવને છે ગયું વિસરી તે,—
કદા સચ્ચિદાનંદરૂપે પ્રકાશે, કદા સાક્ષીરૂપે નિરાશું જ ભાસે,—
મળી જાય જળમાંહિ જળ એક રૂપે, મળ્યું ચિત્ત ચૈતન્ય એક સ્વરૂપે,—
નથી ચિત્ત એ ચિત્ત, પણ એ ચિતિ છે, ચિત્તરૂપ અવસ્થા હવે તો વીતી છે,
ઉપેન્દ્રચિતિસ્પર્શથી ચિત્ત આજે, ઉપાધિ દહીને ચિતિમાં વિરાજે,—

---

## मंगल.

પદ ૨૨૫. (સ્તવીએ, જગનાટકનટને, એ લય)

આનંદે, નૃહરિપદે નમીએ.
સ્વચ્છંદે, પ્રભુઆશ્રયે રમીએ.
ઇષ્ટ પામી અનિષ્ટ સઘળું, ત્યાગીએ, દાગીએ,
જાગીએ, લાગીએ, અભયપ્રદ નિજ ઇષ્ટપદમાં;—
તમસ્તણો ભાનુને ભય ક્યાં, અગ્નિનો ભય જેમ ન જલમાં,
સચ્ચિત્ શ્રીપતિ પ્રકટ રહ્યા ત્યાં, દૈન્યદુઃખભયકેરું ન બલ ત્યાં,
જયવિજયધ્વનિ ઉચ્ચરી,
હર્ષથકી અંતર ભરી,
નિરખી નયનનિકટ શ્રીનરહરિ,
ભય વામીએ, જય પામીએ;—

---

## अवश चित्तने उपालंभ.

પદ ૨૨૬.

અરે ચિત્ત માગ, તું વશ થતું કાં ના,
વશ થતું કાં ના, સ્વચ્છન્દે તું જા ના;—
જે જે માર્ગથી જાતું રોકું વેગ કરીને ત્યાં તું ધા ના;
તુજ વશ વહેતાં તુજને, મુજને દુઃખના ડામ દેવાના છાના;—
ત્યારે ત્યારે શિક્ષા તું પામે, તુજપર પડીયાં ચિહ્નો ધાનાં,—
સુખઅર્થે તુજ પાછળ ભટકી, ભોગવીયા છે વિપાકે નાના;—
અમૃતરૂપ નથી ભોગ સકળ આ, હાલાહલ તું પીને પા ના;—
શું કહે સજ્જન તુજને કરથકી, એ તે હતા ક્યાં સુધી કહેવાના;—
કહી કહીને એ થાકી ગયા છે, પણ શાંશે સુધરવાના;
વચન એ ક્ષણે ક્ષણે ગુરુનાં પૂર્વે,પ્રાણ્ આ તારા પની કાં જતા ના;—
સુધરીશ જો ન હવે તું તો તો, આવ્યાં આવ્યાં જાણ યમગાજનાં;—
પરનાં વચનબાણ ભેદાનાં તોપણ, કટકા થના કાં ના કાળજાનાં;—
સન્માર્ગે જો તું ન વળીશ તો, જાણ પ્રભુ તુજ કોપાવાના;—
મારે ગુરુવચનો દે માની, ઉપેન્દ્ર કહે જે હિત ધરાનાં;—

---

## इष्टस्मरण न करनारनो जन्म निरर्थक छे.

**પદ ૨૨૭.** ( જિને આપકુ જોયા નહિ, એ લય )

જિને ઇષ્ટનામ લીયા નહિ, સબ જન્મ વ્યર્થ ગયા સહી,
સબ જન્મ વ્યર્થ ગયા સહી, જીતા રહા સો કયા હુઆ
પે કંઠમે ધરી માલકુ, કરમે ગ્રહી કરતાલકુ,
નિરખ્યા ન દીનદયાલકુ, ભક્તિ કિયા સો કયા હુઆ, જિને૰
ભગવા તનુપેં ધાર દે, શિરકેશ સર્વ નિકાર દે,
મન તો રહા સંસારમે, સાધુ હુવા સો કયા હુઆ, જિને૰
સબ શાસ્ત્ર જિહ્વાસે બકે, ખુબ લેખ લેખિનીસે લિખે,
કભી મર્મકો વો ના સીખે, પંડિત હુવા સો કયા હુઆ, જિને૰
ઇન્દ્રિયદમન કર ના સકે, દીનપે દયા ન કભી રખે,
પરમાત્મરસ જો ના ચખે, જ્ઞાની હુઆ સો કયા હુઆ, જિને૰
નિજ શિષ્યકા ધનવામ હર, ઉનપે રખે તીખી નજર,
નહિ માર્ગ કહે કલ્યાનકર, સદ્‌ગુરુ ભયા સો કયા હુઆ, જિને૰
લહેવે સુસિદ્ધિ ભોગકો, હુઇ યોગી કભી જાને ન કો,–
પ્રકૃતિપુરુષસંયોગકો, યોગી હુઆ સો કયા હુઆ, જિને૰
ઉપેન્દ્ર ગુરુકો વિસાર કર, દોનોહિ ગુરુમેં નિહાર કર,
નિજ શિષ્યનામ લજાન કર, સાધક હુઆ સો કયા હુઆ, જિને૰

---

## व्यवहार सुधारवा इष्टने मार्थना.

**પદ ૨૨૮.** (લો જ્ઞાનનો સુજનો લ્હાવો, એ લય )

પ્રભુ ! આ વ્યવહાર સુધારો, જેથી સુધરે પરાર્થ આ મારો
આપ વ્યવહારના છો કર્તા, છો આપ સંકટના હર્તા રે,
વ્યવહારના દુઃખ નિવારો, જેથી૰
વ્યવહાર નહિ જો સુધર્યો, જીવ્યો દેહ છતાં પણ મુંજર્યો રે,
ક્યાંથી પરાર્થ સુધરના વારો, પ્રભુ૰
પરમાર્થ સુધારવા જાતો (ત્યાં ) વ્યવહારમાં ખત્તા ખાતો રે,
બકરી કાઢતાં ઉંટનો પેસારો, પ્રભુ૰
વ્યવહારકૂવો ના તરીયો, પરમાર્થ તો મોટો દરીયો રે,
તેનો કેમ કરી પામું કિનારો, પ્રભુ૰
પ્રભુ અજ્ઞાને વશ વર્તી, સાચી મતિ ઉર ના ઠરતી રે,
જેથી નિત્ય રહે છે તપારો, પ્રભુ૰

(જો) વ્યવહારનો દીધો ભારો, તેને અનુકૂલ ઉધારો હારો રે,
પ્રભુ સુખનાં અન્ય હજારો; જેથી૦
વ્યવહારનું સુખ છે સ્ત્રીમાં, તેને પ્રથમ સુધારો બુદ્ધિમાં રે,
જેથી પ્રકટે વિવેકવિચારો; પ્રભુ૦
સંબંધી બહિર્ સંતાપે, ઘરમાં સ્ત્રી પણ અતિ તાપે રે,
કહો કેમ કરી સહું એ કકારો; પ્રભુ૦
સ્ત્રીમાં નથી જ્ઞાન પ્રકટતું, ત્યાં લગી તો દુઃખ રહે વધતું રે,
સ્ત્રીજાતિમાં જ્ઞાન વધારો; જેથી૦
વળી વડિલ જનો જે હોયે, તે સમજે કંઇ નહિ તોયે રે,
કરે નિત્ય ધંટીટંકારો; પ્રભુ૦
હરઘડી ક્રોધે તપી જાયે, ઘડીઘડીમાં રીસે ભરાયે રે,
મારે મહેણુકેરા કુહારો; પ્રભુ૦
જો શીષ નમાવી યાચું, કદી કહેવા જાઉં કાંઈ સાચું રે,
તો કહેશે કર ન લવારો; પ્રભુ૦
ઙ્ઘ ઈશ્વરને સમજાવે, તો તે કદી લક્ષમાં લાવે રે,
પણ વડિલ ન સમજનારો; પ્રભુ૦
તેને સદ્બુદ્ધિ પ્રભુ આપો, નિજ હિતના માર્ગમાં સ્થાપો રે,
જેથી થઈ રહે સુખ કરનારો; પ્રભુ૦
સંબંધીઓ પણ સઘળાં, દુઃખનાં નાંખે છે ડગળાં રે,
શી રીતે સહું એ મારો; પ્રભુ૦
મને મર્મવચન બહુ બોકે, મિથ્યા પણ ઘડી ઘડી રોકે રે,
નહિ માર એ સહન થનારો; પ્રભુ૦
'આમ કરશો તો કીર્તિ જાશે, આમ કરતાં અપયશ થાશે રે,
માટે મારૂં વચન સ્વીકારો;' પ્રભુ૦
'આમ તમને ન કરવું શોભે,' એમ કહે ચઢી જ્ઞાનને લોભે રે,
જાણે જ્ઞાનનો હોય ભંડારો; પ્રભુ૦
આ વિણ શિખામણ વિધવિધ, આપે છે કરવા મુજ હિત રે,
પણ તેમને શિર દુઃખભારો; પ્રભુ૦
પોતાનું દુઃખ ન ટાળે, બીજામાં આંગળી ઘાલે રે,
હોય છે અભ્યાસ નઠારો; પ્રભુ૦
એ સહુનું કારણ એ છે, અજ્ઞાન લીધે બોલે છે રે,
એમનું અજ્ઞાન નિવારો; પ્રભુ૦
સઘળી મુજ નિમિત્તે, કરે કલહ અતિશય ચિત્તે રે,

મુજ કહે આરોપે દોષહારો, પ્રભુ૦
સમજાવ્યા કો ન સમજતા, બહુ વિધિ અંતરમાં દમતા રે,
હૃદયે પાડે છે શારો, પ્રભુ૦
મુજને દૂષિત ગણે છે, નિજને નિર્દોષ ભણે છે રે,
જ્યાં ત્યાં મુજને કરે અકારો, પ્રભુ૦
એ સઉની મતિને સુધારો, એમના અંતરને ઠારો રે,
કરી જ્ઞાનતણો ઝળકારો, જેથી૦
પ્રભુ સઉ જન ધનના ભુખ્યા, ધનવિણ જેમ ગેટલા લુખા રે,
ધનવિણ ન બને વ્યવહારો પ્રભુ૦
કાં તો ધન અનવધિ આપો, કાં તો ધનની અગત્યને કાપો રે,
અંતર સંતોષે ઠારો, પ્રભુ૦
ધનઅર્થે પ્રીતિ તૂટે, ફરી સાંધ્યે કદી ના જુટે રે,
એ ધનની ખોટ સહારો, પ્રભુ૦
આ વૃત્તિ અધિક શું બોલે, એને સઉ જન સરખી છોલેરે,
જેમ કાષ્ટને છોલે સુથારો, પ્રભુ૦
કઇ કઇની અગત્ય પડતી, જે વીણુ અડચણુ અતિ નડતી રે,
એ જાણે જે લહેનારો, પ્રભુ૦
હું અકળાયો ફફળાયો, આપ સમીપે વહુ થઇ કાયો રે,
મારા ભાવને ઉર ઉતારો, પ્રભુ૦
હું કેમ કરી પરાર્થ સાધું, વ્યવહારધુસરું ગળે બાંધ્યું રે,
ન કો તમવિણુ છોડનારો પ્રભુ૦
ભવે અન્ય ન યાચે કોઇ, વ્યવહારની સિદ્ધિમાં મોહી રે,
પણ મારી વિનતિ સ્વીકારો, જેથી૦
પ્રભુ આપ છો અંતર્યામી, જાણો કોણ કામી નિષ્કામી રે,
હું ન આડંબર ધરનારો પ્રભુ૦
વ્યવહાર છે આપ પ્રસાદી, તેને સાધીશ થઈ અપ્રમાદી રે,
જો આપતણો છે વહારો, જેથી૦
નરહરિ છો મારા સ્વામી, પ્રભુ તમસરખાને પામી રે,
રડે ક્યાં લગી દાસ તમારો, પ્રભુ૦
શુણી લાવો મારા પુકારો, મારા અર્થ આજ પ્રભુ સારો રે,
લહી ઉપેન્દ્ર બાન બિચારો, જેથી૦

## જીવન તથા મૃત્યુનો સંવાદ.

### પદ ૨૨૯. લાવણી.

એક સમય જીવન ને મૃત્યુ, અરસપરસ મળીયાં,
ઉભયતણા મુખમાંથી આ વિધિ, વચનો નીકળીયાં
જીવન પૂછે મૃત્યુને ભાઈ! કોણ તુંથી કંપે,
તુજ પાસે તું કોને નાંખે, કહે તે આજ મે.
કોણઉપર છે સત્તા તારી, કોણ મંગી તારા,
તુજ પાસેથી પણ આ જગમાં, કોણ છે બચનારા
એવું તે દુખ તું શું દે છે, તારૂં નામ સુણી,
મોટા બળીયા પણ બની જાતા, ધ્રૂજી ઝની પુણી
મૃત્યુ બોલ્યુ, સાંભળ રે જીવન! નિર્બળ મુજથી ધ્રુજે,
નિરઘમીને નિશદિન મુજવિણ, કાંઇ નહિ સુજે.

મુજ ચિંતન જે નિત્યે કરતા, તે મુજ પાશ પડે,
ક્ષણ ક્ષણ મુજ પ્રતિ દૃષ્ટિ સ્થાપે, મૃત્યુ તેને નડે
ભયભીત ને નિશ્ચય જે માને, મારૂં મૃત્યુ થવું,
મુજ ઉર છે પણ નિશ્ચય તેવો, તેનું મૃત્યુ કરવું
સાંભળ રે ઓ જીવન! હાવે કોણ મંગી મારા,
ક્લેશ, ક્રોધ, ચિંતા, દુર્બલતા, છે બંધુ પ્યારા
મુખ્ય દૂત મુજ ભય છે મારો, જે જન ઉરે વસનો,
ગાનવિભ્રમ જાણો તે જન, આવે મુજ પ્રતિ ધસતો
આ ઝડપાયો એ હું ચાલ્યો, મરણનો આમ હું છું.
એવો ભય છે જેના ઉર, તેને પકડું છું હું.
નહિ છોડશે મને મૃત્યુ, કોઇને નથી છોડ્યું,
એવો નિશ્ચય જેને, તેને મરેલા હું દેખું.
નિજ કર્તવ્યે કાયરતાને, મઉપ્રતિ દીનપણું,
નિરુત્સાહ ને અશ્રદ્ધાને, હું મુજ બંધુ ગણું.
ચિત્તતણી ચંચળતા, શંકા, આળસપ્રમાદ જ્યાં,
અનાચાર, અતિ આહાર જ્યાં, મુજ ડંકા વાગે ત્યાં.
જેના મનમાં વિચાર રમતા, રાગદ્વેષતણા,
સ્વાર્થપણાના, દુષ્ટિનાના, લોકમોહના ઘણા.
ગાજ્યુનામસ્ સંકલ્પોથી, જેનું મન મેલું,

જેની શાંતિ લેશ ના ચિત્તે, તેને ગ્રહું વહેલું.
સ્વલ્પ પ્રમાણે, નિજ સત્તાને, નિજને પરવશ લહે,
જેને શાંતિ લેશ ન ચિત્તે, તેને મૃત્યુ ગ્રહે.

કૃત્રિમતવચને, જે કદી કોઇને, સુખ ન ઉપજાવે,
અવિહિત વ્યાપારો જે સેવે, ( તે ) આવે મુજ દાવે.
નિજ કર્માનુસાર વિવિધ દુઃખ, જીવ સઉને આપું,
સર્વ પ્રકારની શુદ્ધિ કરીને, ઉચ્ચ પદે સ્થાપું.

જે જે અવિહિત માર્ગે વહેતા, આત્માભિમુખ નથી જે,
ત્રિકાળ મુજથી નથી બચનારા, ગ્રાસરૂપ મુજ તે.
મૃત્યુ જીવનને પુછે છે, કો વિધિ જીવ તુજને,
પામી નિત્ય રહે એવો વિધિ, જણાવ તું મુજને.

જીવન કહે હું દશ્ય સકલમાં, અખંડ વ્યાપી રહું,
ભૂનભજલમાં, અનિલઅનલમાં, સદા સર્વમાં હું.
અણુ પણ મુજ વિણુ છે નહિ વિશ્વે જડને ચેતનમાં,
કોમાં પૂર્ણપણે રહી પ્રકટી, સુપ્તપણે કોમાં.

મુજ નિવાસસ્થલ સૂર્ય પ્રકટ છે, સૂર્યકિરણદ્વારા,
અનેક સ્થળમાં પ્રવેશ કરતો, કનિષ્ટ કે સારાં.
પ્રાણુ સ્થાન છે બીજું મારૂ, જ્યાં હું નિત્ય રહું,
વિધિથી મુજને, ગ્રહતો તેને, દિર્ઘાયુષ દઉં.

અન્નવિષે મુજ વાસ જાણજે, વિધિથી જે ગ્રહેતા,
તનમનની શક્તિ પામીને, દીર્ઘાયુષ લહેતા.
જલમાં પણ મુજ વાસ રહ્યો છે, પાન કરે જે જે,
પામે મને ન્યૂનાધિક અંશે, રૂડી રીતે તે તે.

નિરુપાધિક સ્થલ એ પણ મારાં, વાસનણાં સ્થલ છે,
પ્રશાંત જેનું વાતાવરણ અને, અતિ નિર્મલ જે.
સત્વપ્રસાદ વહે જ્યાં નિત્યે, ગુરુઆશ્રમસમ તે,—
સ્થળમાં પણ હું નિત્ય રહું છું, કોઇ સુભાગી લહે.

પ્રસન્નતામાં મુખ્ય કરીને, મારો નિવાસ છે,
જે સાધે નિર્દોષપણે તેને તુજ ત્રાસ ન છે.
ભક્તિમાં હું વસી રહું છું, તત્વચિંતનમાંહિ,—
પૂર્ણપણે હું વાસ કરૂં, બીજે ન એ સમ ક્યાંહિ.

જિતેન્દ્રિય અને જે અંતર, શુદ્ધ પ્રેમમય છે,
વૈરરહિત છે અંતર, મારો, તે જ મહાલય છે.
વિહિત વિષયના સેવનમાં પણ વાસ રહ્યો મારો,
જે વિધિ જાણે તેનો તો તો, ટળે મરણમારો.
જે મારા ચિંતનને કરતો, મુજને સર્વ સ્થળે,—
દેખે તે તો અખંડ મારા સામર્થ્યને જ રળે.
મુજથી વિરોધી જેને ચિંતન, ક્ષણ પણ નવ થાતું,
તેમાં ઓતપ્રોતપણે હું પણ શમાઇ જાતું.
શુભતણાં ચિંતનને, કરવું, છોડી અશુભતણું,
તેને મુજ પ્રાપ્તિનું સાધન, એક જ મુખ્ય ગણું.
જે નિજ ઇષ્ટવિષે મતિ રાખી, નિરભિમાનથી રહે,
તે જન નિજ અંતરમાં મારો, શુદ્ધ પ્રવાહ લહે.
પુરુષપ્રકૃતિતત્ત્વતણો છે, જ્યાં સંયોગ રહ્યો,
વેદ અને શાસ્ત્રોએ તે સ્થળ, મારો નિવાસ કહ્યો.
અધિક કહું શું મૃત્યુ તુજને, આ સ્વરૂપે કહું છું,
દૃઢ શ્રદ્ધાથી મુજને ચિંતે, તેનામાં રહું છું.
કઠિન નથી કાંઇ મને પામવું, હૃદયે સઉ જનના,—
વસી રહું છું પામે મુજને, ત્યાં સંયમ કરતાં.
વસ્તુતઃ તો આપણ બંને, અધુરૂપ છીએ,
શાસન કરવાનું ને ફલ દેવાનું કાર્ય કરીએ.
યોગ્ય નિયમથી વર્તે તેને જે ગતિ હું આપું,
શાસન દઇને તે જ ગતિમાં, તું પણ હું સ્થાપું.
ઉગ્ર માર્ગ છે તારો, મારો સૌમ્ય માર્ગ અતિ છે,
મુજ માર્ગે જે ચાલે ન તેની, તુજ માર્ગે ગતિ છે.

---

## ધ્યાનારૂઢ થવા સાધકોને આહ્વાન.

### પદ ૨૩૦.

સાધો ! ધ્યાનને લગાવો, અંતર અલેખ જગાવો,
દો છરે અગમગઢ ચડવાને છ,
અંકલ્પો એની પીડા વિષે ન વાપરો રે,

વાસના અંતરથી વિદારો, હો જી રે—
વાસના મટતા વહાલા કર્મને ત્યાગશો રે,
 નિષ્કર્મ થાતા મળ છારો,—
કર્મો ત્યાગી અજ્ઞાન આવરણ ખાળજો રે,
 ભવનો આ ભાગે નિવારો,—
ગુરુયુક્તિ પામી સહુ પ્રાણને રોધજો રે,
 ઇન્દ્રિયદમન ના વિસારો,—
અભિમાન ત્યાગીને મનને તો મારજો રે,
 જ્ઞાનાગ્નિનો કરજો તપારો,—
જ્ઞેયસ્વરૂપ નિત્ય મૂર્ધમાં ધારજો રે,
 અનુભવે બાંધો એક તારો,—
ગગનમઢે નરહરિરૂપે મહાલજો રે,
 નિરખો ઉપેન્દ્ર ના ન્યારો,—

---

## साधकोने परस्पर स्नेहथी वर्तवा सुबोध.

**૫૬ ૨૩૧.** ( એરે ખુદા, દિલડા સભાળીએ રે, એ લય )

બંધુ થયા, હળીમળી ચાલીએ,
ઉના પાણીથી ઘર ના બાળીએ, હાંવે૦
દ્વેષબુદ્ધિ ટાળીએ જી, ક્રોધને ખાળીએ જી,
વિરોધને બાળીયે જી,
પરસ્પર આત્મરૂપે ન્યાળીએ, હાંવે૦
વાણીને સભાળીયે જી, કોને ન પ્રજાળીયે જી,
ભ્રાન્તિને ઓગાળીયે જી,
ચઢીયે ન લીમડાની ડાળીએ, હાંવે૦
હૃદયથી ભેટીએ જી, પ્રેમે હસ્ત ઝાલીએ જી,
પરસ્પર મહાલીયે જી,
પ્રીતિપાન કરીએ એક પ્યાલીએ, હાંવે૦
ગઇ ન સભારીએ જી, ચસ્યું નહિ ચાળીએ જી,
ભ્રાંતિ નહિ ઘાલીએ જી,
સ્નેહની બંધુમાં જ વાડીયે, હાંવે૦
આવેશને ગાળીએ જી, વૈરને ને પાળીએ જી,

ભીતર નિહાળીએ જી;
નિજરૂપ અન્યોઅન્ય ભાળીએ; હાવે૦
એક પગલે હાલીએ જી, રમીએ એક તાળીએ જી,
જમીએ એક થાળીએ જી,
પ્રભુપદે સાથે વાસો ઢાળીએ; હાવે૦

---

## नृहरिउपासकना आनंदोद्गार.

પદ ૨૩૨. (જીવ જગના પતિને ભજ ભાવથી રે, એ લય.)
અમે ઇષ્ટ શ્રીનૃસિંહપદે મહાલીએ રે, ગાળી મિથ્યા જીવત્વઅભિમાન.
જેની મોહિનીથી ભાન અમે ભૂલીયાં રે, જેના જ્ઞાનમાં ભૂલાવી અમ સાન–
જેની શક્તિએ અમારી ભક્તિ ભૂલવી રે, જેના કંઠમાં લોભાયા આ કાન–
જેણે કરુણાકટાક્ષે પરવશ કર્યાં રે, નિજ આશ્રિતકેરા પ્રાણ—
જેણે ખેંચી નિજપદે અમારી વૃત્તિઓ રે, જેના સ્નેહમાટે દીધું જીવદાન–
હુંપણું અમારૂં પણ જેણે હરી લીધું રે, દીધું રહેવા સ્વતંત્ર ન ચિત્ત—
કોઇ યુક્તિવડે સર્વમાંથી એમણે રે, ત્યજાવી દીધી અમારી પ્રીત—
જેના રૂપમાંહિ નેત્ર આ ગળી ગયાં રે, જેની વાણીમાં શમ્યા અમારા શબ્દ–
અતિ સૌમ્ય છતાં અલૌકિક એમના રે, મહા ગાંભીર્યમાં કર્યાં સ્તબ્ધ–
આમ સર્વ એમણે અમારૂં લઇ લીધું રે, કાંઈ પાસે રહ્યું નહિ શેષ–
પછી માત્ર એ અમારા એક થઇ રહ્યા રે,જેથી ઇચ્છીએ અમો ન બીજું લેશ–
અમે પ્રભુના મટી અમારા પ્રભુ રે, થઇને રહ્યા એ વિશ્વવિખ્યાત—
એક ઇષ્ટ શ્રીનૃસિંહવિના વિશ્વમાં રે, નિજ ભક્તતણા કોણ જ થાત–

---

## सर्वत्र इष्टदर्शन करनार वृत्तिनां आनंदवचन.

પદ ૨૩૩. (દીનદયાળુ છે મારો શ્યામ, એ લય.)
ઘટ ઘટમાં વ્યાપ્યો જોઉં મારો રામ, મારો રામ, મારો રામ રે,
અનંત અપાર પ્રદેશે વિસ્તરીયોજી.
વાલીડો મારો થઇ મોરો ને બાલુડો રે,
જ્યાં ત્યાં ખેલતો જોતો ઠામે ઠામ, ઠામે ઠામ, ઠામે ઠામ રે, અનંત૦
જડને ચૈતન્યરૂપે એ જ વસ્યો સઘળે રે,
ધરી વેષ જુદો, ધરી જુદાં નામ, જુદાં નામ, જુદાં નામ રે, અનંત૦
આંખનો તારો મારો, અંતરની તૃપ્તિ એ,
જોનાં હું એને બનું પૂર્ણકામ, પૂર્ણકામ પૂર્ણકામ રે; અનંત૦

કાના વહાલાની માયા, જોઇ જાણી જાતી ના,
અગપટા કઈ કઈ તારા, વાહરે કામ, વાહરે કામ, વાહરે કામ રે અનત૦
જ્યારે સુતો હોઉ ઓડ તાણીને રે,
ઉભા રહી મુજને રક્ષે આઠે યામ,[1] આઠે યામ, આઠે યામ રે, અનત૦
મુજપર જ્યારે દુખ જરી પણ આવે ત્યારે,
ઉભા રહે મુજમા આવી થઇને હામ, થઇને હામ, થઇને હામ રે અનત૦
મારા ઘરકાજે જ્યારે, લાવુ વસ્તુઓ ત્યારે
હાથમા આવી રહે થઇને દામ, થઇને દામ, થઇને દામ રે, અનત૦
વેશધારી એ માગે, વેશ ભજાવે કઇ કઇ,
જુદા જુદા રૂપે જોઉ જોતા આમ, જોતા આમ, જોતા આમ રે, અનત૦
તારી કૃપા એ સાચો માગે તો યોગ છે રે,
તુ જ ભાગમોક્ષકેરૂ સાચુ ધામ, સાચુ ધામ, સાચુ ધામ રે, અનત૦
તુથી અભેદ માગે નિત્યનો તોયે દેતા—
વહાલુ લાગે તારૂ નામ સુદરશ્યામ, સુદરશ્યામ, સુદરશ્યામ રે, અનત૦

---

## स्वात्माश्रयी थवा साधकने सुबोध.

### પદ ૨૩૪. આશાગોડી

સ્વાત્માશ્રયી વીર થાજો, જગતમા, સ્વાત્માશ્રયી વીર થાજો,
નિજબળવિણ અન્ય બળ નથી સાચુ નિજબળધ્વજ કર રહાજો
નિજબળ ખોતા દશદિશમાથી, વાગે ભયની નરાજો,—
પરબળથી જે અભય થવા ચહે, તેને નડે ઘણી ધાચો —
સઉ સાધન પ્રભુએ દીધા છે, જીવકુખે ના ભરાજો —
દૈન્ય અને ભ્રાતિભય છોડી, નિજ બળમાહિ વિરાજો,—
નિજબળથી જેમ સૂર્ય પ્રકાશે આતમબળે વિશ્વે ભ્રાજો —
પરનુ બળ એ મૃત અવસ્થા, સ્વબળ જીવનરસ તાજો -
સ્વાશ્રયી થઇ ચૌદ ભુવનમા, યમનુ પણ નવ ખાજો —
આત્માશ્રયીને સુલભ બધુ છે, નિજ કર છે સુખમાચો —
અશ્વર્ય સામર્થ્યમાત્ર ચરણમા, લોટે જો નિજબળે ગાજો —
દુખાદિ રૂપે આશ્રય આત્માનો લીધા જ્યાજો —
સ્વાત્માશ્રયી બની રહેતા વિજયની, આણ સદા તમ વાજો,—
નિજબળ છોડી અન્ય બળે રહે, તે જ નૃહરિશિશુ કાચો —

---

[1] આઠે પહોર

## विरागनी निरुपमता.

### પદ ૨૩૫. સોરઠ.

સાચા સુખસાધક ! મહાભાગ જગમાં કોની ન તુલ્ય વિરાગ.
સ્પૃહા એક હુત્તને શેકે જેમ, ઘાસને બાળે આગ;—
નિસ્પૃહીને જ્યાં જગ તૃણવત્ ત્યાં, દુ:ખનો ન ફાવે લાગ;—
અનવધિ મસ્તીમાંહી એવે, વિરાગી સઘળી જાગ;—
વિરાગીને નથી મરણતણો ભય, અંતરમાંહિ જરાક;—
વિરાગની જ્યાં છોળ ઉછળતી, કોણ માત્ર ત્યાં રાગ;—
વિરાગીને ઉર બ્રહ્મલોકના, વિભવો ( જેવી ) વિષ્ઠા કાગ;—
વિરાગી તો એષણામાત્રનો, ક્ષણમાં કરતો ત્યાગ;—
આપે મુક્ત સ્વતંત્ર બની રહે, જેમ જંગલમાં વાઘ;—
વિરાગીને ઉર સમાન ભાસે, મૈક્તિકમાલ કે નાગ;—
વિરાગી ઇચ્છે કાંઇ ન પ્રભુ કહે, ' તે આપું જે માગ,'—
વિરાગીઉર ભેદ ન જોતાં યમ,–પુર કે નંદનબાગ;—
વિરાગકેરી ખુમારીમાંહિ, જરા સાધક ! લાગ;—
ઉપેન્દ્ર સાધક શિર પ્રભુ સ્થાપો, સાચો વિરાગપાઘ;—

---

## विरहालाप.

પદ ૨૩૬. ( કહું કાસેં શરમકી હય બાત, એ લય. )

કહો કહાં વો ગયે મેરે યાર.
ડારીકે મોપે અંધાર, પીકોડી—
મયેં ચેન ન પાવત, બિરહા સતાવત,
લાગત બીંગાર, અગાર, હે જી મોહે—
મયેં ચરનોકી, દાસી, દર્શનકી પ્યાસી,
કોઇ દીખાવો દેદાર, કુરબાન જાવું હજાર—
મયેંને અંગનમેં દેખા, બીનરબી પેખા,
ખોજ કીયી મયને બહાર, જહાં તહાં—
મેરા નૈનનમેં નાવે, જિયા ગભરાવે,
કરતે હૈં મુજકો બેજાર, કલેજેમેં મારી કટાર—
મેરી કુમખે આઓ, કોઇ દીખલાઓ,

સિરપે ધરૂં મયે પેજાર, હાથોમેં મેરે,—
મેરે સિંધુ દીખલાઓ, યે સરિતા મિલાવો,
મેં દઉં દુવા બેશુમાર, હય એસા ખુદાકા કો યાર,—

---

## चितिचंद्रचमत्कारानुभवोद्‌गार.

પદ ૨૨૭ (ન કરે રે, કાળી કોયલડી ટહુકાર, એ લય)

અંતર રે, અહાહા, કરે ચાંદલીયો ચમકાર,
હું જોઇ રહું આ વાર,
જ્યાં ત્યાં દૈવી પ્રભાનો પ્રસાર રે, અંતર રે૦
હૃદયઉદ્યાન પ્રભાથી અલૌકિક, ઝળકી રહ્યું છે અપાર,
તેની મધ્યે માગ ચંદ્ર બિરાજે, હૈયાકેરો હાર રે, અંતર રે૦
જેની સમીપમાં સામર્થ્યોં કેરા, છુટે ફુવારા હજાર,
જ્ઞાનનો દિવ્ય પરિમલ પ્રસર્યો, સદ્‌ભાગી કો લહેનાર રે, અંતર રે૦
શાંતિસમીરની લહેરો જ્યાં લહેકે, વહે જ્યાં અમૃતરૂપ વાર,
અનવધિ આનંદરૂપી ફલો જ્યાં તૃપ્ત થતો ખાનાર રે, અંતર રે૦
એક રેની એહ મારા ઉદ્યાને, જે અજરામર કરનાર,
લોહનું સોનું કરી શકે સત્વર, જેનો જાણુનહાર રે, અંતર રે૦
નિજરૂપ મુજને ગણે જે નિરંતર, તેનો મારે આધાર,
મુજને રમાડે એ એની હથેળીમાં, આણી અંતર અતિ પ્યાર રે, અંતર રે૦
સર્વ મળ્યું માગ ચંદ્ર મને મળ્યે, ધન્ય થયો અવતાર,
ચંદ્રની ચાંદનીમાં મોજ માણીશ, થઇ પોયણીરૂપ નાર રે, અંતર રે૦

---

## रामरसनुं पान करनार भक्तना उद्‌गार.

પદ ૨૩૮ (સદ્‌ગુરુ તારનહારા, ભજ મન, એ લય)

અમન પીધાં મેં ધુરી રામરસ, અમન પીધાં મેં ધુરી,
મારા સદ્‌ગુરુપાસેથી ઝુરી—
અંતરપાત્રમાં એ રસવેલી, પ્રથમ અતિ મેં ઝુરી,
શુદ્ધ વસ્તુને ગ્રહણ કરી મેં, મલિનને કાઢી ચુરી, રામરસ૦
અમનતણો જે લાગો નિશો તેથી, શુદ્ધિ અવિદ્યાની ખૂટી,
આ મારૂં આ તારૂં, એવી, મતિ મુજથી ગઇ છુટી, રામ ર૦
અમનતણા આ અજર નિશામાં, ટાળી ઉરથી ત્રિપુટી,

અધિક નિશામાં ઉતરતાં ભૂલ્યો, સમે ધાતુની આ કુટી; રામરસ૦
કામ ક્રોધ આદિ જે મિત્રો તેની લગની તૂટી,
જાળવી રાખેલી કર્મની કોઠી, સઘ ગઇ મારી ફુટી; રામરસ૦
આ સારૂં આ ખોટું એવી દ્વૈતબુદ્ધિ કરી ઠુંઠી,
સ્વપરભાવતણી મેં નિશામાં, ભાગી નાંખી ઘુંટી; રામરસ૦
વિષયેચ્છારૂપી કુલટાને, માર્ગમધ્યે મેં લુંટી,
નિષ્કામભાવનારૂપ પત્નીસહ, ભાગ્યો હું વાળીને મુઠી; રામરસ૦
જીવ અને આત્માની આજે, એક જ બની રહી પુટી,
ઉપેન્દ્ર કરુણાપાત્ર પીએ કોઇ, અજબ આ મારી બુટી; રામરસ૦

---

## इष्टदर्शनातुर वृत्तिनो ईप्सितसिद्धिसमयनो महर्ष.

પદ ૨૩૯. (દેખુંગી પ્યારા અબ્બાકા મુખડા, એ લય.)

દેખુંગી મેરા ભોરા, સાંવરીયા.
ભોરા ભોરા, ભોરા ભોરા, ગોરા રી; મેરા૦
કાહે ખોજું મયે પિયુકાં બનમેં,
લિપટ રહા વો મેરા બદનમેં,
બદનમેં દેખું, પ્યારા, પ્યારા, પ્યારારી,
મારી તીરછી નઝરીયાં;—
લગી હીયામેં મોહે પ્રેમકટારી,
ધડક ધડક હોત જીગર હમારી,
જીયા એ મારા, મારા મારા, મારારી,
દેખી મોહિની સુંદરીયાં;—
દેર કરૂં કાહે પિયુ મિલનેમેં,
પ્રેમકા પાન પૂરન ઝીલનેમેં,
મયેં દીન દારા, દારા, દારા, દારારી,
મેરી સૂતી સેજરીયાં;—

---

## अंतिम विनति.

પદ ૨૪૦. ગીતિ.

જય જય નરહરિ સ્વામી, કૃતાર્થ આજ થયા પ્રભુ સ્મરણ કરી,
આપ છો અંતર્યામી, કરુણા આણી રહેજો પ્રકટ વરી.
હિતતમ જે જે માર્ગો, તે માર્ગે સ્થાપો બલવની ગતિથી,

દેવ ઈશિના વર્ગો,—વિષે ધરો આ વર્ગ દિવ્ય દ્યુતિથી.
સાધક કેરાં હૃદયો, પ્રકટ મંદિરો આપતણાં થાજો,
સુંદર દૈવી મળયો, સુષ્ઠુ કૃતિ ધૃતિ મતિનાં બની જાજો.
યુક્તિ સાધક બાધક, વિહિન અવિહિત માર્ગની કહી ઝટિતી,
સઉ આ શ્રેયસ્સાધક,—કેરી સ્વીકારો પ્રભુ અંતિમ વિનતિ.

---

## શ્રીઇષ્ટસ્તવન.

**પદ ૨૪૧.** ( સચ્ચિતિ નૃહરિ મહેશ,—એ લય. )

સિદ્ધિપ્રદાતા ઈશ, જય જય, શ્રીનરહરિ જગદીશ.
અગમ અગોચર મનમતિથી પર, અદ્વય અકલ અમલ સિદ્ધેશ્વર,
આણી કૃપા અધિકારિપર, પ્રકટ થાઓ બહિર્ ભીતર,
સર્વને કરો હરિહર, ભેદ રહે નાહિં,
સિદ્ધપદાધિકારી જોજો, આપ સ્વરૂપ દશદિશ,—
અચલ સિદ્ધપદમાં અધિકારી, સ્થાપી કરો નિજરૂપ અવિકારી,
જેથી સિદ્ધપતિ થવાય, અજરઅમરતા લહાય,
અભય અજય થઇ શકાય, ચૌદ ભુવનમાંહિ,
એવી અનુપમ સિદ્ધિફલની, દો આજે બક્ષીશ;--
જ્ઞાનાધિષ્ઠાતા સઉ થાજો, યોગીશ્વર થઇ વિશ્વે રાજો,
ભગવત્પદ સઉ કમાઓ, આપ આપમાં શમાઓ,
સચ્ચિત્સ્વરૂપે સોહાઓ, આપચરણ રહાઇ,
નૃસિંહ ! સઉને સત્વર કરજો, નૃસિંહરૂપ નખશીશ;--

---

## સિદ્ધસમાજમાહાત્મ્યકથન.

**પદ ૨૪૨** ( શું નટવર વસંત થૈ થૈ—એ લય. )

અહા ! સિદ્ધસમાજ શો આ દીપી રહ્યો,
દીપી રહ્યો, જગ દીપાવી રહ્યો;—
નિજ સામર્થ્યતણી પ્રભા, પ્રસરાવે દશદિશ,
અણુઅણુમાંહિ પ્રવેશીને, કરે સર્વને ઈશ,
આત્મરૂપ બની પ્રભાવ દૈવી પ્રસરાવતાં,
ભુવન ચતુર્દશે વેગે વહ્યો,
વેગે વહ્યો, સર્વવ્યાપી તે થયો;—
નિજ દ્યુતિથી આરંભમાં, ભેદ્યો આ ભૂલોક,
ક્રમથી ઉર્ધ્વ અધઃ વિષે, દ્યુતિથી સાધ્યો યોગ,

પાતાલ તલાતલ લોક, ગંધર્વાદિ રે,
વળી ગુપ્ત પ્રકટ જે સ્થાન, આદિઅનાદિ રે,
બ્રહ્મવિષ્ણુશિવનોકમા, નિશ્ચય પ્રસરી જાય,
જલ, વાયુ, આકાશમા, તેજવિષે પણ ધાય,
ગોલક, ગ્રહાદિ તથા ચદ્રસૂર્ય મડલો,
પ્રકૃતિપ્રદેશ સર્વ ભેદી ગયો,
ભેદી ગયો, પ્રકટ કાઇએ લહ્યો,—
તેની આગળ વાધતા, જે ચૈતન્યપ્રદેશ,
સકલિત તે સહ થયો, લેશ ન ત્યાગે વેશ,
ક્ષીરબિંદુ જેમ ક્ષીરસાગરે મળી જતુ,
સિદ્ધસમાજ આજ અભિન્ન થયો,
અભિન્ન થયો, ચિતિમા ગળી ગયો,—
અભેદઅનુભવ અનુભવી, સિદ્ધપદે થઈ સ્થિર,
જ્ઞાનૈશ્વર્ય પ્રસારતો, નિવસી નિજ મદિર,
હોય પુણ્યશાલી જે વીર, સત્વર ગ્રહેતા રે,
નિજ મનમતિ કરીને સ્થિર, ચિન્મય રહેતા રે,
પ્રબલ યોગબલથી સકલ, સમાજ થઇને યુક્ત,
સકલ સિદ્ધિ પામી રહે, જનિમૃતિભયથી મુક્ત
સુપાત્ર અધિકારીમાત્રને સમગ્ર દાન દે,
અભિમુખ અનુકૂલ જને લાભ તે ગ્રહ્યો,
લાભ તે ગ્રહ્યો, નૃહરિરૂપ તે થયો,—

---

## પ્રણતિ.

પદ ૨૪૩. ( જગવાની તે હારી—એ લય )
જય સ્વામિ ! શિર નામી, પ્રણમીએ દુ ખ વામી,
નિજ પદ ધામી, તવ ચરણે સઉ રમીએ;—
ધન્ય ધન્ય આ સમાજ, આપ જેના શિરતાજ,
હર્ષે સર્વે નમીએ આજ, સુખ અનુપમ પામી—
અનત શ્રમથી ના મળે, જે મહાપદઅધિકાર,
સહજે આપકૃપાવડે અનુભવીએ આ વાર
નિજ જન ત્રાતા ! અભયપ્રદાતા ! જય પિતુમાતા ! જ્ઞાતા ! દાતા !
રહીએ પ્રભુપદમાહિ વિરામી,—

---

## श्रीइष्टने दर्शनार्थ प्रार्थना.

**પદ ૨૪૪** ( ઉડી ઉડી પખીરાજ, એ લય )

આવો, આવો, હૃદયનાથ ! આજે આ નયને જણાઓ
જણાઓ, દેખાઓ, ખીલાવો, હસાવો,—
હૃદય આ, આપના દર્શનહર્ષસિંધુમાહિ રંગે ઝીલાઓ,
ઘેલુ થયુ મન દેખવા, મનના માન્યા નાથ,
આરાભર્યા હૃદયે સ્તવે, દર્શન દો દીનાનાથ !
મારૂ માગ્યુ મને આજે અપાવો,
ઝાઝુ હવે ન જીવન ! તલસાવો,
આપ દયાળુ કહાવો,—
નથી અવર કઇ માગવુ, ઇચ્છુ એક જ દાન,
અતરબહિર્ નિકટ સદા, પ્રકટ રહો ભગવાન્.
મુજને કસોટીમા નહિ કસાવો,
આપ સ્વરૂપથી મુજને રસાવો,
વહાલા મારૂ માની જાઓ,—
કાલાવાલા આ સુણી, વહાલા કરો ન વાર,
નિજ બાલકને દેખવા, પ્રકટ થજો આ વાર
પ્રેમથી તાણ્યા પ્રેમીપાસે આવો,
પ્રેમગ્રથિમા પ્રીતમ જકડાઓ,
નાથ નૃસિંહ મનાઓ,—

---

## आरंभक अभ्यर्थना.

**પદ ૨૪૫.** (તુલસીદાસની ચોપાઇની લય.)

જય જય જય સિદ્ધેશ્વર સ્વામિ, થયા કૃતાર્થ શરણ આપ પામી
પ્રિયતમ પ્રભુ છો આપ અમારા, પિતુવત્સલ અમે બાલ તમારા
હર્ષ ધરી વિભુ નમીએ આજે, આપ પ્રેમઅનુગ્રહકાજે
આપ સકલસિદ્ધિપ્રદ યોગી, બાલ અમે વિધવિધ સુખભોગી
આપ સદા હિતકર દેનારા, જે આપો તે અમે ગ્રહેનારા
અનવધિ આપ દયાના સિંધુ, મત્સ્ય અમે આપ સ્વાતિબિંદુ.
ઘટ ઘટ વ્યાપક છો અવિનાશી, આપની સત્તા અમમા પ્રકાશી
પ્રેમસ્વરૂપ છો આપ વિભુજી, અમે આપપ્રેમપાન પ્રભુજી
સમગ્ર સિદ્ધિપ્રદ પ્રભુપ્રીતિ, અમમા તેની કરાવો પ્રતીતિ
આપકૃપા ચહીએ આરભે, કાર્ય આપ બાલક આરભે.

હૃદયની ઇચ્છા ફલીભૂત થાજો, સઉ સિદ્ધેશ્વરરૂપ બની જાજો.
નૃસિંહ નાથ છો આપ દયાળુ, સઉ અમે આપવિષે શ્રદ્ધાલુ.
આપ સ્વરૂપાનંદ અપાવી, સઉ શિશુને દો આજ હરખાવી.

---

## स्तवन.

### પદ ૨૪૬.

જય જય હે ગુરો ! નમીએ પ્રેમે આપને.
અંતરમાં જોવા આજ, થાવા ફલદ સઉ કાજ,
સર્વ સ્મરીએ રે:—
સંયમ કરીએ, હૃન્મંદિરીએ, આનંદે અંતર ફરીએ,
શોધી સત્ય સ્વરૂપે ઠરીએ, જીવપદ જુદું સત્વર હરીએ,
ભરીએ સત્ત્વબલે આ તનમન, નરહરિ વરીએ રે:—

---

## इष्टमति अभ्यर्थना.

### પદ ૨૪૭. મેવાડો.

સંપત્તિના સ્વામિ રે, હૃદયે મારે આવજો જી,
સંપત્તિથી, હૃદય કરી ઝાકઝમાળ,
મલિનતા ટાળો રે, મનના માન્યા નાથજી રે,
બાળો મનનો સઘળો ડાકડમાળ; સંપત્તિના૦
એ સંપત્તિ ન ઇચ્છું રે, આદિ મધ્યે અંતમાં રે,
ઉપજી, ટકીને, વિલાઇ આપે દુઃખ,
આવ અને અંતરની રે, દૈવી સંપત્તિ દીયો રે,
જેથી પછી કદી, રહે ન સંપત્તિની ભુખ; સંપત્તિના૦
વિભવતણી સંપત્તિ રે, વિષ્ણુપદમાં આપજી રે,—
દુઃખવિના જેમ, ધારી રહ્યા છો નિત્ય;
દુઃખરહિત સંપત્તિ રે, તેવી મુજને આપજો જી,
ક્ષય કે નાશની મુજ ઉર રહે નહિ બીક; સંપત્તિના૦
જળ બીજાને ડુબાડે રે, પણ ન ડુબે કદી આપજું રે,
સંપત્તિ જે બીજાને આપતી દુઃખ,
તે સંપત્તિ મુજને રે, કરણા થાનાં આપની જી,
ત્યાથી રહીને નિત્ય ઉપજાવે સુખ; સંપત્તિના૦

અગ્નિ બીજું બાળે રે, પણ ન દહે તે સૂર્યને રે,
તદ્વત્ મારો સંપત્તિ ન કરે નાશ,
ગરડગામી મુજ હ્રદયે રે, (જો) નિત્ય વિરાજો શ્રીપતિજી,
કેમ મને વળગે સંપત્તિસર્પનો પાશ; સંપત્તિના૦
બીજાના જીવ હરતું રે, તે વિષ શિવને છે સુધા રે,
વિષધર સર્પો તેમના કંઠે હોય;
પણ નવ કદીએ દંશે રે, તદ્વત્ અનવધિ સંપત્તિ રે,
આપકૃપાથી (મારો) વાળ ન વાંકો કરે કોય; સંપત્તિના૦
સૂર્ય જ્યાં ઝળહળતો રે, પ્રકાશ ત્યાં તો થઈ રહે રે,
લક્ષ્મીપતિ જ્યાં વિરાજતા હો આપ,
સંપત્તિઓ સઘળી રે, છાયાવત્ આવી વસે રે,
પ્રકટો હ્રદયે સંપત્તિસહિત માબાપ; સંપત્તિના૦
લૌકિક સંપત્તિનો રે, જો અધિકારી હું નથી રે,
મારું અલૌકિક હું કેમ કરી શોર,
દમડી મેળવવાને રે, લાયકાત જેમાં નથી રે,
કેમ કરી તે યાચે મેળવવા મહોર; સંપત્તિના૦
લૌકિક અને અલૌકિક રે, સંપત્તિઓ આપજો જી,
સાથે દેજો આપસ્વરૂપનું જ્ઞાન,
જેથી ત્રિકાળ દુઃખને રે, અનુભવી હું ના શકું જી,
નરહરિ દાતા ! એવું દો મહાદાન; સંપત્તિ૦

---

## साधनमां प्रेम प्रकटाववा इष्टने प्रार्थना.

### પદ ૨૪૮. કરાઈ.

સાધનવશ પ્રભુ ! સાધનમાંહિ રે, સાચી પ્રીતિ અમને આપો રે,
અન્ય વિષયમાં વહેતી પ્રીતિ, સત્સાધનમાંહિ સ્થાપો રે.
ભૃંગને જેવી ગંધમાં પ્રીતિ રે, મીનને જળ, ગલમાં જેવી રે,
પ્રીતિ સર્પને નાદમાં જેવી, સ્થાપો સાધનમાં પ્રીત તેવી રે.
પતંગની દીપકપ્રતિ જેવી રે, હાથીની હસ્તિનીઉપર રે,
તેવી સાધનમાં પ્રકટાવો, કરી કરુણા આ સાધકપર રે.
કૃપણ પુરુષને ધનમાં જેવી રે, તૃષાર્તને જેવી જળપર રે,
વિયોગીને જેવી સંયોગે, તેવી દો પ્રભુ સાધનપર રે.
લોહતણું આકર્ષણ રહેતું રે, ચુંબકપ્રતિ જેવી રીતે રે,

આકર્ષો સાધનપ્રતિ અમને, તેની રીતે પ્રભુજી ! પ્રીતે રે.
સાધનમાં પ્રીતિ તત્ર પ્રકટે રે, આપ કરણા જ્વ થાતી રે,
ત્યાં લગી વૃત્તિ અવિહિત વિષયે, નિત્ય રહેની અથડાતી રે.—
પંગુને પ્રભુ ગિરિવર ધરજ્જે રે, પંઢને પણ પ્રભુ સુત દેજ્જે રે,
કાયરપ્રમાદીને સાધન દઇ, યશ સાચો વિશ્વે લેજ્જે રે.—

---

## प्रिय वचन वदवा सुबोध.

**પદ ૨૪૯.** કચ્છી કાફી. (નિંદરા આયેતા નિમાણી,—એ લય.)

નિર્મળ કર તારી વાણી, કટુ વચને કદી તાડીએ ન કોઇ પ્રાણી.
કઠોર વાણી ન વદવી કદી, કહીએ ન શબ્દ કોને તાણી;—
ઈર્ષ્યાંના શબ્દ ના બોલીએ, વચન ન વદ દ્વેષ આણી;—
નિંદાથી કદી બોલ ન તું, 'વ્યક્તિ છે દુષ્ટ ફલાણી';—
તોછડી વાણી ન ઉચ્ચારજે, અસત્ય ન કદી જોઇ જાણી;—
ચીડાઈને કોઇથી ન બોલવું, મર્મવચન દુ:ખદ નાણી;—
ભયનો જનક એક શબ્દ ન કહે, હાનિજનક એ પ્રમાણી;—
બોલ ન ચિંતાજનક એક વેણ, કહેવી ન શોકની કહાણી;—
નિરુત્સાહ વચનની મુખે, કદી ન ફેરવતો તું ઘાણી;—
શબ્દ જે અન્યનું હિત ના કરે, ફેડવી તેની ન ધાણી;—
કર બાંધવ! તુજ મુખને સદા, આનંદવચનની ખાણી;—
ભવદવથી બળતા જનને, છાંટ મધુર વાક્યપાણી;—
નિર્ભય ને નિશ્ચિંતપણા,—કેરા વચનની કર લ્હાણી,—
ધૈર્ય અને ઉત્સાહ તું દે, મતિ જ્જે છે તુજ શાણી;—
જ્ઞાનશૃંગારથી શૃંગારજે, પ્રેમવસ્ત્રે વાણીરાણી;—
વાણીશિરે તું મુકુટ ધરજે, સ્મરણનો શારંગપાણિ;—
**નરહરિ** પ્રભુ તુજમાં બોલશે, નિર્મળતાની એ એંધાણી;—

---

## साधनशस्त्र सजी समरमां चढवा साधकने प्रोत्साहक वचनो.

**પદ ૨૫૦.** (કેમ ભૂલે છે ભાન,—એ લય.)

સજી સાધન હથીયાર, સમર ચઢી કર વીર! જયજયકાર.
તુજ પીઠે કર ચાર—પ્રભુના, નથી તુજ થાવી હાર;

દુર્બળ તુ નથી, સબળ મહા તુ, વીર ત્રિભુવનવિજયી,
ત્રિભુવનવિજયી ખરૂં સમીપ છે, તુજ કરમાહિ લઇ,
વીરહાક વગાડી આજે, ગગને વિજયધ્વજ રાજે,
કર કર દૃઢ યત્ન અપાર, વીરા! થઇ સાધનમા એકતાર,—
ક્યા બાળક ધ્રુવજી અને, ક્યા અવિચળ મહારાજ્ય,
પણ સત્સાધનના બળે, ભોગવતા તે આજ કર૦
ક્યા નરવર નાગર પ્રભુ, ક્યા રોહીદાસ ચમાર,
પણ નિજ આતરબળવડે, વશ કીધા શ્રીમુરાર, કર૦
જે સાધનની સિદ્ધિથી, મળતુ મહા સામર્થ્ય,
તે સાધનને સાધીને, સાર સકળ તુજ અર્થ કર૦
દધિચિએ નિજ હાડકા, શિબિએ નિજ માસ,—
તુચ્છ ગણ્યા જે બળથકી, પામ તે સાધન ખાસ, કર૦
એવા બળને પામજે, તન મન વિભવ અપાર,
પરહિતકાજે પ્રાણ પણ થાય ન દેતા વાર — કર૦
જમદગ્નિ આ ક્રોધને, વિકારને શુકદેવ,—
જે બળથી જિતી શક્યા તે બળની કર સેવ, કર૦
દીધા અષ્ટાવક્રને, જનકે તન મન પ્રાણ,
તદ્વત્ તુ બળ પામજે, દેવાને મહાદાન,— કર૦
હરિશ્ચંદ્રસરખો થજે, વચન તુ પાળનહાર,
સહનશીલ સુરુધ્વજસમો, કર્ણસમો, દાતાર,— કર૦
બુદ્ધની પેઠે ત્યાગજે, વૈભવ પ્રયત્નકાજ,
ચ્યવનમુનિસમ ચિત્તથી, આરાધ તુ ગુરુરાજ,— કર૦
વસિષ્ઠમુનિસમ તુ રહે, મહાજ્ઞાનમાં સ્થિત,
થઈ રહે તુ પ્રહ્લાદસમ ભયમાત્રથી રહિત — કર૦
એવુ બળ તુ પામજે, સાધનથી પ્રતિદિન,
પ્રભુ પણ પોતાને લહે, નિત્યે તુજ આધીન — કર૦
દુર્વાસાસમ થઇ રહે, સદા અકર્તારૂપ,
ભક્ત થજે ઉદ્ધવસમો, ભક્તિવિષે અનુપ — કર૦
મરણ ભલે આવી મળે, પણ ન ન સાધન ત્યાગ,
સાધનમાહિ શ્રેષ્ઠ જે, ગણાય છે જપયાગ,— કર૦
ગણાવતો જો હોય તો, જગમા પ્રભુનો દાસ,
તો પ્રભુમય થાતા લગી, રટ પ્રભુ શ્વાસોશ્વાસ — કર૦

સાચી નરહરિ પ્રભુકૃપા, સાધી સાધન પામ,
અભય આણુ વર્તાવીને, નિર્ભય પદે વિરામ, ૬૨૦

## अश्रद्धा टाळवा इष्टने विज्ञप्ति.

**પદ ૨૫૧.** (હવે મને હરિનામથી નેહ લાગ્યો, એ લય)

અશ્રદ્ધા મારી, કરી કરુણા પ્રભુ ટાળો
ઉરમા વર્તાવે કેર કાળો રે,—
સુખનો મુજ કાજે પ્રભુ સૂર્ય ઉગાડો તો, વાદળ અશ્રદ્ધા કરે મારી,
સુખના સૂર્યને સપૂર્ણ ઢાકી દે, રહુ હુ અશ્રદ્ધાથી હારી રે,—
સપત્તિકેરો આપ દીપ પ્રકટાવો તો, અશ્રદ્ધા મારી કરે વાયુ,
સ્થિર ન ટમાવે કા તો ઓલવી નાખે, વીતાવે અધારામા આયુરે,—
ઉન્નતિનુ મીઠુ જળ કૂપ માગે કાજે, (તો) મારી અશ્રદ્ધા લીલ કરતી,
જળનુ દર્શન પણુ કરવા ન દેતી, એવી અશ્રદ્ધા કૂપ ભરતી રે,—
જ્ઞાનનો અગ્નિ મુજમા ઉપજાવો તો, અશ્રદ્ધા રાખ ઊપજાવે,
અધિક અધિક ન પ્રકટવા દે એ, ઉલટી નિત્ય કજળાવે રે,—
આનદના લીલા ક્જાર ખેતરે, આપ ઊગાડો મુજ ઊરમા,
અશ્રદ્ધા મારી તીડ ઊપજાવી, ફોલી ખાયે એ ક્ષણુભરમા રે —
આપનુ રૂપ જોવા નેત્રને આપો છો, અશ્રદ્ધા પડળો બનાવે,
સાચુ સ્વરૂપ નથી નિરખવા દેતી, જ્યા ત્યા મને ભટકાવે રે,—
સુખ અને શાતિ, સપત્તિકેરા, આપે ભડાર જ્યા ત્યા ભરીયા
મુજ અશ્રદ્ધાએ કરી, દુ ખના ડુગરા, મુજ ઊરમા તે તો ઠરીયા રે,—
સામર્થ્યમાત્રના રત્નની ખાણો ડગલે ડગલે કીધી આપે,
પણુ મુજ અશ્રદ્ધા ભયકર રૂપને, એ સ્થાને દેખાડી આપે રે,—
વહાલામા વૈર કરે, અમૃતમા ઝેર ભેળે દીપમાથી કાજળ કહાડે,
એવી અશ્રદ્ધા મને નિત્ય સતાપે, સુખ ન દે કોઈ દહાડે રે —
શુભ જોવાનુ છોડી અશ્રદ્ધા મારી, અશુભ જ સર્વત્ર જોતી,
નરહરિ એક જ વિનતિ કરૂ છુ, મુજમા પ્રકટાવો શ્રદ્ધાજ્યોતિ રે,—

## परमेश्वरने केवा साधको प्रिय छे.

**પદ ૨૫૨.** ( વૈષ્ણવ પ્રાણુથકી મને પ્યારા, એ લય )

શ્રીકૃષ્ણને તે સાધક પ્રાણુપ્યારા,

જેને શ્રીઇષ્ટ છે પ્રાણપ્યારા રે,
ઇષ્ટમા રાખે વૃત્તિ વહેતી, સતત જેની તૈલધારા,
ખાનપાનઆદિ ભૂલી જતા પણ, ઇષ્ટનામ જે ન ભૂલનારારે,—
તનમનધનઆદિ ઇષ્ટને અર્પી, આપે બની રહે ભીખારા,
ઇષ્ટસ્મરણને સાચુ ધન માની, અધિક જે સગ્રહનારારે —
અનવધિ પ્રેમને ઉરમા પ્રકટાવી, ક્રોધદ્વેષ જેણે સહાર્યા,
નિર્ભય સ્વરૂપ ઇષ્ટમા રમી જેણે, શોકભયચિતા નિવાર્યા રે —
આવે વિપત્તિ કે હાનિના પ્રસગો, તે હસતે મુખે ખમનારા,
શ્રદ્ધા ધરી જેહ માને જે ઇષ્ટ મારુ, અશુભ ન કદી કરનારારે,—
ઇષ્ટઇચ્છાથી સ્થિતિ આવતી જે જે, હિતતમ તે ગણનારા
સર્વ સ્થિતિમાથી હિત કરી ધારણ હિતસ્વરૂપ જે થનારારે,—
ઇષ્ટસ્વરૂપ લહી, પ્રાણીપદાર્થપ્રતિ, આત્મદૃષ્ટિને ટાળનારા,
પ્રાણ જતા છતા કોઇ પણ પ્રાણીનુ, અશુભ ન ચિતવનારારે,—
જીવનકેરુ અહ પણ ગાળી, સ્વરૂપનુ અહ ધરનારા,
આત્માના ગુણધર્મ નિજમા આરોપી, મસ્ત થઈ વિચરનારારે,—
આત્માનુ સામર્થ્ય યત્ન કરીને, ઉરમાહિ ઉપજાવનારા,
ઇષ્ટસ્વરૂપ જે આપે બનીને, ઇષ્ટયશને પ્રસારનારારે,—
ઇષ્ટના પ્રીતિપાત્ર જનોને, જે ના કદી નિદનારા,
ઇષ્ટના પ્રીતિપાત્રના ચરણો, પ્રેમથી જે સેવનારારે,—
ઇષ્ટપ્રસન્નતા પામવાઅર્થે, જીવન જે ગાળનારા,
ઇષ્ટને સ્વાધીન કરવામા તેના, જ્યા ત્યા પડે પોબારારે,—
હર્ષ વધાવી લઈ, હૃદયસ્થ ઇષ્ટ કહે તેને ધન્ય ધન્ય પુત્ર મારા,
ઉપેન્દ્રગ્હરિ પ્રભુને જેણે કદીએ ગણ્યા નથી ન્યારારે —

---

## ઇષ્ટવિરહિણી વૃત્તિની ઇષ્ટપ્રતિ પ્રાર્થના.

**પદ ૨૫૩.** ( નિમગાચળવાસી મારા વહાલા, એ લય )

મારા હૃદયના વાસી વહેલા આવો ઉડી આ વેળ જાને વહી,
વહાલા ચરણો તમારા દમમાવો, વાટ હુ તો જોઇ રહી
વિવિધ દૈવીસપત્તિરૂપી, તારક કરે પ્રકાશ
પણ મુજ પ્રિયતમ ચદ્રવિના આ, ઝાખુ હૃદયાકાશ રૂડી૦

આપવિના શું શું દિનરાત્રિ, થતું હશે મુજ ઉર,
ક્યાં જઉં ને કોને સંભળાવું, આપ બન્યા જ્યાં ક્રૂર, રૂડી૦
તન તોડીને વૃક્ષ ઉગાડ્યું, પણ નવ આવ્યું ફુલ,
સાધન સાધ્યાં ( પણ ) આપ ન મળીયા, મહેનત સઘળી ધૂળ, રૂડી૦
આંખવિના જન, પાંખવિના કદી, પક્ષી રહે પ્રસન્ન,
પ્રાણવિના મન પ્રસન્ન કેમ રહે, કેમ જ ટકે જીવન, રૂડી૦
રાત દળ્યું બધું વ્યર્થ ન નીકળ્યો, લોટ પ્રભાતે શેર,
વ્યર્થ બધાં સાધન આ એવાં, ( જો ) આપ ન આવ્યા ઘેર, રૂડી૦
કીધાં કદી પકવાન્ન વળ્યું શું, મળ્યા ન જો જમનાર,
રમત માંડી વિધવિધ તેથી શું, જો ન મળ્યા રમનાર, રૂડી૦
ઉત્તમ કુળ કન્યા જન્મી પણ, ઉત્તમ જો નથી નાથ,
ગાર અને કામન તેથી શું, કંકણું જો નથી હાથ, રૂડી૦
ઉત્તમ વિભવો મળીયા તો શું, પણ જોના નથી આંખ,
વાપરનાર નથી તો પછી શું, હોયે ધન છો લાખ, રૂડી૦
ગુપ્તપણે કંઈ કાળથી આપે, પકડ્યો છે પ્રભુ હાથ,
પ્રકટપણે આવીને હાવાં, કાં નહિ ધરતા બાથ, રૂડી૦
સાગરમાં વૃષ્ટિ તેથી શું, તૃપ્તને દો ભોજન,—
તેમાં શું કદી ખરૂં આપ દો, દુકાળીઆને અન્ન, રૂડી૦
તાગ્યું નથી પણ પ્રેમભર્યાં આ, ગાંડાં ઘેલાં બોલ,
નરહરિ ન્યાયી ગણાઈ આપે, કરવું ઘટતું તોલ, રૂડી૦

---

## પ્રેમલક્ષણાની ઇષ્ટપ્રાપ્તિ યાચના.

**પદ ૨૫૪.** ( ભક્તિ નવધા અમને વહાલી, એ લય )

ભક્તિ પ્રેમની ઉર પ્રકટાવો, પ્રિયતમ પ્રભુ પ્રેમાળા રે,
પ્રેમસ્વરૂપ આપરૂપ બનાવો, પાઈ પ્રેમામૃત પ્યાલા રે
પ્રીતિમાત્રતણો વિષય, એક જ થઇ રહો આપ,
આપપ્રતિમા પડી બનો, મનહર અંતર છાપ,
અમર્યાદ પ્રેમાબ્ધિના અંતર, ઉછળે નિત્ય ઉછાળા રે, પ્રેમ૦
સકળ એષણા છોડવો, અવર ભૂલાવો ભાન,
આસક્તિ દૃઢ આપમાં, રહે એવું દો દાન,
આપનો પ્રેમ અણમૂલ્યું મોતી, બીજાં જુઠાં પ્રવાળાં રે, પ્રેમ૦

આપતણા સંયોગનો, હર્ષ રહો પ્રતિગાત્ર,
ચહો શોક ઉપજાવવા, ( તો ) આપવિરહમાં માત્ર,
આપ પ્રેમનાં ગાન ગવાડો, બોલાવો પ્રેમબોલ કાલા રે; પ્રેમ૦
અન્ય વિષયનાં ચિંતને, વૃત્તિ સ્તબ્ધ થઈ જાય,
આપ પ્રેમસ્મરણે હૃદય, કંઠ ગદ્‌ગદિત થાય,
એવી અવસ્થા સત્વર આપો, પ્રેમનાં બંધનવાળા રે; પ્રેમ૦
શ્વાસ તથા પ્રશ્વાસમાં, આપ જ ચિંતન થાય,
બહિર્ અને અંતર્ સદા, આપ જ આપ જણાય,
એવું દયાનિધિ દાખવો અંતર્, આપ અમારા છો વહાલા રે; પ્રેમ૦
પ્રભુપદકમલે ધારવા, અન્ય ન ચહીએ અર્થ,
શુદ્ધ પ્રેમનાં ફુલડાં, ધરવા દો સામર્થ્ય,
પ્રેમસ્વરૂપ આપ કંઠે આરોપીએ, પ્રેમથી ગુંથી પ્રેમમાળા રે; પ્રેમ૦
વીંધાયા નથી પ્રેમથી, જુદા આ આકાર,
આપ કૃપાબળથી જ છે, થયું સાચા શણગાર,
નરહરિ ! સાચા પ્રેમી કરજો, જોઈ આ પ્રેમના ચાળારે; પ્રેમ૦

---

## भक्ति आपवा इष्टने प्रार्थना.

**પદ ૨૫૫.** ( હે કૃષ્ણમુરારિ, આશ્રય સાચો રે, એ લય. )

હે નરહરિ સ્વામિ ! શરણાગતને આપો ભક્તિ આપની. ।
આપતણી ભક્તિવશ વહેજો, આ તનમન ને પ્રાણ,
ભક્તિશઢથી ભવસિંધુમાં, ફેરવજો આ વહાણ રે; હે૦
ભક્તિપ્રિય સ્વામિ ! મુજ અંતર્ ભક્તિના રંગથી રંગજો.
ભક્તિદોરવડે ઉડાવો, ગગનવિષે હું પતંગ,
ભક્તિકમલે ભલે બીડાવો, રસભોગી મનભૃંગ રે; હે૦
ભક્તિવશ સ્વામિ ! ભક્તમય જીવત કરજો મારૂં પ્રભો !
ભક્તિનું ધન એક જ ગમજો, રુચો ભક્તિનો સ્વાદ,
ભક્તિનું એક પાન જ ગમજો, રુચો ભક્તિનો નાદ રે; હે૦
હે ભક્તિના ભોગી ! મુજ મનમંદિરમાંહિ વહાલા આવજો.
ભક્તિકેરા ચોક હું પૂરીશ, ધરીશ ભક્તિની માળ,
ભક્તિની આરતી ઉતારીશ, ધરીશ ભક્તિની થાળ રે; હે૦
હે ભક્તિના દાતા ! નિજ બાલકના કોડ સઉ પ્રભુ પૂરજો,

ધૃતરાષ્ટ્રને આપને જોવાને, નેત્ર દીધાં'તાં જેમ,
આપને વશ કરવા હું અભક્તને, દેજો ભક્તિ તેમ રે, હે૦
હે ભક્તિના બાંધ્યા ! ભક્તિબંધનથી બંધાજો પ્રેમથી,
બંધનરહિત ન રહેવા ઇચ્છું, ઇચ્છું ભક્તિબંધ,
આપણું ભક્તિથી બંધાતાં, મળે સુવર્ણસુગંધ રે હે૦

## પ્રેમી ભક્તના ઉદ્‌ગાર.

૫૬ ૨૫૬. ( મોહનજીને મળવા, તલપે મારું,—એ લય )
શ્યામસુંદરની સંગે જાની છે મારે પ્રીત રે,
રમું રસમસ થઈ રંગે પ્રેમે પરસ્પર નિત્ય રે
નેત્રને મીચું, નીરખું જ્યાં નીચું,
આવે સમ્મુખ કરી સ્મિત રે—
મનપતા હાને સ્નેહથી ભાગે
નેત્રકટાક્ષે વીંધે ચિત્ત રે—
હૈડે હરખાઉં, વારી વારી જાઉં,
તનમન કુરબાન કરૂં વિત્ત રે—
પ્રેમના ભોગી એ મહાયોગી
આવે કાંઈ કંઈ નિમિત્ત રે—
પ્રેમ એ મારો, સ્વીકારે પ્યારો,
દે મને પ્રેમદાન અમિત રે—
પ્રેમને ખાતા પ્રેમને પીતા
પ્રેમના ગુણતા એ ગીત રે—
પ્રારબ્ધભાગ, ફેડીયા મારા,
ક્રિયામાણને સંચિત રે—
સ્વરૂપ બનાવ્યું જ્ઞાન અપાયું,
યોગભોગ આપે અગણિત રે—
પ્રેમ જ્યાં રાચે, તાતણે કાચે—
રે' ત્યાં પ્રભુની એવી રીત રે—
ખેન ખેને જ્યારે, વશ થઇ મારે,
આપતા મુજને એ જિત રે,—
નરહરિ નાગર છે, રત્નાકર,
હું છું એમની સરિત્ રે,[૧]—

## दंभभक्ति करनार जीवने मतोद.

**પદ ૨૫૭ ( મે હવે કેદારકકણુ પહેર્યું રે, એ લય )**

તે હવે બગભક્તિ બ‿ માડી રે, ધુતારા જીવડા
તે હવે ઠગયુક્તિને કહાડી રે, હે મનના મેના
જગને છેતરવામાટે કર ધરી માળા તે તો, ભસ્મ ને તિલક લગાવ્યા રે
પણુ કસાથી મહોડ તારૂ રાતુ થવાનુ ભુંડા, કાયના મુખે જ્યા તે આવ્યા રે,
જગમા જણાવાખાતે સાધક થયો તુ, વહોગે બન્યો તો જેમ બ્રાહ્મણુ રે,
સાચા લક્ષણુવિણુ જેમ એ માર્યો ગયો, તેવી થાવી છે તુને રામણુ રે,—
મહોડેથી બોલે મને પ્રભુભક્તિ વહાલી, વહાલુ નથી બીજુ એવુ રે,
સાચી ભક્તિથી તારૂ મન ન રીઝાતુ, વિરોધણી રીઝે જેવુ રે,—
કહે તનમનધન મારૂ ગુરુનુ, તનમનધન ગુરુ મારા રે,
પણુ જરી હાનિ થાતા તનમનધનની, પ્રાણુ જતા રહે તારા રે,—
દમડી ખરચવાની જે ક્ષણુ આવે ત્યારે, ગુરુને ગણે છે ધુતારા રે,
શરીરને કષ્ટ ગુરુઅર્થે પડે ત્યારે, ગુરુને ગણે છે મારા રે —
ખાન ને પાન આપી સુખમા રમાડે ત્યારે, કહે કૃપાનિધિ ગુરુ મારા રે,
પણુ જવ સાધનમાહિ બેસાડે ત્યારે, કહે ગુરુ લોહી પીનારા રે —
મધુર વચન ગુરુ બોલે તો લાગે મીઠા કડુવચને વરૂમમ દેખાતા રે,
ધન અને ધામનુ મર્મ કળાવે તો, ગુરુજી જળો જણાતા રે,—
મહાર્થી ગુરુતણી સ્તુતિ કરતો તુ, અતરથી ગુરુના દોષ જોતો રે,—
ગુરુતણી નિંદા કરવામાહિ, હોશથી ચિત્ત તા‿ પ્રોતો રે,
જ્ઞાનિનો આ‿બર ધરી એમે, જવ લગી ગુરુ નવ છેડે રે,
અનુ‸ળ વૃત્તિના સગી મળે ત્યારે, ગુરુના મગ ઉખેડે રે,—
સાચો વિવેક વિરાગ ન ગુરુમા એમ તુ જેને તેને કહેતો રે,
દા એ દા ગુરુ બોલે તારી તો નાવી, વેગીલા દોર નહિ તો લહેતો રે,—
પરોક્ષ રહીને અનેક કુવચનો, ગુરુને તુ સભળાવે રે,
જેનુ સ્મરણુ પરિતાપ પમાડી માર્ગ, નયનમા નીરને લાવે રે,—
તુ જાણે છે જે ગુરુ નવ જાણે ઇન્દ્રજાલ તારી જુદી રે,
ધિક્ ધિક્ રે ગુરુશરણાગતિ ! તારા જીવનરમા આગ ઉઠી રે,—
કપટ ત્યજીને તારુ, સ ગ થઇને તુ, અતર તારૂ સાચુ ખોલી રે,

---

૧ નદી.

ગુરુસમીપ જઈ પ્રકટ કહી દે, તારા હૃદયની કાળીધોળી રે,—
જેણે જુદો આ વેષ તારો નીભાવ્યો, તે, ગુરુ કદી ન તને વઢશે રે,
ઉપેન્દ્રપ્રભુ કરણાથી તું કાષ્ટને, સાચા સુવર્ણથી મઢશે રે,—

---

## भक्तनो इष्टसाथे संबंध.

**પદ ૨૫૮.** ( મારો વહાલો આ પો વેષ ધારી, એ લય )

મારો વહાલો કરુણાનો સિંધુ,
દયાસિંધુતણું છું હું બિંદુ
કદી કોઈને ન કહું કેંણું કેંવું,
માત્ર જાણું હું તો દયાદાન દેવું
મારો વહાલો છે પ્રેમતણો ક્યારો,
હું છું ઉછર્યો તે માંહિ છોડ સારો
મારે ઉર ન કોઈ સારૂ કે નઠારૂ,
હું તો પ્રેમના સુવાસને પ્રસારૂ
છે અઢાર ભાર વનસ્પતિ વહાનો,
હું છું તેમાંનો નાનો ભાજીપાલો
કડવાશ કોઈને ન કદી આપું,
પ્રાણીમાત્રતણા રોગને હું કાપું
મારો વહાનો છે મહાદિવ્ય ભાનુ,
હું પ્રકાશરૂપ તેનું કિરણ નાનું
કદી મોહનું ન ધારૂ અંધારૂ,
જ્યાં ત્યાં જોઉં એક તત્ત્વપ્રભા ચારૂ
છે શ્રીસદ્ગુરુ નૃસિંહ મારો વહાનો,
હું છું પુત્રરૂપ શિષ્ય તેનો કાનો
હું તો સ્પર્શમણિ સદ્ગુરુને પામી,
મહારંક મટી આપે બન્યો સ્વામી

---

## सर्वोत्तम प्रयत्न साधवा साधकोने सुबोध.

**પદ ૨૫૯.** ( વૈદર્ભી વનમાં વલવલે એ લય )

સાધન એવાં સાધજે, મારા સાધક વીર !
પ્રકટ થઈ પ્રભુજી કહે, ધન્ય ધન્ય ધીરવીર,—

વાગે ચૌદ ભુવનવિષે, સાધક વીરહાક,
લડતા તો પાછુ પડે, (જો) સમુખ આવે પિનાક,—
દશ દિક્પાળ ડોલાવજો, ખળભળે સપ્ત સમુદ્ર,
અંતરીક્ષ સવળુ થરકાવજો, ધરતી ધ્રુજાવો થઇ રુદ્ર,—
અસુરો પણ કંપી ઉઠે, દેવો લહે આશ્ચર્ય,
પ્રયત્ન એવો સાધજો, રૂડા સાધકવર્ય!—
હોય પોઢ્યા ક્ષીરસાગરે, કદી વિષ્ણુ ભગવાન,
આપ પ્રયત્નવિજયતણા, દુદુભિ પહોંચાડો કાન,—
શિવજી જો શિરનોકમા, હોય ધરતા ધ્યાન,
આપ પ્રયત્નના વાગજો, ત્યાં ડંકાનિશાન —
મહેશલોકે મહેશશ્રી, હોય સ્વરૂપે સ્થિત,
આવે સમીપ પ્રયત્નના,—યશના સુણી ગીત,—
આપ પ્રયત્નને જોઇને, ઇન્દ્રવરુણાદિ દેવ
જાગ્રત્ થઇ નિજ તનુવિષે, કરે આપની સેવ,—
દૈવી સંપત્તિ બધી, રહે આપઆધીન,
સત્તામાત્ર સમીપ રહે, થઇ નિજ ગર્વહીન,—
સામર્થ્યો સઘળા રહે, આપચરણુસમીપ,
વિશ્વ સકળ ઝળળી રહે, થાતા યત્ન દિવ્ય દીપ,—
અશક્ય કશુ તમને નથી, થાતા નિમિત્તમાત્ર,
કરી લેશે નરહરિ પ્રભુ, તમને પ્રીતિપાત્ર,—
પ્રિય થતા નરહરિતણા, થાશે સઘળુ પ્રાપ્ત,
અપ્રાપ્ય શુ તમને પછી, જ્યા છે ઉપેન્દ્ર આપ્ત —

## ઇષ્ટવિરહિણી તથા ઇષ્ટસંયોગિની વૃત્તિના ઉદ્ગાર.

### પદ ૨૬૦.

કોઈ કરુણાળુ સ્વામીના, માગે વાનમો રે
કરી ઉપકાર, એ સુકુમાર, દિલદાર જગાેા,
દુખીયારીની જરી દાઝ કો લાવો,—
દિલના હરનાર, અંતર ધરનાર, તેના પ્રેમપાશમાહિ ફસીયા,
વહાલો વિદેશ જઈ વસીયા, નોખા ન જરે રંગરસીયા —
દે અપાર, વિરહમાર, પ્રાણાધાર, આજ,
કોણ જાણે એણે દીધા ભોળવી, કે શુ વહેમ ફસીયા —

કુ દયામણીના વેણુ, કોણુ જ આહિ શુણશે,
કર્કશ મારા કહેણુ, પિયુને કો સમજાવશે,—
હે સરિતા ગભીર ! વહેતાં જળ તુજ નિર્મળા,
નિર્મળતાનુ હીર, મુજ પિયુપાસેથી લીધુ,—
દેખાડીશ તુ નાથ, નિર્મળતાને દઈ તને,
ફરી કોનો સગાથ, કઈ દિશાપ્રતિ છે ગયા?—
કાં ના દે તુ જવાબ અભિમાની શીદ થાય છે,
હશે આવીયો બાપ ! તુજને પણ આવો સમો,—
હે સુકુમાર હરિણુ ! પિયુએ નેત્ર દીધા તને,
ભટકે જગલખીણુ, જોયા તે કહી નાથને ?—
રે હરિયાળા વન ! હરિયાળાપણુ પ્રભુતણુ,
દઈ ને પ્રાણજીવન,—તમને કયા સીધાવીઆ?—
હે રે સુદર વૃક્ષ ! તમને રસ દઈ મીઠડો,
આની આપસમક્ષ, કયા સચરીયા આહિથી,—
હે હે ધરતી રસાગ, રસાળપણુ તુજને દઈ,
ચાની ઠમકતી ચાલ, ચતુર કયા ચાલી ગયા —
રે હે શીતળ છાય ! સજ્જન દુર્જન ના જુએ,
જે તુજ આશ્રયી થાય, તેને દે તુ છાયડો
એવો ઉચ્ચ સ્વભાવ, મુજ પિયુનો તુજને મળ્યો,
આણી કરુણાભાવ, કહીશ કૃપાનિધિ કયા ગયા ?—
હે હે પ્રિય ઘનસ્યામ ! તુજને મુજ પિયુ રૂપ દઈ,
કયા વસીયા ઘનસ્યામ, ઊંચેથી દેખે કહી ?—
રે ગભીર આકાશ ! વ્યાપકતા દઈ તુજને,
કર મુજવતી તતાશ, શામળીયા કયા સચર્યા ?—
હે ઉજ્જ્વલ માર્તંડ ! પ્રિયતમ તેજ તને દઈ,
જો ! દશદિશ નવખડ, કોણુ દેશ વહાલો વસે?—
ગગનચુમ્બિ ગિરિરાજ ! સ્થિરતા તમને આપીને,
કયા વસતા પિયુ આજ, કહેશો કરુણા આણીને ?—
રે રે કોમળ વાત[1] ! વિશ્વવિહારી તને કરી,
કયા વસીયા સાક્ષાત્, ભાળ એટલી કાઢી દે,—
રે પચરગી મયૂર ! રગ તને રૂડા દઈ,
મુજ રગીના દૂર, કે હજૂર તારી રહ્યા ?—

---

૧ વાયુ

પ્રભુનાં કાર્ય તું સાચા ભાવથી, કેટલાં કરે કહે તે તો રે; હો જીવડા૦
પ્રભુને અર્થે સાચી નિષ્ઠાથી, કરવું ઘટે જે તુંથી થાયે રે જી,
આગ્રહ ધારીને કર્તવ્ય કરવું, ડરવું ન પ્રાણ છો જાયે રે; હો જીવડા૦
પ્રભુપ્રતિ જો તું વહેંત ધસે તો,–પ્રભુ, તારી પાસ આવે હાથ ધસતા જી,
એવા દયાળુ પ્રભુનો દ્રોહ કરતાં, કંઇક ઓ મૂઢ ! તું પરતા રે; હો જીવડા૦
એવ પ્રભુને તું અંતરના સાચા ભાવે, ભાવિકને એ છે સોંધાસસતા રે જી,
ઉપેન્દ્ર પ્રભુ તારાં દુષ્કૃત્ય ભૂલી જઈ, તુજપ્રતિ આવશે હસતા રે; હો જીવડા૦

---

## चितिसमुद्रमां निमज्जन करनार साधकना उद्गार.

પદ ૨૬૨. ( પરદેશી સૈયાં, નેહા લગાયે દુઃખ, એ લય. )

હું હૃદયસમુદ્રે, હર્ષતરંગમાં ઝીલી રહ્યો.
ચૈતન્યચંદ્ર શો ખીલી રહ્યો, સંગી થયો, નભમાં વહ્યો–હું૦
ઉપર હું આમ ભાળું, નીચે હું તેમ ન્યાળું,
દશદિશમાં દષ્ટિ હું ઢાળું, જળ રૂપેરી રંગવાળું,
તેથી રંગાઇ, તેની માંહિ, સદાય હું તો રમી રહ્યો, હું શમી રહ્યો,
વિરમી રહ્યોઃ—
ઉંડે હું જેમ જાઉં, અણુઅણુથી અભેદ થાઉં,
ન્યારો ન કહીં હું જણાઉં, મહાજલરૂપે ગણાઉં,
ક્ષારપુત્તલિ, પાછી ન નીકળી, તેમાં હવે હું મળી ગયો,
હું ગળી ગયો, હું ભળી ગયો;—

---

## अंतिम प्रार्थना.

પદ ૨૬૩.

પ્રભુ યત્નતણું ફલ આપજો,
અમ હૃદયકમલમાં વ્યાપજો.
યત્નતણું સત્ફલ દેવામાં, ઉદારતા દર્શાવજો;—
દોષદૃષ્ટિનો ક્ષય કરવામાં, તીવ્રપણું બનાવજો;–
જીવપણું દહવાને કાજે, અગ્નિને વર્ષાવજો;—
શૂન્ય દોય સાધકનાં અંતર, તેને આજ હસાવજો;—
આપતણી ભક્તિસુંદરીને, અમથી આપ વરાવજો;—
શ્રદ્ધાદેરી દેવી ધુનિને, અંતરમાં પ્રકટાવજો;—

દુઃખમાત્રની કરી નિવૃત્તિ, પરમાનંદ પમાડજો;—
ઉપેન્દ્રતરહરિ સાધકઅંતર, એક સ્વરૂપ જણાવજો;—

## प्रारंभक प्रार्थना.

### પદ ૨૬૪.

જય જય જય વિભુ નમીએ પ્રીતે, આપ સ્વરૂપમાં થઇ એક ચિત્તે,
સચ્ચિતિસુખઘન, અગમ, અકામી, જડઝીવંતના અંતર્યામી.
મહાનંદ આકાશનો, જે અભ્યંતર દેશ,
દિવ્ય રૂપ તેમાં ધરી, વ્યાપ્યા છો હૃષીકેશ.
મહામંગલકર દૃષ્ટિ તમારી, આજ શિશુપર રહો પ્રસારી,
હસ્ત પ્રભુના અતિ સુખદાતા, શિશુશિર ધરી ઉર કરજો શાતા.
સકલ દૈવી સામર્થ્યનો, આપ ચરણમાં વાસ,
શિશુ આ આપચરણ પડે, તેમાં કરો પ્રકાશ.
ઉત્સંગ અભયપ્રદાતા તમારો, તે પર ધરી શિશુને આજ ઠારો,
હૃદય આપનું નિજાત્મસંગી, નિજાત્મ શિશુ કરો હૃદયે આલિંગી.
હૃદયંગમ જ્ઞાનપ્રદા, વાણી આપની રમ્ય,
વદી પ્રકટાવો શિશુઉરે, જ્ઞાનરહસ્ય અગમ્ય.
આપતણાં સઘળાં સામર્થ્યો, પ્રકટાવી સારો શિશુઅર્થો,
નિજમય કરો શિશુનાં સર્વાંગો, એ જ પ્રાર્થીએ કરી સાષ્ટાંગો.

## इष्टशरणमां लीन वृत्तिना उद्गार.

### પદ ૨૬૫. કાફી.

પ્રભુ જે જે દેશો રે, તે જ મારે લેવું છે,
જેમાંથી તેમાંથી રે, શુભ લેવું દેવું છે.
વૃક્ષની યોનિમાં કદી સ્થાપો, દઉં સઉને ફલફુલ,
બળતણ થઉં અથવા તાપ શ્રમ હરી, છાયા દઉં અનુકૂલ,
આપનું લક્ષણ આશ્રય રે, ત્યારે મારે ગ્રહેવું છે; પ્રભુ૦
પશુયોનિમાં અનુગ્રહ કરીને, સ્થાપો મને કો કાળ,
આપ વિભૂતિરૂપ આ જનનો, ભાર ઉપાડું ધરી વહાલ,
તાપ, ટાઢ વર્ષા રે, શ્રમાદિ તવ સહેવું છે; પ્રભુ૦
અનુપમ કરણા દર્શાવી કદી, બનાવશો પ્રભુ કાગ,
શ્રાદ્ધવિષે ગ્રહી વાશ પિતરનો,—અપાવીશ અનુરાગ,
આપની દીધેલી રે, સ્થિતિઓમાં સુખ લહેવું છે; પ્રભુ૦

આપ અનુગ્રહ કરીને કોઇક, સમયે કરો પાષાણ,
મુજ પીઠે વસ્ત્રો ધોવડાવું, ઉપજાવું નહિ હાણ,
આપરૂપ જનના રે, ચરણોનીચે શમવું છે, પ્રભુ૦
વિષ્ઠારૂપ કદી કરશો તો, થઇશ પશુનો ભક્ષ,
ખાતરરૂપ થઇને નિત્યે, ઉગાડીશ હું વૃક્ષ,
આવેલી સ્થિતિથી રે, સૌને સુખ દેવું છે; પ્રભુ૦
તાંબાની ધાતુ કરશો તો, પૈસો પાઇ થઇશ,
લોઢું કરશો જો પ્રભુ તો તો, ખીલો છરી થઈ જઇશ,
સુખી થઇ, સુખી કરીને રે, દુઃખમાત્રને દહેવું છે, પ્રભુ૦
આપ કૃપા કરી જો સિંધુનું, ખારૂં બનાવશો તોય,
મનુષ્યકેરી ત્વચાના મળને, સદ્ય હરી લઉં તોય,
પોષું જંતુ જેતું રે, મુજ આશ્રયે વહેવું છે; પ્રભુ૦
કાષ્ઠરૂપે મુજને કદી કરશો, અંધની લાકડી થઇશ,
ચર્મ બનાવો તો મનુષ્યનો હું, જોડો થઇને રહીશ,
કંટકતાપથી રક્ષી રે, પગની પહેલાં વ્રહેવું છે; પ્રભુ૦
સાચો અનુગ્રહ દર્શાવી કદી, આપ બનાવો ધૂળ,
ચોપડામાં શાહીપર પથરાઇ, થઇ પડું અનુકૂળ,
અનાજમાંહિ પડીને રે, ધાન્યને રક્ષી લેવું છે; પ્રભુ૦
અંકવિષે પ્રભુ આપ જ મુજને, બનાવશો કદી શૂન્ય,
સર્વની પાછળ નમ્રપણે રહી, મૂલ્ય કરૂં ના ન્યૂન,
નવ પાછળ તવ આવી રે, કરવા મારે નેવું છે; પ્રભુ
આપની આપેલી સર્વ સ્થિતિઓ, મારે આનંદરૂપ,
પરમ પ્રસન્નપણે તેમાં રહી, રંક છતાં માનીશ ભૂપ,
જાણી જેવું લાયક રે, મળ્યું મને તેવું છે; પ્રભુ૦
જેવી સ્થિતિમાં રાખશો તેવી, સ્થિતિથી રાજી રહીશ,
આપ વિભૂતિરૂપ આ જગનો, ભાવિક સેવક થઇશ,
નિશ્ચય એ જ મારો રે, કરવું જે તે કહેવું છે; પ્રભુ૦

---

## आत्मतृप्त वृत्तिना आनंदोद्गार.

**પદ ૨૬૬.** ( જેને હૃદય રમે રામ. એ લય. )
તૃપ્તિ સુરતરુને સેવી, તૃપ્ત થઈ ફરૂં છું,
આત્મતોષપીયૂષ પીને, મસ્ત વિચરૂં છું;—

સત્તા ધન ધામ ધારી, પામ્યા હોય સુરૂપ નારી,
ધરે ન તે અચલ ખુમારી, જેવી હુ ધરૂ છુ,—
વેદશાસ્ત્ર પઠન કરે, યોગસિદ્ધિ સકળ વરે,
પણ ન સત્સુખે તે ઠરે, જે સુખે હુ ઠરૂ છુ,—
જેહ આવી સહજ મળે, તેમા ચિત્ત મારૂ હળે,
મોહ ધરી કશી ન ચળે, તૃપ્તિથી ઉર ભરૂ છુ,—
ન્યૂનતા લહી થાય ન દશ, અધિક પામ્યે હર્ષ ન અશ,
તૃપ્તિમોતીનો થઇને હસ, ચારો હુ ચરૂ છુ,—
જેને તૃપ્તિ નથી અશેષ, હોયને ભલે દેવેશ
મુજ સમાન તે ન લેશ, એ કહુ ખરુ છુ —
જોઈ અન્યની સપત્તિ, મુજને ઈર્ષ્યા નાહિ થતી,
જોઇને મારી મહાવિપત્તિ, ખેદ ન હુ કરૂ છુ,—
જેને સપત્તિ અધિક, તેને પણ જોઉ માગતા ભીખ,
તૃપ્તિરહિત જીવન ધિક્ સત્ય એ ઉચ્ચરૂ છુ —
સ્વભાનથી જે પ્રાપ્ત થાય તેમા સુખ મને લહાય
વિષયઅર્થે હાય હાય,—કરી ન મથી મરૂ છુ —
મારે કશુ છે ન ન્યૂન, એક હુ જ, અન્ય શન્ય,
અચલ તૃપ્તિતણી ધૂન—મા સદા ફરૂ છુ —
જેને તૃપ્તિ છે અખડ, તે જ પુરૂષ, અન્ય ષઢ,
તૃપ્તિનો ગ્રહી વિજયદડ, વિશ્વમા વિહરૂ છુ,—
પૂર્ણથકી પૂર્ણ એવા, નિત્ય નિકટ આત્મદેવા,
અન્યની શી લેવા દેવા, તૃપ્ત તૃપ્ત હુ છુ,—

---

## सर्व प्रसंगमा प्रसन्नताने सेववी ए सुखनी खरी कळ छे.

### પદ ૨૬૭.

એક ખરી કળ, કહુ જે પુષ્કળ, સુખ ઉપજાવે આહાહા !
દુ ખ ઓરેરા, સમય વસેરા, પ્રકટ્યે હસજો હા હા હા
દુ ખ જવ ઉપજે, અનિષ્ટ નીપજે, કલેશ ઉપજતો અતરમા,
એ વિસરીને, પેટ પકડીને, ઉરથી હસજો હા હા હા
ન્દી ધન જાય, સ્વજન અળપાય, કદી ઉઠે ગૃહોમા લ્હાય,
ઉપાધિ પમાય, વ્યાધિ થાય, કદી મૃત્યુ જ ખાવા ધાય,
આધિનાગા, વિધવિધ ભાલા, કદીક વાગે ભીતરમા   એ વિસરીને૦

સ્વજન સતાવે, સ્ત્રી રીબાવે, પ્રજા જ શેકે આંતરડાં,
હાનિ આવે, વિરહ તાવે, તોએ હસજો હા હા હા.
કદી વ્યાપાર—માંહિ હાર, પમાય અપાર, થવાય ખુવાર,
શોકોદ્દગાર,—નો ઉચ્ચાર, અંતર બહાર કરો ન લગાર,
અવનતિ અથવા અહિત નિપજવા,—ની શંકાને ના ધરતા; એ ત્રિ૦
(પોતાને) ગુણહીન લહીને, બલહીન થઈને, અંતર ન, ધરો દુર્બલતા,
પ્રયત્ન કરતા, જય યશ વરતા, અખંડ હસજો હા હા હા.
દુઃખદ એવી, ગમે તેવી, અસહ્યજેવી, વિપદ્ સહેવી,
દુઃખદ કહેવી,—ન કે લહેવી, સદા ઉર શાંતિને સેવી,
વિપત્તિમાં લહેવી દુર્બલતા, જેવી કાચા સુતરમાં; એ વિસરીને૦
યત્ન કરીને, વિપદ્ હરીને, જય કરીને અવની[1]સ્વરમાં,[2]
સુખ વરીને, ઉત્સાહ ધરીને, નિત્યે હસવું હા હા હા.
અતિકૂલ પ્રસંગ, અંગે અંગ, લહીને અપંગ, ન આશા ભંગ,—
કરીને, ઉમંગ,—ધરી ગુરસંગ,—થી ઉછાળી હૃદયતરંગ,
થઈ અજ્ઞાની, ગ્રહી નવ ગ્લાનિ, સદાય મસ્તીમાં રમતાં; એ વિસરીને૦
દુઃખમાત્ર કદી, બ્રહરિષ્ટાત્રપ્રનિ, શિરજોરી ન કરી શકતાં,
એ નિશ્ચય કરી, અંતર્બળ ધરી, અતિશય હસજો હા હા હા.
દુઃખો ખોટાં, નથી મોટાં, નથી એ સાપ, (પણ) લીસોટા,
એ ફુલગોટા, છે પરપોટા, ન મારે એ કદી સોટા,
અહિત અશુભ કદી, ઉપજશે અતિ, એ સંશયવશ નવ થાતા; એ૦
દુઃખથી પર રહી, દ્રષ્ટાપદ ગ્રહી, દુઃખ જોતાં આવે છે મજા,
એ પદ ગ્રહેવા, સુખ અતિ લહેવા, હરઘડી હસજો હા હા હા.
આનંદોદધિ, સુખના મહાનિધિ, શ્રીપતિ લહીને પોતામાં,
મેઘતણા ગર્જનથી સજ્જન ! હરવા જ કરજો હા હા હા.

---

## स्वस्वरूप अत्यंत निकट छतां तेने शोधवानो जीवनो हास्यजनक प्रयत्न.

**૫૬ ૨૬૮.** ( ઉઠ ભાઈ તું બેઠો થા શું, એ લય. )

પ્રકાશને ખોળવા એક દિન નિકળ્યો એક દીવો રે, અહા ધન્ય છે જી ! !
સુખસ્વરૂપ વિસરી પોતાને, સુખઅર્થે કંઇ ઝવો રે, શોધે અન્યને જી.
ગુલાબ નીકળ્યું શોધવા, સુવાસ ક્યાંથી પમાય,
પોતે સુવાસરૂપ છે, (એ) ગુલાબથી ન લહાય,

---

૧ પૃથ્વી. ૨ સ્વર્ગ.

નિજને સુખરૂપ ના લહે, આ જનનો સમુદાય,
નિજ મૃદુના ના જોતાં જ્યાં ત્યાં, શોધતું માખણ બીજે રે,
ધરી ભ્રાંતિને જી,
અંતરની સુખરૂપતા ભૂલી, ભ્રમે જીવો બીજી ચીજે રે, ત્યજી શાંતિને જી—
સુખરૂપતા બીજે નથી, કે જુદી નથી લેશ,
આપે સુખસ્વરૂપ છો, દુઃખરૂપ આ જીવવેષ,
નિજ આત્મા છે સર્વનો, સુખસ્વરૂપ નિઃશેષ,
સુખરૂપતા લક્ષણ પોતાનું, જૂદું એ ન જાણો રે, ગ્રહી બોધને જી,
નિજાતમમાં શમી સુખરૂપતાને, સહજે આજે માણો રે, સજી શોધને જી.
(જેમ) જલ આપે દ્રવરૂપ છે, (તેમ) મનુષ્ય સત્સુખરૂપ,
અનવધિ સિંધુરૂપ એ, થતો સ્વહસ્તે કૂપ,
મનુષ્ય દીન પ્રજા નથી, પણ જાતે એ ભૂપ.
નરહરિગુરુકળથી સુખરૂપતા, જોજો આપમાંહિ રે, કરી યત્નને જી,
સુખસ્વરૂપ પોતાને જોતાં, ભ્રમવું ન રહેશે ક્યાંહિ રે, સાધકરત્નને જી.

---

## सर्व स्थितिमां इष्टश्रीने संनिहित रहेवा विज्ञप्ति.

### પદ ૨૬૯.

હું નિર્બળના બળ નાથ! મારી પાસે આવજો,
કરીને મારો સંગાથ, કરણાળુ કહાવજો.
આપ નિકટ આવી શકવાનું, મુજમાં નથી સામર્થ્ય.
જેવો હું તદનુકૂલ થઈને, સારો પ્રભુ મુજ અર્થ; મારી૦
તુચ્છ પુષ્પરૂપ હોઉં પ્રભુ જી, તેને અનુરૂપ થાઓ,
ભ્રમરરૂપ ધરી પ્રેમવડે પ્રભુ, મુજપ્રતિ આકર્ષાઓ; મારી૦
માછલુંસરખું તુચ્છ જંતુ હું, તો પ્રભુ થાજો નીર,
કેદીરૂપે હું થાઉં તો, આપ થજો જંજીર; મારી૦
ખીલીરૂપે જો હોઉં તો, આપ થજો પ્રભુ ભીંત,
વિચારરૂપે જો હું બનું તો, આપ જ થાજો ચિત્ત; મારી૦
કુહાડો જો હું થાઉં તો, હાથો થાજો નાથ,
કરો મને શવ, કાષ્ઠ બની તવ, કરજો મુજ સંગાથ; મારી૦
કંઠરૂપે કદી જો હું થઉં તો, આપ થજો ધ્વનિરૂપ,
જો હું થઇ રહું મેડકરૂપે, આપ થજો મુજ કૂપ; મારી૦
પંજરરૂપે જો થાઉં તો, પક્ષી થાજો આપ,

દરરૂપે જો બનુ પ્રભુ તો, તેમા રહો થઇ સાપ, મારી૦
નેટ દઉ પદવી પણ દોષ ન, ક્ષમા કરો કહુ સત્ય,
'વાવે તેવુ લણે' એ નિયમ જ, આપનિશ્ચે ન અસત્ય મારી૦
મુજને કરશો તુચ્છ પ્રથમ તો, થાવુ પડશે તુચ્છ,
એમા શક શો ગાય મને કરો, (તો) કા ન બનો પ્રભુ પુચ્છ, મારી૦
ઉપાલભ નથી પ્રેમભર્યાં આ, વિનોદકેરા બોન,
રોષ ન માગો ઓખડ ખીધુ, જ્યા કર્તાએ દોન, મારી૦
અન્યના ઉત્તમ સ્તવનામૃત પી અકળાયા શુ નાથ,
કે આ કડવા શબ્દોકેરો, પીવા ઇચ્છો કનાથ મારી૦
પણ જેવો હુ કઠોર તેવા, થશો કઠોર ન આપ,
મૃદુ થઇને નિષ્ટ રહો પ્રિય—તમ નરહરિ માબાપ, મારી૦

---

## आनंदमहोदधिमां निमज्जन करवा साधकोने निमंत्रण.

પદ ૨૭૦ (મનમંદિરીએ મહાનો મોહનજી, એ લય)

આનદ માણવા આવો, હે બધુઓ! આનદ માણવા આવો રે,
આનદકેરો ઉભરાય મહાસિધુઓ, લેજો સદાય તેનો લ્હાવો રે
પૂર્ણ સ્વચ્છપણે આનદસિધુમા સ્થૂલ સૂક્ષ્મ અગ નવરાવો રે,
દુગ્ધમા શર્કરા જેમ પચી જતી, આનદ ઉરમા પચાવો રે—
, આ, તુ, તે સર્વમા, આનદ જ છનાય,
અનવધિ આ આકાશમા, જેમ વાયુ પ્રસરાય,
આનદઅમૃતનુ ઝુમ કરો પાન, છોડીને કલેશકેરો કાવો રે,
ચિતાને દુખનણુ ગોતુ ખાવુ છોડી ખાઓ મહાનન્દમાવો રે—
જલસમીપે પડતો નથી, કદી તૃષાનો શોર
શોકાદ્યગાર ન સુણીએ, જ્યા મહાનન્દનો ઘોર,
સતાપ, આતિશયરૂપ નથી આપ, આપે આનદરૂપ કહાવો રે,
સામર્થ્યરૂપ આજ આપના આનદમા પ્રત્યક્ષ દર્શન દગવો રે,—
આપે આનદ પ થના, મહાનદમય સર્વ,
જીવનમાત્ર થઈ રહે, મહાનદનુ પર્વ,
ક્રોધ શોક ક્લેશ મનિમિત થઈ પાસ, આવે તો તેને પણ હસાવો રે,
આનદરૂપમા આપે ગઇને, અનદે વિશ્વ ગજાવો રે,—
દુખાદિક ગગાન ના, જ્યા કેમરિ આનદ,

તિમિરતણો આનકાશ ના, ઝગઝગતો ન્યા ચંદ,
દુઃખી દરિદ્રતણો હાથ ગ્રહી, પ્રેમે, આનંદસિંધુમાં લાવો રે
તાપમાન દૂર કરી સર્વાંગથી તેને, આનંદઝરણે ઝુલાવો રે.—

---

## શું કરવું અવિહિત છે, અને શું કરવું વિહિત છે.

પદ ૨૭૧ ( ચંપા તું મારી દીનોજન એ લય )

ધરવું નિશ્ચનું શું ધ્યાન ? ના ના
કરવું શું હરિરસપાન ? હા હા
વિધવિધ દેશમાં, રમ્ય પ્રદેશમાં
કરવું શું નિત્ય પ્રયાણ ? ના ના
અભ્યંતર દેશમાં, આત્મપ્રદેશમાં,
કરી રહેવું શું સ્થાન ? હા હા
ગંગામાં કરવું શું સ્નાન ? ના ના
ગુરુપદ નાહે તે પુણ્યવાન્ ? હા હા
ગાયન મધુરાં, ગાય જો ચતુરાં,
સુણવા શું માંડીને કાન ? ના ના
પ્રિય ને હિતકર, સત્યથકી સભર,—
વાણીમાં થવું ગુલતાન ? હા હા
દેવું શું દ્રવ્યતણું દાન ? ના ના
કરવું શું જ્ઞાનપ્રદાન ? હા હા
ધન અને ધામનું, વ્યવહાર કામનું,
રાખવું નિત્ય શું ભાન ? ના ના
તનમન, મનમન, આત્માનું બન,
રક્ષવું ધરી ભાન મહાન્ ? હા હા
ધરવું શું જીવત્વગુમાન ? ના ના,
ધરવું ઉર આત્માભિમાન ? હા હા
અશુભ અજયના, શોક કે ભયના,
કરવા વૃથા શું અનુમાન ? ના ના
શ્રદ્ધાના, પ્રેમના, યોગ ને ક્ષેમના,
વિચારે થવું શું એકતાન ? હા હા
શબ્દોના થવું વિદ્વાન્ ? ના ના
લહેવું શું અનુભવજ્ઞાન ? હા હા

સર્વોત્તમભાવના, ઉર ઉપજાવતાં,
ડરે શું મહામતિમાન્? ના ના.
શ્રેયને ગ્રહેવા, અંતર લહેવા,
ઉપેન્દ્ર નહરિસમાન? હા હા.

---

## સ્ત્રીમાહાત્મ્ય.

પદ ૨૬૨. ( મનની ન શુદ્ધિ જો કરે, એ લય. )
જેની માનદષ્ટિ સ્ત્રીવિષે, જય થાય તેનો દશદિશે.
સ્ત્રીવિષે માનની શુદ્ધિ એ, સ્ત્રીસહ કરવી સૌ વૃદ્ધિ એ,—
ગાર્હસ્થ્યધર્મની સિદ્ધિ છે, સત્શાસ્ત્ર વર્ણવતાં દીસે;—
સુખશાંતિમાં તે જામશે, ઉત્કૃષ્ટ ઉન્નતિ પામશે,
ભયક્લેશ આદિ વામશે, સત્ય પ્રેમઅમૃત તે પીશે;—
સ્ત્રીસહિત સુવિચારો કરે, સત્કાર્ય સ્ત્રીસહ આદરે,
મહાપુણ્યને તે તો વરે, સુખી થાય તે જ વસા વિશે;—
સંબંધ કેવો સ્ત્રીથકી, ઉન્નતિ પમાડે જે નકી,
સત્શાસ્ત્રથી તેને શીખી, કરવો ઘટે તે હરખિષે;—
એ જ્ઞાન જેને આવશે, તે કોઈ દિવસ ન બીખશે,
દુઃખથી ન તે કદી ધીખશે, વાર્ધક્ય મૃત્યુથી ના બ્હીશે;—
સ્ત્રીતત્ત્વ એ જ પ્રધાન છે, જેમાંહિ અંતર્જ્ઞાન છે,
લહે તે અતિ વિદ્વાન્ છે, પ્રભુ હારે તેને આશીએ;—
આંકરી ઉન્નતિને કરી, જેણે તેપ્રતિ ઉચ્ચના ધરી,
સુપ્રયત્નથી રહે છે વરી, તેને દેવ કોટિ તેત્રિશે;—
તેને સહાય શ્રીનરહરિ, સ્ત્રીજાતિ જે લહે ઈશ્વરી,
આ ભવથકી સત્વર તરી, જઈને ભળે તે શ્રીઈશે;—

---

## જીવ અને શિવને અભિન્ન અનુભવનાર વૃત્તિના ઉદ્ગાર.

પદ ૨૭૩. ( વૈષ્ણવ પ્રાણથકી મને પ્યારા, એ લય. )
અંતર, જીવશિવ જૂદા ન જાણું,
ધરી અજ્ઞાન ભેદ ન માણું રે;
દ્વૈતવડે ભય ઉરમાં ઉપજે, એ ન મને અણગમતું,
જીવશિવ ભિન્ન (એવું) દ્વૈતપણું ગ્રહી, ભવને શીદ હું તે તાણું રે;—
જીવ સ્વરૂપે શિવથી અભિન્ન છે, એમ વેદ ગાના ગાયું,

રૂપાથી વસ્તુતઃ જૂદું નથી જેમ, કદીએ આ રૂપાનાણું રે;—
દ્વૈતપણું એ તો ભવજંગલનું, ઘોડું કરડકણું ને કાણું,
એના આધારે અદ્વયપદસ્થાને, કહોને કોનાથી છે પહોંચાણું રે;—
જીવ અને શિવ એક જ તત્ત્વ છે, નામ જ જૂદું કહેવાણું,
સોમાં પાંચ કોઇ ઓછા કહે ને, કોઈ કહેતા પંચાણું રે;—
જીવ અને શિવની ઉત્પત્તિ એક જ, એક જ છે એનું થાણું,
એક જ તત્ત્વમાં એહ ઉભયને, શમવાનું છે નિર્માણું રે;—
ઉપાધિભેદથી ભિન્નપણું એ, વસ્તુદષ્ટિથી છે જૂઠાણું,
કેરીરૂપે જેમ એક ગણાયે, રસ અને કેરીનું અથાણું રે;—
અજ્ઞાનદષ્ટિથી જોતાં મનુષ્યથી, ભેદપણું છે દેખાણું,
નેત્રનું પોપચું દાબી જોવાથી, બે રૂપે સઘળું જણાણું રે;—
ભેદદષ્ટિપોષક જીવોને, દુઃખની મધ્યરાત્રિ નાણું,
નરહરિઅનુગ્રહે જીવશિવ એક જોતાં, સુખનું વાયું મારે વહાણું રે;—

---

## इष्टदर्शनातुर वृत्तिना उद्गार.

**પદ ૨૭૪.** ( તન પ્રેમકી રાખ લગાલે તું, એ લય. )

યહ ખલકકી યારી અલગ કરકે, મન મોહનસેંહિ મિલાના હય,
હમ જાય જલ્દ રૂમઝુમ કરતે, ઉલ્ફતકી પ્યાલી પીલાના હય.
દિલભરકો નિવાલા ભરભરકે, હાથોસેં ખુબ ખિલાના હય,
મેરે કમલનયનકે નયનોંકે, તારોંસેં તાર જુટાના હય.
દીખલાનેકું દિલકા મનસા, હાથોસેં હાથ ઝીલાના હય,
મેરા જિગરસેં જિગર દબાના હય, મેરા જી ખુલખુલ બહેલાના હય.
મેરા જોબનકી ફુલી ફાલી કલી, સૈયાંકુ આજ સુંઘાના હય,
મેરા દિલકા દર્દ દફે કરકે, બિરહાકા જલનકું બુઝાના હય.
મેરા દિલકા યહ પયગામ અભી, પ્રાનપ્યારેકું પહુંચાના હય,
તુમ જાલિમ હો મત દૂર કરો, મેરા તુજપેં દિલ દીવાના હય.
મય હું બારી ગુલઝાર પરી, મેરા તું તુંહિ ફિરસ્તા હય,
મુજસેં મિલના વો શિરસ્તા હય, તેરા ધામ વો મેરા બેહસ્તા હય.
મય મુફલિસ હું, તું દાના હય, નાદાન હું મય, તું સ્યાના હય,
તું પિંજરકી મય મેના હય, યહ બાત મોહનસેં કહેના હય.
ઇસ બિધ મય જાકે અર્જ કરી, મેરા શોહરકું સમજાના હય,
સોતનકે ઘરસેં લાના હય, મેરા મંદિરમેંહિ બિઠાના હય.

---

## જગત્‌ના અજ્ઞાન નિદ્રાગ્રસ્ત જીવોને જાગ્રત્ કરનાર ડિંડિમ.

### પદ ૨૭૫.

હે જગના લોકો ! ઉંઘમાંહિ શું નિત્ય ઝોકો,
કોણ સમજાવે તમને પાડી પોકો-પોકો રે-લોકો;-
બળ સઘળું વ્યર્થ આ વહી ચાલ્યું,
બળપ્રાપ્તિનો જાય મોકો,-મોકો રે;-
તનબળ ક્ષીણ કરો, ગમે તેવું ખાઇ,
પીને દારૂ ચઢો, કોરી કોકો;—
દાઢાં ને તીખાં ખાટાં ખારાં પેટમાં ઓરી,
ઉપર પીઓ બીડી હોકો;—
મનબળને નિત્ય નાશ કરો છો,
અંતરમાં ધારી ભયશોકો;—
આત્માનું બળ ક્ષીણ થતું, જેમાં તેમાં,
અતત્ત્વ ઉરથી અવલોકો,-અવલોકો.—
રાજી થાતા શું ગજે વિનાશી પદાર્થના,—
મારા તારાની બાંધી તોકો;—
સાહાય્ય ન આપે એ કોઈ પદાર્થ જ,
જ્યારે યમ મારશે ધોકો;—
સાથે શું રાખશો, પૈસો કે વૈભવ,
જ્યારે સુવાડે કરી ચોકો;—
યોગ્ય ન યત્ન કરો, વ્યર્થ મહેનતથી મરો,
ખાઇ ખાઇને, શીદ ઓકો;—
જાગ્રત્ થઇ સારું હરિસ્મરણ કરી,
મૃત્યુપર અંકુશભાલો ભોકો;—
ચિત્તને ચિન્મય કરવાને અર્થે,
વિષયચિંતને જતું રોકો;—
તમારી પડી નથી કોઇને વિશ્વમાં,
ભલે જીવો કો મરો કો;—
ઉપેન્દ્ર જગવે તમને, બંધુ તમારો થઇ,
ઉંઘમાં ન તેને પાડું ટોકો;—
સાવધ થઇ નરહરિસ્મરણે વહો,
વધશે ઉરમાંહિ બળના થોકો;—

## इष्टदर्शननी आशावान् वृत्तिना प्रेममय विचार.

**પદ ૨૭૬.** ( દિલે નાદાન કો હમ સમજાય,—એ લય )

આજે મનના માન્યાસંગે મોજ માણશું,
અમે રંગે રમીશું આજ એ સુજાણશું;—
સ્નેહના બંધને હાથ પકડશું,
એ જો તેમ તાણે તો અમે આમ તાણશું;—
ગુંથીને પ્રેમવડે ભાવવડે આ અંતર્,
પિયુના ચરણમાંહિ સ્થાપીશ હું આ અંતર્,
સદા એક કરી દેવું પિયુથી અંતર્,
થઇ અંતરથી એકમેક ન ધરવો અંતર્,
ચેન ચાળા કરીશું અંતરથી અંતર્,
હેત વધવાને કાજે જૂઠી રીસ આણશું;—
મહાઐશ્વર્યને સામર્થ્યતણા એ સિંધુ,
બહાર અંતર્ સભર ભરેલા છે એ સિંધુ,
મહત્તા ન જેની જાણી જાય એ સિંધુ,
સાચી સ્નેહસરિતાના ભોગી એ સિંધુ,
મહાવિરાગને શૃંગારતણા એ સિંધુ,
પ્રેમબાણે વીંધીને આજે ઘેર આણશું;—
સ્વાતિનું બિંદુ લેવા ચાતક છે આ આતુર,
ચંદ્રકિરણ ગ્રહેવા કુમુદ આ આતુર,
આ વેલી એ વૃક્ષથી વીંટાવા છે આતુર,
મનભ્રમર એ કુસુમ સુંઘવાને છે આતુર,
પિયુ આલિંગવા હું ગોમેરોમ છું આતુર,
મનમાં થાએ, મળી, ક્યારે કહી દઉં, 'હું વેચાણ છું.'—

---

## विषयमग्न जीवना संगथी थती हानि अने तेनी निवृत्तिनो उपाय.

**પદ ૨૭૭** ( ખૂટી પીલાકે લુભાય ગયો, એ લય. )

અંતરમાં એવું સમજાવી ગયો,–કોઇ મને—
ભીતરમાં મારા ભરમાવી ગયો;–કોઇ મને—
વિવિધ ભાતિનાં ભોજન જમવાં, ધરવા સુંદર વેષ,

સુંદર શય્યા, ઝુલવું હીંડોળે, મારવી વિધવિધ એશ,
જગતમાં એ જ ખરૂં છે–એક—
દિવ્ય મંદિરો, દિવ્ય વાહનો, ધરવા ખુબ શણગાર,
વિષયવિલાસ વિવિધ ભોગવવા, પામવી સુંદર નાર;—
લૂંટી, ફૂટી, કુંટી લેવું, જેનું તેનું ધન,
સોદાગર બની ફરવું ખીસ્સા,—માં કરતા ખન ખન;—
ભલે જાય ચમડી કે જીવ પણ, દમડી ન છોડવી એક,
પારકે પૈસે તાગડધિન્ના, કરવા એ ધરી ટેક;—
જે જે આવે તેને જે તે, બોધ જ દેવો ખાસ,
જ્ઞાન અલ્પ પણ જ્ઞાની થઇને, મારવી બહુ ડંફાસ;—
સ્વાર્થ સાધવો એ જ જગતમાં સૌથી મોટું કામ,
પરહિત કે બીજાને આશ્રય, દેવો એ જ હરામ;—
જગમાં લાભકીર્તિ લેવા, ધરવો શ્રદ્ધાનો ડોળ,
પણ નિજ કાજે ગોળ વાપરવો, પ્રભુને કાજે ખોળ;—
દેવદર્શને નિત્ય જવું પણ, ધરવી એક ન પાઇ,
ભક્તિની વાતો કરવામાં, કરવી ખુબ સફાઈ,—
પુણ્યપાપ તો લાગે નહિ ને, ઈશ્વર એ તો ગપ;
શાસ્ત્રો ને વિધવિધ સાધન છે, એ તો જૂની લપ;—
અહંબ્રહ્મ મુખથી કહેવામાં, કદી ન કરવી વાર,
પણ મનમતિને અતત્ત્વમાંહિ, કરી રાખવી એકતાર;—
દમામથી સેવકને કહેવું, આ બિલકુલ અસત્ય,
કહેવું ઉપરી કે ધનવાનને, (જે) 'જી હા કહો છો સત્ય,'—
તડકાવીને ધડકાવીને, મારવો સઉપર રોફ,
જેહ શિખામણ દેવા આવે, તેને કહેવું 'ગોપ;'—
આ વિધિ વાતો મુજ અવિચારે, ડાહ્યાડમરા થઇ,
મુજને સમજાવી, પણ ત્યાંથી વાત જ વણસી ગઈ,—
મુજ ભાગ્યે સુહૃદ્ સાંપડીયો, જેણે નિજ ગુરુપાસ,
લઇ જઇ ગુરુપાસે મુજ, અવિચાર કરાવ્યો નાશ,—
જે જે મારા નિશ્ચય તે તે, સઘળા ઠર્યા અયોગ્ય,
તેથી વિપરીત સર્વ નિશ્ચયો, મુજને લાગ્યા યોગ્ય;—
યથાર્થ નિશ્ચય સૂઝાડનારો, કહું હું નિશ્ચય એક,
ઉપેન્દ્ર ગુરુનું શરણ પામવું, કરીને યત્ન હજેક;—

---

## ચિદાનંદલહરીનો અનુભવ.

**પદ ૨૭૮.** ( શો બ્રહ્મનાદ ગાજે, એ લય. )

આ લહરિ કયાંથી આવે, શી દિવ્ય પ્રભા લાવે,
મહા આનંદ પ્રસરાવે, સર્વાંગમાં—
મુજ અંગે શમી મને, શમાવે નિજ અંગમાં;—
સ્થૂલ સૂક્ષ્મ કારણ અને, મહાકારણ તનુમાંહિ,
આકારો રવિકિરણસમ, રહ્યો આનંદ છવાઈ,
વાણી વૈખરી ને મધ્યમા પશ્યંતીએ જઈ,
સિંધુમાંહિ જલસમાન પરામાંથી એ વહી,
પરાપાર જઇ એ વિરમી ગઇ;—
મધ્ય ઊર્ધ્વ અધલોકમાં, કરીને નિજ પ્રસાર,
લોકાતીત પ્રદેશમાં, વિખરી એ નિર્ધાર,
શુભ્રતા છવાઇ રહી જેમ શુક્ર નંગમાં;—
અષ્ટ પ્રકૃતિને વિષે, કરી પૂર્ણ વિસ્તાર,
કલિકામાંહિ લીન થઇ, જેમ સિંધુમાં ક્ષાર,
વિશ્વાભિમાની, તજસાભિમાની આદિમાં,
સવિકલ્પ અને નિર્વિકલ્પક સમાધિમાં,
વ્યાપી રહી સિદ્ધોની સિદ્ધિમાં;—
સપ્ત ભૂમિકાથી વહી, તુરીયાતીત પદમાંહિ,
શબ્દ વહે વાયુવિષે, તેમ વહીને શમાઈ,
જેમ દિવ્ય કાંતિ બધે વ્યાપી છે સુઅંગમાં;—
પૃથ્વી અપુને ભેદતી, વહી આકાશની પાર,
પંચ પ્રાણ નિજમય કરી, મહાપ્રાણે એકાકાર,
ખનિજ પશુ વૃક્ષ ધાતુ આદિ સર્વ સૃષ્ટિમાં,
સકલ જડ અને જીવંત વ્યષ્ટિ ને સમષ્ટિમાં,
એ જ તરે સ્થૂલ સૂક્ષ્મ દૃષ્ટિમાં;—
એ આનંદતણું ધરી, ધ્યાન થઉં ત્યાં લીન,
દીપક અને પ્રકાશસમ, બની રહું હું અભિન્ન,
કીટ ભૃંગ બને જેમ ધ્યાન ધર્યે ભૃંગમાં;—
પાત્રતણા અણુઅણુવિષે, ( જેમ ) રણકી રહે રણકાર,
તેમ મુજ અણુઅણુવિષે, જીવન કરે ઝણકાર,
જેમ પૂર્ણ વ્યાપી રહ્યું વારિ છે તરંગમાં;—

---

## समाप्तिनिमित्तक स्तुति.

### પદ ૨૭૯.

જય જય નૃહરિ પરિપૂર્ણ ! અવિનાશી ! અનંત ! મહાપતિ !
સ્તવીએ નિરંતર આદિ મધ્યે, અંતમાં કરીએ સ્તુતિ.
પ્રભુ થઇ પ્રસન્ન કરી અનન્ય જ ધન્ય જન્મ કરાવજો,
પ્રભુ આપનાં આ બાલકોનાં, આપ લાડ લડાવજો.
સાધકહિતાર્થ, શિરે સમર્થ શું વ્યર્થ ભય પછી ધારવો,
સર્વાર્થસિદ્ધિમાં પછી સંશય શું લેશ વિચારવો ?
નિશંક નિર્ભય મસ્ત ફરીએ, છોડી જનિમૃતિભ્રાંતિને,
આનંદમય રહીએ સદા વર્તાવી શાંતિ શાંતિને.

---

## सर्वत्र ब्रह्मभावना.

### પદ ૨૮૦. ( શ્રીપતિ ઝુલે ગોપાલ, એ લય. )

ચિતિપતિ રાજે સાક્ષાત્—સર્વત્ર આજ;—
જડમાં ચિતિ ને ચેતનમાં ચિતિ, ચિતિમય અપ્ તેજ વાત[1],
સ્થૂલને સૂક્ષ્મ સકલ ચિતિમય છે, ચિતિમય સૃષ્ટિની (સૌ) જાત;—
ચિતિમય વાણી, ચિતિમય ચિંતન, ચિતિમય સર્વ સંઘાત,
અહં ઇદં ત્વં ચિતિમય ભાસે, ચિતિ દિન, રાત, પ્રભાત;—
ચિતિમય આ વ્યવહાર સકલ છે, ચિતિમય શાંત ઉત્પાત,
ચિતિમય પુત્ર કલત્ર સંબંધી, ચિતિમય છે પિતુ માત;—
ચિતિમય વ્યતીત, પ્રકટ સહુ પ્રાણી, ચિતિમય સૃષ્ટિ અજાત[2],
સર્વ ચિતિમય, સઘળું ચિન્મય, ચિતિમય ગુપ્ત પ્રખ્યાત;—
સમસર્વત્ર ચિતિપતિ વિલસે, કરીએ પ્રીતે પ્રણિપાત,
ચિતિવિણ અન્ય દીસે તે ન સાચું, મિથ્યા ઝંઝાવાત[3];—

---

## प्रेमलक्षणाभक्ति साधवा साधकोने निमंत्रण.

### પદ ૨૮૧. ( મારે મંદિરે પધારો યોગિરાજ, એ લય. )

પ્રભુપ્રેમમાં રમાડું, ઓ સુજ્જનો ! મારા પ્રાણ !
આવો, પધારો, આનંદથી.
પ્રેમ આનંદ એ જ વ્રત આપણું,
જેથી જાય સઘ અંતરનું તાપણું,

---

૧ વાયુ. ૨. જન્મેલું ૩ ઝાંઝવાનું પાણી.

પમાડું તમને ચિતિરત્નખાણ;—મારા—
સાધનો વિવિધ સ્નેહે નિત્ય સાધવાં,
ઉરે સ્થિર ચિત્તે ગુરુને આરાધવા,
આપું પકરિ હણવાનો એ કૃપાણ[1];—મારા—
અન્ય વિષયે વહેતી વૃત્તિ રોધજો,
તૈલધારાવત્ સતત સ્વરૂપ શોધજો,
(એ) આપું લક્ષ્ય વીંધવાનું અચુક બાણ;—મારા—
ગણી સર્વસ્વ પ્રિયતમ નરહરિ,
સાચા ભાવથી લેજો સદ્ય વશ કરી,
દશે દિશામાં વર્તાવું તમ આણ;—મારા—

---

## चिन्मयत्ताना अनुभवोद्गार.

**પદ ૨૮૨.** ( અહો બ્રહ્મનાદ ગાજે, એ લય. )
આ સ્ફુરણ ક્યાંથી આવે, હું બ્રહ્મ કો સ્ફુરાવે,
મને આજ કો શમાવે ચૈતન્યમાં.
મુજને ચિન્મિય કરી જણાવે ચિતિ અન્યમાં;—
સર્પ ઉતારે કાંચળી, તેમ ગયો જીવભાવ,
ચિતિરૂપે ચળકી રહ્યો, એ શો દિવ્ય પ્રભાવ,
સામર્થ્ય હુંમાં આ ક્ષણે હું મહા અનુભવું,
પૂર્ણરૂપે ભાસું મને, શેષ ના રહ્યું થવું,
મારૂં સ્વરૂપ આજ અવનવું,—
મર્યાદિત સઉ શક્તિઓ, અમર્યાદ થઈ જાય,
ક્ષણનું ન જાણું જે કંઈ, (હવે) ભૂતભવિષ્ય લહાય,
અન્યરૂપે પ્રતીત થતો (હું) શમ્યો આજ અનન્યમાં,—
સકલ સૃષ્ટિ આ ભાસતી, (એ) ચિતિસાંકેતિક ચિહ્ન,
(તે) સઉ સંકેત ઉરે લહું, થતાં ચિતિથી અભિન્ન,
કરૂં ન કાંઈ તદપિ કારણસ્વરૂપે હું રહું,
કાર્યરૂપે થઈ સદા હું ટકું, આવું, હું જઉં,
સઉમાં હું સાંભળું ને હું કહું;—
મગ્ન નિજાનંદે રહું, કરૂં ચેષ્ટા વિધવિધ,
અહંબ્રહ્મનું ભાન એ, મુજ ઉર રહે સુસિદ્ધ,

---

૧ શસ્ત્ર.

શરણપદ હું ત્યાગી આજ આવ્યો પદ શરણ્યમાં;—
અજરઅમર મુજ સ્વરૂપનું, કથી શકે કો ગાન,
જીવોને મુજ સ્વરૂપને, શુણવાને નથી કાન,
રાજું હું પ્રાસવ્ય પદમાં મૂર્દ્ધન્યમાં;—

---

## श्रीइष्टाविर्भावरूप मंगल.

**પદ ૨૮૩.** ( દષ્ટિભરે જલ ભારે, કારે, અનિવારે, એ લય )

નરહરિ નાથ પધારે, દ્વારે, શિર ધારે, કર ચારે,
મંદિરીએ આજ અમારે.
પ્રસન્ન વદને, પ્રકટી સદને, ભયને અંતરમાંથી સદ્ય નિવારે,—
અનવધિ વત્સલભાવથી શિશુને, હૃદયરું લઈ નિજ અમૃતદૃષ્ટિ પ્રસારે,—
મંજુલ વાણી અભય વચન દઇ, સકલ શિશુપ્રતિ શુભ આશીઃ ઉચ્ચારે;-
વિધવિધ લીલા કરતા દીસે, મંદધિ જન સમજે ન મલિન સંસ્કારે;—
ચેષ્ટામાં દે જ્ઞાન અનુપમ, રહસ્ય તેનુ હૃદયે વિરલ ઉતારે,—
જેની કરુણા અક્ષય પદ અહી, જીવપદમાંથી કર ધરી સદ્ય ઉગારે,—
સમગ્ર સુખનુ પરમનિકેતન, રહીએ જેના અભયપ્રદ આધારે;—
જેહ અમારા જેના અમે સહુ, આજે પ્રકટે તે અમ હૃદયાગારે રે,—

---

## प्राणिमात्रने सुखोत्पत्ति करवार्था परमात्मा प्रसन्न थाय छे.

**પદ ૨૮૪.** ( દિલ મારૂં માને નહિ, મનડું ઠરે નહિ, એ લય )

એક દિવસે પ્રભાતમાંહિ, વાણી આકાશે થઇ, 'આવે પ્રભુ મુજ ગ્રામમાં,'
મારી વૃત્તિમાં એમ થયું, કે શું પ્રભુ કદી આવી વસે મારા ધામમાં?
ક્યાં આવી ઉતરશે ન એ વાણીવિષે કંઈ સાંભળ્યું,
મુજ રંકના પ્રતિ આવવા, કાં ચિત્ત હોય નહિ ઢળ્યું;
મેં એમ સદ્ય વિચારીને, ઘર સ્વચ્છ શોભિતું કર્યું,
સત્કાર કરવાને પ્રભુનો કાર્ય સઘળું આદર્યું.
કદી પોતે વહેલા પધારે એ ધારીને કીધી ત્વરા બહુ કામમાં, મારી૦
જવ કાર્ય કરતો હું હતો, એક આવી સ્ત્રી મુજ બારણે,
નિજ દુખ કહી કહે આવી છું, એના નિવારણકારણે,
કહ્યું મેં ઘણો હું કામમાં છું, કાર્ય તારું થશે નહિ,
છે કામ મોટું આદર્યું મેં, તેથી ઉભી રહે ન અહિં.

"અરે"! નાખી નિશ્વાસ ચાલી ગઈ, બીજા કામે લાગ્યો હુ દમામમા, મારી૦
થોડી ક્ષણો વીત્યા પછી, એક ભિક્ષુ ભુનો આવીયો,
કહે કરી બહુ મુસાફરી, તરસ્યો ભુખ્યો હુ થાકીયો,
તમ ધામમા વિશ્રામ દો, વિનવે મને એમ કરગરી,
કહ્યુ જોઇ દુખી હુ તને, (પણ) નવરાશ મુજને નથી જરી
મારે ત્યા તો મોટા કોઇક આવનાર છે, જા તુ બીજા કોઇના ઠામમા, મારી૦
બધુ કાર્ય લગભગ કરી રહ્યો, હુ વાટ જોતા પ્રભુતણી,
ત્યા આવ્યુ રડતુ બાલ જેની, આગળી કચરાઇ ઘણી,
લોહીથી તરબોળાઇ હતી, ધ્રુજતુ હતુ તે શરીરથી,
એ જોઇ કહ્યુ સભાળવુ, તુજને ઘટે બહુ ધીરથી,
પણ હાલ હુ નવરો નથી, કરવા બધુ તુજ કામ આ,
માટે અરે ઓ બાલુડા, બીજાતણા તુ ધામ જા
કરી એને વિદાય, જોઇ રહ્યો વાટ, રાખી આ ચિત્ત પ્રભુનામમા, મારી૦
થઇ સાજ પણ પ્રભુ ના પધાર્યાં, કાર્ય સઘળુ કરી રહ્યો,
અત્યાર લગી કોઇ આવીયુ ન, થયુ શુ શ્રમ નિષ્ફળ થયો,
પ્રભુજી પધાર્યા શુ હશે, કદી અન્યના મદિરમા,
એવા વિચારે હુ થયો, દુખી ઘણો આ ઉરમા
ભરી નીર નેત્રે હુ આતુરતાથી ગૃહે, બેસી રહ્યો સુમસામમા મારી૦
પડી રાત પણ આ યુ ન કો, અતિ વિકળતા મુજને થઇ,
કર જોડી આર્દ્ર હૃદયથકી, મે પ્રાર્થના પ્રભુને કહી
મુજ પ્રાર્થનાના અતમા, પ્રભુ પાસ આવી ઉભા રહ્યા,
પણ આકૃતિ ને નયનમા ગભીર શાત હતા થયા
ન ળોની શકો શબ્દ ત્યારે ત્યા હુ એક, મારા વિનય ને પ્રણામમા, મારી૦
કે અરે ! તારા દ્વારમાં, હુ ત્રણ વખત આવી ગયો,
તુજ પાસ આશ્રયઅર્થ હુ અતિ દીનસરખો થઇ રહ્યો,
ત્રણ વખત પણ આશ્રય અને સન્માનવિણ તે પરહર્યો,
તેથી અરે દુર્ભાગી જીવ, સફલ નથી કઇ તુ વર્યો
ગુમાવી છે મારી પ્રસન્નતાને, આજે તે સાધી નિષ્ફલતા તમામમા, મારી૦
ગભરાઇ ગયો હુ મૂઢસરખો, સદ્ય પાય ઢળી પડ્યો,
મે ઓળખ્યા જગદીશ ના, કરજો ક્ષમા કહી હુ રડ્યો,
કર પીઠ ધરી પ્રભુએ કહ્યુ કરુ છુ ક્ષમા અપરાધની,
પણ તે ગુમાવી તક ખરે, મુજ અધિક આશીર્વાદની,

મુજ સ્વરૂપમય એ સર્વને, દેવું ન સૂઝ્યું સુખ તને,
તેથી સમર્થ નથી થયો તું, આપવા સુખ કંઇ મને.
ચ્હઇશ ત્યારે પ્રસન્ન હું, તું સૌને રાખીશ (જ્યારે) મનવાણીક્રિયાથી
આરામમાં, મારી૦

---

## તમે પુરુષાર્થશીલ છો કે પ્રમાદી છો ?

**પદ ૨૮૫.** (શ્યામવર્ણો કાગ ક્યાંથી હંસવર્ણો થાશે રે, એ લય.)

એ જાતિના મનુષ્ય જગમાં, વસી રહેલા દીસે રે હાં,
નિર્ણય શું બંધુ છે કીધો, કરીને શાંત વિચાર,
કહોને કોણ તમે તેમાંના ?
સાધુ અને અસાધુકેરો, ભેદ ન જનનો પાડું રે હાં,
કાં જે અસાધુ પણ સ્વરૂપાંશે, હોય સાધુ નિર્ધાર; કહોને૦
દરિદ્રને ધનવાનતણો ધરી ભેદ ન તમને પૂછું રે હાં,
કાં જે અંતઃકરણઉપર એ, સ્થિતિનો છે આધાર;—
નમ્ર અને અભિમાનીરૂપે, વિભાગ હું નવ ગણતો રે હાં,
કાં જે ઉભયવિના આ જગનો, થતો નથી વ્યવહાર;—
પ્રસન્ન ને અપ્રસન્ન જનના, ભેદ પાડી ના કહેતો રે હાં,
કાં જે એવી સ્થિતિઓ આવે, સહુને પણ એક વાર;—
પણ હું જગજનના બે જૂદા, ભેદ પાડીને પૂછું રે હાં,
એક ઉન્નતિના ઉત્સાહી, બીજા થંડાગાર;—
જગમાં જ્યાં ત્યાં જોતાં ભાસે, આ બે ભેદ પડેલા રે હાં,
ઘણા આમસ્થિતિમાં જ પડ્યા રહે, કોઇક ઉંચે ચડનાર;—
જે સ્થિતિ આવી મળે તે સહો છો કે સ્થિતિઓને રચતા રે હાં,
નિજ ઇચ્છાનુસાર, ધન્ય છે, નવીન સ્થિતિ રચનાર;—
નિજ ઇચ્છાનુસાર સ્થિતિ કરવાની સત્તા તમને રે હાં,—
પ્રભુએ દીધી તેથી કરો સ્થિતિ, નિજ ઇચ્છાનુસાર;—
ધરી આગ્રહઉત્સાહ અતિશય, સુકાન તમે જીવનનું રે હાં,—
હાથ કરી જે સ્થિતિમાં વાળશો, તે સ્થિતિમાં વળનાર;—
નરહરિશિશુ જો કહાવો સાચા, થશો ન પોચા કોલા રે હાં,
ઇચ્છાનુકૂલ સ્થિતિને કરજો, ધરી ઉત્સાહ અપાર;—

---

## ભક્તિનું સામર્થ્ય.

૫૬ ૨૮૬. ( ત્રિભુવનપતિ તારનાર, એ લય )

આજ મેં નિહાળ્યો એક ચમત્કાર ભારી,
ચમત્કાર ભારી, જાય કહેતા મતિ હારી,—
બેઠો'તો હું શાંત ચિત્તે, જેમ બેસું છું હું નિત્યે,
નિકટ એક આવી ઓચિંતે, નારી મનોહારી,—
પૂછ્યું કો તું ચારૂઅંગી! કેમ આવી તું વિણુસંગી,
કહે હું છું અનંતરંગી, વિવિધ રૂપધારી —
જોઉં થઇ આશ્ચર્યરૂપ, ધરવા લાગી વિવિધ રૂપ,
જોતજોતામાં નવ સ્વરૂપ, ધર્યાં મોહકારી,—
પૂછ્યું તને કામ શું છે, કેમ અહિં આવી તું છે,
મુજને શું કંઇ આપવું છે, કે તું હરી લેનારી,—
બોલી પ્રથમ, કહું આપને, કર્ણમાંહિ ધરશો મને,
ગુરુગુણના શ્રવણે તમને, ઉપજાવું હું પ્યારી,—
બીજી કે' મને વાણીમાં ધરશે, ગુરુના ગાન તું ઉચ્ચરશે,
પ્રસન્ન તું ગુરુને કરશે, અર્થ લઇશ સારી,—
ત્રીજી કે' મને રાખ સ્મૃતિમાં, ભુલાવું ના ગુરુની પ્રતિમા,
દઇશ તને સંપત્તિમાં, ગુરુસ્મરણ સુખકારી,—
ચોથીને પૂછ્યું સુમુખિ! કરીશ કેમ મુજને સુખી,
કહે અરેતા રહીશ ઝુકી, ગુરુચરણે જારી,—
પાંચમીને પૂછ્યું શું તું દઇશ, કહે જો જો મને તું ધરીશ,
અર્ચન ગુરુનું તું કરીશ, નિત્ય ભાવ ધારી,—
પૂછ્યું એવું છઠ્ઠીને પણ, કહે જો મને કરીશ ધારણ,
નિત્ય શ્રીગુરુને વંદન, કરાવું પાસ તારી,—
સાતમી કે' મને રાખીશ પાસ, તને કરાવું ગુરુનો દાસ,
ગુરુકૃપા અપાવીશ ખાસ, (જો) લે મને સ્વીકારી —
આઠમી કહે મને ગ્રહી સુખી થા, સ્થાપું પદે ન તને હલકા,
સ્થાપીશ કરી ગુરુનો સખા, ખુલશે ભાગ્યબારી,—
નવમી કહે જો મને ગ્રહીશ, તો તું ગુરુને સર્વ દઇશ,
સમર્પણ તું થઇ રહીશ, ગુરુથી ભેદ નિવારી,—
સર્વને સાથે ગ્રહીશ જો તું, પ્રેમલક્ષણાવાન્ તો તું, —
થઇશ ઉત્તમ સ્થિતિતણો તું, સદ્ય અધિકારી,—

કાર્ય કરી ગુરુથી અનન્ય, થાના તુ થઇશ ધન્ય,
લઇશ સુખ તુ સ્વરૂપજન્ય, અહીં સ્વરૂપખુમારી.—
શ્રવણ કરી હર્ષિત થયો, સશય મારા મનનો ગયો,
જેની વાટ જોઇ રહ્યો, તે એ ભક્તિ નારી.—
અહો ધન્ય ભાગ્ય મારા, ભક્તિ દેવી છો પધાર્યા,
મુજથી રહેશો કદી ન ન્યારા, એ વિનતિ મારી—

---

## अंतर्मुख तथा बाहिर्मुख पुरुषनो संवाद.

પદ ૨૮૭ (અન્યાયુ, રૂપગ ને શાનિ પ્રભાગી, એ વય)

अतर्मुख—ઉનમમા, આજ અલૌકિક આ ગુ દિવ્ય તેજ ભાળુ,
મુજનયનાતર કરે શાત શાન, હરિ મોહતિમિર કાળુ
वहिर्मुख—પ્રમાદમાદિ બહુ જોવાથી, અને પછી નેત્રો મીચવાથી,
દેખાતુ કારણ તેવાથી,—હશે તેજ ન્યારુ,—
अतर्मुख—અરે બહિર્મુખ ! તુ શુ જાણે, અનુભવ જે મુજ અતર્ માણે,
દિવ્ય વર્ણ જોઉ તે તુ ન નાણે, હુ ત્યા નેત્ર ઠારુ,—
वहिर्मुख—હશે પિત્ત પ્રકૃતિ તમારી,(જે) રગ વિચિત્ર બતાવે ભારી,
અથવા હોશે નેત્ર વિકારી, હશે મહી ભારુ,—
अतर्मुख—અદર સુદર રૂપ હુ નિરખુ, કયાહિ જોઉ ન એના સરખુ,
નિરખી જે હુ અતિ હરખુ, થઇ આતુર નિહાળુ,—
वहिर्मुख—ચિત્તે ચિતન કદીક કરેલુ, ભામે તેથી એહ ફરેલુ,
સ્વપ્ને હશે કદી નિરખેલુ, રૂપ એ રઢીયાળુ,—
अतर्मुख—દિવ્ય શબ્દ હુ ત્યા સાભળતો, દિવ્ય ગાન પણ હુ ત્યા સુણતો
જેમા મસ્ત થઇ હુ ધુનનો, લાગે બહુ વહાલુ,—
वाहिर्मुख—હશે પ્રબળતા વાયુકેરી, હશો સુણતા તેથી ભેરી,
હશે કદી ભણકારો, લહેરી ! વીદ કુટો ઠાલુ,—
अतर्मुख—અહો ! મનોરમ સ્પર્શ ત્યા જ હુ, આજ અનુભવ્યો અપાર અનુભવુ,
જેની ઉપમા શી રીતે કહુ, સ્વસવેદ્ય ન્યારુ,—
वहिर्मुख—હશે ઉષ્ણ તાળુથી અડતી, સ્પર્શસુખ ત્યા એ અનુભવતી,
(કદી) હશે હથેળી તનુપર ફરતી, લાવો હાથ ઝાલુ,—
अंतर्मुख—મધુરા મધુરા રસ હુ ચાખુ, મુજ આનદ હુ કોને દાખુ,
નવીન મારૂ તનુ થઇ રહ્યુ આખુ, અતિ ફુલુ ફાલુ,—
बहिर्मुख—હશે થુક મુખમાથી ગળતુ, હશે મધુરૂ એ જ લાગતુ,

(કે) હશી ખાઇ તીખું ને પીધું, ઉપર પાણી પ્યાલું;—
**अंतर्मुख**—તાપમાત્ર મારા હરનારો, દિવ્ય વાસના પ્રસારનારો,
ગધ અનુત્તમ હું લઉં સાગે, જરી ન ત્યાંથી હાલું;—
**बहिर्मुख**—(કદી) પાન સુવાસિત ચાવ્યું હોંસે, ઓડકાર તેનો એ હોશે,
નહિ તો તમારૂં તનુ કહો છે, અત્તરતું ઘરનાણું?—
**अंतर्मुख**—અરે ભાઇ! એ તું ના જાણે, સંયમી જન એ કોક પ્રમાણે,
ગુરુગમી ઉરઅંતર માણે, સુખ એ હરીયાળું;—
**बहिर्मुख**—બહુ ચઢ્યા હોવે તો વાતે, થઇ ગયું શું તમને આ તે!
કહો તમે બીજા કે જાતે, હશે શું આ માં'ણું,*—
**अतर्मुख**—અરે ભૂલ મારી સમજાઇ, ખરો અનુભવ કે'વો ન ક્યાંહિ,
સમજી રહેવો એ મનમાંહિ, સુખે મારી તાણું;—
રહસ્ય નવ મેં જાણ્યું કશાથી, તે હું શીખ્યો તારી કૃપાથી,
ગુરુ કોણ બીજો તારાથી, અહં તુથી ગાળું;—

---

## अविवेकी तथा सद्विवेकीनो संवाद.

**પદ ૨૮૮.** (નહિ ચીજ કોઇ ગળી, ગરજસમ, એ લય.)

**अविवेकी**—નહિ સિદ્ધિ કોઇ મળી, શાથી હજી, નહિ સિદ્ધિ કોઇ મળી.
સાવધ રહી આચાર પાળું હું, શકયો સિદ્ધિ નવ રળી,
સિદ્ધિ કે સાધન શું ખોટાં, શકું નહિ તે કળી; શાથી०
શૌચ જઇ આવી હું હાથને, ધોઉં અતિ મસળી,
પાંચ પચાસેક તરત કરી દઉં, કોગળા હું ખળખળી; તોય०
સ્નાન કરી સુતરને ન અડકું, અડકું હોય ધાબળી,
સંધ્યાતર્પણ નિત્ય કરૂં હું, પ્રાણાયામો વળી;—
બ્રાહ્મણે પણ દુધની વસ્તુઓ, રાંધી હોય કે તળી,
તોપણ તેને ખાતો નહિ હું, પહેર્યાવિણ કામળી,—
ગાજરને અડકું સરખો નહિ ખાઉં નહિ, ડુંગળી,
વિશ હાથ છેટે ઉભો રહું, જોતાં લસણની કળી;—
જનોઇ મારૂં સાવધ રહીને, તરત નાંખું બદલી,
કપડું જો અડકે કદી મુજને, જેમાં હોયે ગળી;—
સુધરેલા જનસાથે હું તો, કદી ન રહું હળીમળી,
કાચના પાત્રતણા પાણીની લઉં નહિ અંજલિ;—
કાર્ય કરૂં હું સાવધ થઇ, પણ જતું ન મારૂં ફળી,

---

* માં'ણું=મારૂં સાણું.

લાભાલાભતણો કરૂં નિર્ણય, જોવરાવી કુંડળી;—
આગગાડીમાં કાંઇ ન ખાઉં, ભુખે જતો હોઉં બળી,
અનાર્યકેરા સ્પર્શ થતાં તો, થુંક ન જાતો ગળી;—
સ્પર્શાસ્પર્શે રહું હું સાવધ, જરા ન જાતો ચળી,
પ્રથમ ધર્મ આચાર જાણી, પા-ણું જે શકતો મળી;—
સ્તોત્ર પાઠ આદિ બહુ કરૂં વળી, ચઢાવું શિવપર બીલી,
વીણી લાવીને ગણપતિ ઉપર, ચઢાવું દુર્વા લીલી;—
ધૂપ દીપ નૈવેદ્ય અર્પું ધરૂં,--પુષ્પમાંહિ બોરસળી,
ઘંટા તાલ વગાડી કરતો, આરતી પુષ્પાંજલિ;—
હરિ સ્મરવા કર અખંડ માળા, રાખું (જેથી) જવાય ન ભુલી,
પાઠવિધે નિત્યે કરૂં વિષ્ણુ—સહસ્રનામાવલિ;—
સિદ્ધિની આશાએ કરેલ, વિવિધ ક્રિયા ઉજ્વળી,
પણ પ્રારબ્ધે કંસાર કરતાં, થઇ રહેતી થુલી;—
ફળવિનાની શ્રમ દેનારી, આ જીંદગાની બળી,
દળે લોટ પણ પામી ન શકતી, જેમ ગરીબ આંધળી;—
**સદ્વિવેકી**—એવો આચારો પણ તેમાં, (જો) શક્યા વિચાર ન ભળી,
તો તે અંતરમાંહિ, કદીએ, સિદ્ધિ ન રહે ઝળહળી; તેથી હજીએ
એવો બાહ્યાચાર છતાં, મનમલિનતા નવ ટળી,
થવાય નિષ્ફળ કાં જે ક્રિયા છે, વિચારવિણ પાંગળી;—
મનપર લક્ષ ન હોવાથી તે, ક્રિયા કરે અવળી,
શુદ્ધ વિચારવિના ન જતી કદી, અંતર કેરી ધૂલિ;
શાંતિસ્થિરતાને બદલે મન, (જો) જતું ઘડી ઘડી ઉકળી,
તો તે આચારનું ફળ દહે જેમ, દહે વૃક્ષ વીજળી;—
મનપ્રતિ સાવધ રહીએ ન તો, આચાર ન ઉઠે ખીલી,
કાષ્ટતણા ઘોડાઉપર જેમ, નાંખવી મિથ્યા ડળી;—
બાહ્ય ક્રિયાઓ કરે શુદ્ધ પણ, મનઉપર હોય મળી,
(જેમ) તનુ આખું હોય વિષ્ટામાં, કરી રાખે ઉંચી આંગળી,—
મનપર સાવધ રહીને ફોડો, દુષ્કર્મની કાચલી,
તો તે સત્વર સુજ્ઞ! પામશો, સિદ્ધિઓ સઘળી;—
શુદ્ધ ક્રિયા મનની મુખ્યત્વે, કરશો આ સાંભળી,
તો પછી નિષ્ફળતાની નહિ લહો, ઉરમાં કાળી ટીલી;—
સિદ્ધિઓ સઘળી રહેશે મળી.—

———

સાધુકા દ્વેષ ધરે ઉનકો ઉવેખું યા, શોધી શોધી કાડું ઝટકી;—
અસત્યભાષીપ્રતિ ન નિહારું યા, કરું ઐસા જો જાવે ધડકી;—
ગુરુનિંદકકા બચન ન સુનું યા, બલકી દીખલાઉં જરા ચુટકી;—
ભક્તોકો દ્રોહ કરે ઉનકો બિસારૂ યા, ઢુંઢ ઢુંઢ દઉ ફટકી;—
નાસ્તિકપ્રતિ ધરું ઉપેક્ષા યા કરું, ઐસા જો હૃદયે રે'વે ધડકી,—
શાસન કરું વહે કુમાર્ગે ઇનકો યા, ભલે વો મરતા ભટકી;—
સોટા ચલાવું જબ ઉનમેંસે કોઇકી, દેન નહિ જો જાવે સટકી;—
કર્તવ્ય મેરા હિતકા ન જાનું મેં, ઉસસેં રહા હું અટકી;—
નરહરિ ! મતિમેં યોગ્ય સ્ફુરાના, જાનત હો ઘટઘટકી;—

---

## इष्टदर्शन करी अद्‌भुत खुमारीने प्राप्त थयेली वृत्ति तथा इष्टदर्शनथी रहित रहेली वृत्ति उभयनुं परस्पर शंकासमाधान.

**પદ ૨૮૧.** ( મોહન મન પિયાસંગ લાગી નેન, એ લય. )

નયનનમેં દિસત કછુ નયા ચેન,
ભોળી રી મોકું સમુજા ન જાવે,
કોનસી મોહિની ( તોરા) નયનમેં આવે,
કીસીકીસાથ કીયા સુખ ચેન ?—
ખુમારી અદ્‌ભુત જાકી કહે ક્યા,
અમૃતસરિતા બહી રહી વહાં,
ગુજારી કીસીકી સાથ રેન ?—
અપ્સરાકું ભી હોત લજાવત,
દગ મહ તોરે શર જો લગાવત,
દિખલાવત કછુ ઔર ધેન;—
વહાલી રી કાહે હમકું ન કહતી,
મુખસેં કાયકું છુપાય રખતી,
રખ સકત ન છુપા તોરા નયન;—
મીલી ગયા કોન ઐસા તુઝેકો,
સુઝ પરત નાહિ જાકી મુઝેકો,
અચરજ ક્યા હુઆ વો જાનું મેં ન;—
તોકો દેખી મેરા ભય સબ જાવે,
પ્યાર તોપે મોકું બહુતહિ આવે,

કાહે ન કહત તું સચ્ચા બ્હેન;—

*    *    *

સ્વરૂપધ્યાન ધરતી નરહરિકે,
ઉનકું દેખું નયનન ભરીભરીકે,
ઇસસે કારન કછુ દુજા હયે ન;—

---

## મિથ્યા ભક્તોનું સ્વરૂપ.

પદ ૨૯૨. (ભાળો ભાળો આ ભરની ભવાઇ, એ લય.)

ભાળો ભાળો ભકતોની ભવાઇ ભાઇ ભાઇ !
ભાળો ભાળો ભકતોની ભવાઇ.
જેના સરખી ન જગમાં કો બીજી નવાઈ; ભાળો૦—
આડંબર ખોટા, ધરી ભક્ત થાય મોટા,
ભક્તિની જ્યાં ત્યાં કરે જૂઠી પટલાઇ;—
ચિહ્ન ભક્તનું ન એક, હોય ભક્તિની ન ટેક,
જ્યાં ત્યાં ખાલી વગાડે ભક્તિની શરણાઇ;—
'તમે તો છો મહાભક્ત, તમથી શું છે અશક્ત,'
એમ કહેતામાં તો થાય ઢમઢોલ ફુલાઈ;—
મૂકે હાથથી ન માળા, કરે બ્હારના બહુ ચાળા,
જ્વાળા અંતરમાં કામની ન હોયે ઓલાઇ;—
ગુરુજ્ઞાન સાચું આપે, તે ન અંતરમાં સ્થાપે,
યાદ રાખે કહે, મિથ્યા ખરચવું ન કાંઇ;—
સ્વાર્થકેરી વાત માને, બીજી ધરતા નહિ કાને,
કહો કેવી ભકતોકેરી ભાસે ભલાઇ;—
સંયમની ક્રિયામાંહિ, કદી ચઢે, કોઈ નાહિ,
લેવા બેસે પ્રસાદ ત્યારે ચાલે હરીફાઇ;—
કોઇ કરી ક્રિયા ઠીક, પામે સન્માન અધિક,
તો કરવા સઉ તેની લાગે છે અદેખાઈ;—
કહે એમાં નથી કાંઇ, (એની) વધી ખોટી વડાઈ,
એ તો મોટાની છાશ ભાઇ પોટલે વેચાઈ;—
એમ કહી એને નિંદે, પણ કોઇ નહિ વંદે,
ગયું (એવા) તેજદ્વેષી ભક્તનું કીડીયારૂં ઉભરાઇ;—
કરે પરસ્પરની ટીકા, કાપે એકએકની શિખા,

એના મિથ્યા ભક્તોની આજે ખોટ નથી ક્યાંહિ,—
ગુરુની જે ઉપર પ્રીતિ, તે ચલાવી સારી નીતિ,
ભક્ત સાચો થઈ તે રહે, આ વિશ્વમાંહિ,—
છે ઉપેન્દ્ર શિષ્ય સ્વામી, કનૈશદ્વેષ દઇએ વામી,
તો તો સાધક સાચા કાં ન જઇએ ગણાય,—
(છે) સાચા નૃહરિશિષ્ય નક્કી, મનવચનને ક્રિયાથકી
એની જગે ઠેરઠેર ક્યારે ખ્યાતિ હું વધાય,—

## स्वस्वरूपमहिमा.

### પદ ૨૯૩. ( સારંગ )

મુજ સ્વરૂપવિષે અનવધિ આ સામર્થ્ય અનંત પ્રકાશે,
જેનો નહિ પાર જણાય કંઇ, જેનું કંઇ માપ શકે ન થઇ,
જેની તુલ્ય છે કોઇ નહિ, મુજ૦
મુજ સ્વરૂપતણા સામર્થ્યવિષે, આ સપ્ત સિંધુ જળબુંદ દીસે,
આકાશ અખિલ અણુસમ ભાસે, મુજ૦
આ સૂર્ય દીસે નાની જ્યોતિ, દમડીવત્ કુબેરસંપત્તિ,
શારદાની ભાસે ન્યૂન મતિ, મુજ૦
પર્વત હિમાલય ને મેરુ, જેનું વર્ણન શું ઉચ્ચારૂં,
ભાસે ઢેફું માટીકેરૂં, મુજ૦
મુજ સ્વરૂપનું સામર્થ્ય બહુ, જે સમીપે વિશ્વ આ ક્ષુદ્ર લહુ,
જે મળતા અન્ય ન કાંઇ ચહું, મુજ૦
સામર્થ્ય અનવધિ મુજ નિરખી, રહુ પૂર્ણ તૃપ્ત સર્વાંશે સુખી,
રમું અખંડ સ્વરૂપે હું હરખી, મુજ૦

## विषयासक्ति त्यजी साधन साधवा प्रबोध.

### પદ ૨૯૪. ( સંસાર ઝેરનો પ્યાલો સમજી, એ લય )

અંતરવિષે તું ઉતારી, અરે વીર, બોધ લે આ ન્યારી,
માર્ગ સરલ સુખકારી, ગ્રહી તે, થા સુખી અધિકારી !
કાં તું રહે આ વિષયમાં, સુખની બહુ આશા ધરી,
પણ વિષયકેરા સમૂહમાં, લે માની સત્સુખ નથી જરી,
માયાતણા આ ખેલમાં, છે માત્ર છાયા સુખની,

પણ સાચી વિષયાતીત પદમાં, મૂર્તિ છે સન્મુખની;
સાધન સાધી લે રૂડાં સાચાં સુખોને લેવા સત્વર આ વાર,
અનંત અખંડ સુખ પ્રભુભક્તિથી મળે પ્રેમે તે ધાર;
આઠે પ્રહર ભૂલી જીવત્વભાન મુખે પ્રભુ ઉચ્ચાર,
અંતરમાં ધ્યાનથકી નિત્યે પ્રકટ રાખ તું પ્રાણાધાર;—
મન રાખ નિત્યે ઉજળું, તું સદ્વિચારોને કરી,
આવે વિપત્તિ કોટિ પણ સુવિચારથી ન ડગીશ જરી;
જીવત્વમાંહિ મમત્વ જે છે, ભ્રાંતિથી વળગ્યું ખરે,
કરી બહિષ્કાર તું સદ્ય તેનો, ધર પ્રભુત્વ તું અંતરે;
ચિંતન મનન નિદિધ્યાસન કરી લે તું તત્ત્વનું ઉર,
કરજે સાક્ષાત્કાર ક્રમથી તું જોતાં તત્ત્વ સઘળે ભરપૂર;
થાતાં અભ્યાસ દૃઢ પુનઃ પ્રકટશે ન અજ્ઞાનઅંકુર,
ત્યારે ઘનશ્યામરૂપ જોશે સર્વત્ર તારો અંતરમયૂર;—

---

## आंतर शत्रुओना संबंधथी मलिनताने प्राप्त थयेली वृत्तिओने स्थायी निर्दोष करवा इष्टप्रति अभ्यर्थना.

### પદ ૨૯૫.

અમારા પાપાનાં ગોડાંને, લુણો લાગીયો રે,
નાથ દયાનિધિ! રક્ષણ કરજો, ખરની ઇંટોનું,
એ પણ આપતણાની આશ્રિત,
કરી સદ્‌ભાગી લો એ જો કે કર્મે અભાગીયો રે,—
ઉપરથી બલવત્તર દીસે, અંતરે લુની,
શ્રદ્ધાનો મજબૂત ગીલાવો;—
ગયો ખરી જેથી ઇંટો રહી નથી કોઇ આખાયો રે;—
દ્વેષથી કોઇ ખવાવા લાગી, ઇંટ અનિત્યે,
કોઇ અસૂયાથી દુર્બલ થઇ,
કોઇ ઈર્ષ્યા અને આશાતૃષ્ણાથી ભાગીયો રે;—
કોઈ વાપરે ધન તે નિરખી, કોઇક ખરની,
ખરે ક્રોધ આદિથી કોઇ,
પર આનંદનો કારી ઘા કોને વાગીયો રે;
કોઇનો દોષ સહજ જોતાં તો નિંદા કરતાં,
પ્રહાર કરવાને તે ધાપે,

વળગવા ધાય જેમ મધુને આ મધમાખીયો રે,—
આ વિધિ વિવિધ જાતિના લુણો, ઇંટને વળગ્યો,
અત શત્રુએ ઈટોને,
કૂર નિજ ટાકણેથી એ સઘળીને ટાંકીયો રે,—
અમ આધારે એ ટકી રહી છે, તે નવ જાણે,
અમથી વિખુટી થાવા ઇચ્છે,
( અને ) સુબુદ્ધિ દઇ શમાવો એની ખોટી વરણાગીયો રે;—
નિજ બળહીનપણુ ન પ્રમાણે, એ અભિમાને,
જોર રહ્યુ નથી એમા સાચુ,
સૂર્યસરખું એ બળ નિજ નાણે, વસ્તુત આગીયો રે,—
આ મનવૃત્તિઆદિ રૂપી, ઇંટ ને રોડા,
તેના લુણાને પ્રભુ ટાળો,
આજ હેતે દીજે અમને એ વર સોભાગીયો રે,—

---

## सात्त्विकी राजसी तथा तामसी वृत्तिनी निज स्वभावानुसार श्रीइष्टने अभ्यर्थना तथा परिणामे सत्त्वकमयी थतां सर्वत्र इष्टसाक्षात्कार.

### ૫૬ ૨૯૬

सात्त्विकी वृत्ति—વહાલા, વહાલા, બોલોને બોલ કાના,
સતાવો છો અમને શું હાલા,
राजसी वृत्ति—પ્યાલા, પ્યાલા, પાઓને પ્રેમપ્યાલા,
મૂકીને હવે અમથી આ ચાળા.
तामसी वृत्ति—લાલા, લાલા, રીસાવો શુ બાળા,
જુદી આ રીસ છાંડો રીસાળા
सा॰—ખીજુ રહ્યુ પણુ વાણીથી, બોલો ન મારી સાથ,
પાણીથી પણ પાતળા, થવુ ઘટે ના નાથ, વહાલા॰
रा॰—દાન ભલે બીજા ન દો, કશાનુ મારે ન કામ,
પ્રેમદાન પણ દો મને, (એમા) નહિ બેસશે દામ, પ્યાલા॰
ता॰—બોલુ નહિ હુ ત્યા લગી, મગજે પવન ભરાય,
મહી મુજને તો કહો હવે, દેતા માગ્યુ શુ થાય, લાલા॰
सा॰—માન, મારા, સર્વસ્વ આપ મારા, ન દોષો પ્રભો જોગો અભાગ,

રા૦—પ્યારા, પ્યારા, તમારી હું દારા, ન મળવુ મને કેવા એ ધારા
તા૦—ન્યારા, ન્યારા, થાઓ છો કામણગારા, થયા છો એના ક્યારના ધુતારા
સા૦—અનેક દૃષિત વસ્તુમાં, વસી રહ્યા છો આપ,
(તો) દર્શન દઇ હું દૂષિતને, કાં ન દહો પરિતાપ, પ્યારા૦
રા૦—નિજનાને છોડી પિયુ, ભજો બીજાને દેવ!
અવળી આપતણી કહો, એ તે કેવી ટેવ, પ્યારા૦
તા૦—નિજ સમીપે આણીને, તે પછી દો છો છેહ,
સ્વભાવ એ જો જાણશે, તો કોણ જ કરશે સ્નેહ, ન્યારા૦
સા૦—વહેલા, વહેલા, આવીને વહાલા વહેલા, છ મળજો મારા મનના માનેલા
રા૦—છેલા, છેલા, જો મારે વશ થયેલા, તો આવો, વીતી જાતી આ વેળા
તા૦—ઘેલા, ઘેલા, માયાના ફરેલા, દીસો છો આ તો અતરના મેલા
સા૦—આવુ છું હું તો પ્રભુ, દેવા છો જ સ્વતત્ર,
મળશો નહિ ત્યા લગી રટીશ, આપ નામનો મ ત્ર, વહેલા૦
રા૦—હકનુ માગ્યુ ના દીધો, એ તે શું કહેવાય,
કરીને મમજુ આગજે, કેટલું તારુ કરાય, છેલા૦
તા૦—તાદા દીધા તોય ના, જાણી શકતા વેશ,
કે મીઠા થઇ ચુપ રહ્યા, (કે) માણો બીજાથી એશ, ઘેલા૦
સા૦—આવ્યા, આવ્યા, અહો! આતો પ્રભુ આવ્યા, સમીપ મારા મનના એ ભાવ્યા
રા૦—કહાવ્યા કહાવ્યા, અતરના પતિ કહાવ્યા, ન તોય હજી સુખપદ બનાવ્યા
તા૦—તાવ્યા, તા વ્યા, હવીનો કરે તાવ્યા, ન આવે હજી મારા ઓવાસ
સા૦—વર્ષાવી અનવધિ કૃપા, હુ કૃતકૃત્ય આજ,
યોગ્ય ગણો તો પ્રભુ મને, શમાવી દો તમમા જ, આવ્યા૦
રા૦—સખીને સત્વર આપજ્યા, દીસે પ્રિયતમ હાથ,
(હુ પણ) હઠ છોડી સખિરૂપ સરજી, પછી તો મળશે નાથ, કહાવ્યા૦
તા૦—પેલી સખીને તો મળ્યા, દીસે છે જગદીશ,
તદ્દત પણ મળશે મને, જો છાંડી દઉ રીસ. તાવ્યા૦

* * * * * *

રાજસ તામસ વૃત્તિઓ, હઠ તાણ ત્યજી દઇ,
સાત્ત્વિ થઇ પ્રભુએ તદા, નિજમા લીધી લેઇ

---

## સર્વાર્થ સિદ્ધિ કરનાર અંતર્યામી ઇષ્ટ જ છે.

### પદ ૨૯૭. ( મહેમાન થયાં તમે મારાં, એ લય. )

દુ:ખમાત્રથી કોણ ઉગારે ? એક ઇષ્ટ અંતર્યામી.
મારા અર્થ સકલ કો સારે ? એક ઇષ્ટ અંતર્યામી.
આરોગ્ય શરીરનું ઇચ્છું,
મનના બળને પણ પ્રીછું,
આધ્યાત્મિક બળ ઇચ્છું છું,
(તે) દે કોણ પૂછું શિર નામી;— એક૦
ઇચ્છું વ્યવહારના સુખને,
ત્યજવા ચહું ધનના દુ:ખને,
હણવા તૃષ્ણાની ભુખને,
મુજ દુ:ખ એ દે કો વામી ?— એક૦
ચહું હું લૌકિક વિદ્યાને,
વળી ચહું હું મહાવિદ્યાને,
કો પૂરે મારી ઇચ્છાને,
રહીં છે જે ઉરમાં જામી,— એક૦
છું હું લુલો નિશ્ચયબળમાં,
સિદ્ધિ ઇચ્છું હું પળમાં,
એવો આતુર અતિ ફળમાં,
એ કોણ હરે મુજ ખામી ?— એક૦
કરવા ઇચ્છું બહુ ભક્તિ
લેહેવા ચહું યોગની શક્તિ,
ગ્રહી જ્ઞાન હું ચહું વળી મુક્તિ,
દે કો ત્યજી વાત નકામી ?— એક૦
જીવપણું આ મારૂં હરી લે,
મારૂં ધાર્યું સર્વ કરી દે,
મને સ્નેહથી નિત્ય વરી રે',
કોણ કરી મને નિષ્કામી ?— એક૦
આ અહં મારૂં કો ગાળે,
પ્રારબ્ધને કોણ પ્રજાળે,
વળી સત્વર કોણ જ બાળે,
કર્મો સંચિત આગામિ ?— એક૦

જે હૃદયમંદિરે વ્યાપે,
જે સમાધિ સિદ્ધ કરી આપે,
મહાનંદમાંહિ જે સ્થાપે,
કોણ એવા ઉપેન્દ્ર સ્વામી ?— એક૦

## ईशशुकमां आसक्त भक्तना प्रेमोद्गार.

પદ ૨૯૮. ( મેરી ફૂલની ફુલની જોબનકી ડાલી, એ લય. )
મારા ખીલતા ડોલતા પ્યારા પોપટને રીઝાવું હું મીઠા વહાલથી,
ધરી હાથમાં, બાથમાં, રાખી હું સાથમાં, ચાલું ઠમકની ચાલથી.
ઘડી એને હું જોઉં એક ચિત્તે,
ઘડી ચાંપુ હું હૈયાથી હેતે,
ઘડી શુણું કાનું જે બોલે તે,
વારી જાઉં હું જોઇ રહેતાં, નખસુધી ટૂંક ભાલથી:—
કદી આંગણે હીંચે હિંડોળે,
કદી હઠે ચડી એ ન બોલે,
કદી ખોવાય તો ન જડે ખોળ્યે,
કદી મારૂં ન માને, સમજે ન સાને, તો ટપકો દઉં મીઠી ગાળથી:—
કરૂં તનમન કુરબાન એના ઉપર,
મારૂં હૃદય એ એનું છે પિંજર,
મારો પ્રેમ એ તો એનું ફળ સુંદર,
મારા રૂડા રંગીલા એ બાળા ભોળાનું, જતન કરીશ હું સંભાળથી.—
રહ્યું મારે મેળવવું ન કાંઇ,
એવું કુદું એની સાથે ગાઇ,
રહું ( હું ) એમાંને એ મુજ માંહિ,
એવા પ્યારા મારાને આજે ઉપાસીશ, બીજા ઉપાસીશ કાલથી;—

## अंतिम अभ्यर्थना.

પદ ૨૯૯. (જય જય ત્રિભુવન ત્રાતા, એ લય.)
જય જય નરહરિ દાતા,
દો અતિ સુખશાતા,
શરણાગતકર સ્હાતા,
આપ જ અભયપ્રદાતા.

ઋષિમુનિ સિદ્ધો મહર્ષિ, યોગીજન ત્રિકાલદર્શી,
વળી સાધુ તત્ત્વસ્પર્શી, તમને નિત્ય ગાતા,—
તવપદથી પ્રકટે સકલ, તવપદમાં વ્યાપે અખિલ,
પરિણામે જીવ નિખિલ, તવપદમાં જાતા;—
કરુણા વર્ષાવો આજ, સારે શિશુકેરાં કાજ,
સાધકજનરૂપી ઝાઝ,—કેરા છે ત્રાતા,—
માગ્યું પ્રભુ આજ દેજો, અમ કાજે શ્રમ સહેજો,
બહિરંતર પ્રકટ રહેજો, નિત્યે પ્રભુ જ્યાં ત્યાં;—

## प्रणतिपूर्वक अभ्यर्थना.

પદ ૩૦૦. ( ગોવિંદ કૃષ્ણ વિભુ ગિરધારી, એ લય. )
શ્રીઈશ વંદીએ શિર નામી, કરજો સ્વીકાર અંતર્યામી,
છઈએ કૃતઘ્ની યદ્યપિ કામી, થઈએ કૃતાર્થ નિજપદ પામી.
શિશુપર અભયપ્રદ નિજ કર દો, મન માગ્યો આજે પ્રભુ વર દો,
અંતરમાં ઉત્સાહ વધો, ( જેથી ) સત્પ્રયત્નમાં રહીએ જામી;—
વાણીથી પ્રભુગુણ ઉચ્ચરીએ, મનથી ધ્યાન નિરંતર ધરીએ,
ક્રિયા આપમય થાતા કરીએ, દઈએ એ વિધિ દુઃખ વામી;—
ભક્તપદે પ્રભુ અમ સઉ ઠરજો, ભક્તાધીન પદ આપ જ ધરજો,
કાર્ય સકલ અમ આપ જ કરજો, તાપથી કોઈ ન શકે ડામી;—
આપપદે અમને આકર્ષ્યા, હવે ન રાખો અમને તરસ્યા,
પૂરે પૂરું ન જો વરસ્યા, ( તો ) અમ ઉન્નતિમાં પડશે ખામી;—
અધિક ઉન્નતિ થાય અમારી, એમાં છે પ્રભુ ખ્યાતિ તમારી,
આપરૂપ સાધકનરનારી, થઈ સ્વરૂપે રહો વિરામી;—
સાધકના સાચા હિતકર્તા, આપ જ છો પ્રભુ ત્રાતા ભર્તા,
નૃસિંહ ગુરુ જય ઉચ્ચરતા, પ્રતિસાધક વદતા ' પ્રણમામિ ";—

## कसोटीविना श्रद्धानी परीक्षा थती नथी.

પદ ૩૦૧ ( સ્વાર્થીની પ્રીતિ મનુજાથી, એ લય, )
કસોટીમાં, શ્રદ્ધા તો ટકતી વિરલની,
વાતો કરવામાં છે શૂરા, ઘણા ભક્તિઅલની,—
ગણે શ્રદ્ધાળુ નિજને, ખોટ ન. એવા મંડળની;—
વાતો કરવામાંહિ જગા લે, સઉથી આગળની;—

પણ કસોટીમાં ઉતરતાં તો, વાટ લે પાછળની;—
ધન ને ધામ પ્રભુનું છે એમ, વાત કરે છલની;—
પણ ધનધામ જતાં ઉર પ્રકટે, હોળી તવ અનલની;—
શ્રદ્ધાની વાતમાં વૃત્તિ બતાવે, જાણે હોય જલની;—
(પણ) દર્શાવે શ્રદ્ધા વાપરતાં, વૃત્તિ મરુસ્થલની;—
આશ ધરે ખોટી શ્રદ્ધાથી, સાચા મંગલની;—
પણ ન અમર થતું કોઈ પીને, પ્યાલી હલાહલની;—
કસોટીવિણ ઉન્નતિઆશા જેવી, માઘના વાદળની;—
કસોટીવિણ સુખ ઇચ્છે તે મતિ, ઓછી અક્કલની;—
ઉન્નતિ સાધનમાં નથી જોડી, કસોટીના તુલની;—
અશ્રદ્ધા છે જે અંતર તે, કોટડી કાજળની;—
યથાર્થ શ્રદ્ધા એ જગમાં કંઇ, ક્રિયા નથી કળની,—
સાચા ભાવની શ્રદ્ધા ટાળે, દુર્બળતા દુર્બળની;—
કસોટી થાતાં તજે ન શ્રદ્ધા, કરે દ્વિગુણબળની;—
કસોટી સિદ્ધ થતાં સુખપ્રાપ્તિમાં વાર નથી પળની;—
કસોટીથી ખીલે કળી સાધક,—ના હૃદયોત્પલની;—
ઉપેન્દ્ર પ્રભુ તેવા સાધકને, દે સ્થિતિ વિઠ્ઠલની;—

---

## प्रेमभक्तिनिरत वृत्तिना इष्टमति उद्‌गार.

**પદ. ૩૦૨.** (છેલા ન દો મોહે ગાલી, એ લય.)

મારો ન નયનકટારી,
મેંય નાજુક નારી,
અય મોહન ગિરિધારી;—મય૦

સખ્ત મૂલકા વૃક્ષ નહિ હું, વૃક્ષકી કુમરી હું ડારી; મય૦
સુધ બુધ મેરી સબ બિસરાવત, (જબ) ધ્યાન લગાવત કારી;—
રંગ ખેલનકું મેં નહિ આતી, કરમેં ધરી પીચકારી;—
સજી સીંગાર મેં જાતી પૂજનકું, કર ગ્રહી કનકકી ઝારી;—
છેડ છાન મોસેં કાયકું કરતે, મદસેં હું મતવારી;—
વાટ પાતી મેં તરસીં નયનસેં, સારી યે રૈન ગુજારી;—
મારગમેં અબ કાહે સતાવત, મેંય હું અકીલી બિચારી;—
નિકટ આઉં તબ દૂર સરત હો—નાથ તેરી બલિહારી;—
હિમિલત ઇહાં નહિ, ઘરકું ન આવત, એ ક્યા રીત હે સારી;—

દિલમે ક્યા અંદેશ લના કી, દુષ્ટ હુ મય વ્યભિચારી,—
તુમબિન મનમે અન્યકુ ચિંતત, (તો) શ્યામ હે કસમ તુમારી,—
બાર બાર કહુ તુમ્સે મોહન, મય હુ શરન તિહારી,—
પ્રિયતમ નરહરિનાથ ! મિલનકુ, આના છ મેરી અટારી,—

---

## સ્વસ્વરૂપમાં અહંવૃત્તિ વિલાવનાર વૃત્તિના ઉદ્‌ગાર.

૫૯ ૩૦૩. ( હા રે મારે આજની ઘડી તે રળીયામણી, એ લય )
હા રે અમે બ્રહ્મસિંધુમાંહી સદા ખેલીએ,
આજે અમે બ્રહ્મરૂપ આપે બની રેલીયે છ રે,—
હા રે નામરૂપમા ન અમને કદી ભેળીયે,
અસ્તિ ભાતિ પ્રિયમા વૃત્તિ સકેલીયે છ રે,—
હા રે જડદુઃખમા ન અમને કદી મેલીયે,
સચ્ચિદ્‌આનંદપદે અમને ધકેલીયે છ રે,—
ન વાનરીયે આત્મધનને અમે અધીનીયે,
થઇ ઉદાર વાનરીયે થૈનીયે ને થૈનીયે છ રે,—
હા રે નર વસીયે અમે છવપદની ડહેલીયે,
જઇને વાસો કરીએ અમે બ્રહ્મપદહવેલીયે છ રે,—
હા રે થઇ ભિક્ષુક ન ઘેરઘર ટહેલીયે,
ચઇને શેઠ બેશી બ્રહ્મગાદી ને અઢેલીયે છ રે,—
ન નાહીએ અમે શબ્દજ્ઞાનકેરા ઝીણા વેળીયે,
નાહીએ અમે, અનુભવનદીની મહા હેલીયે છ રે,—
પડીયે નહિ વાચ્યાર્થકેરી મુશ્કેલીયે,
સાધી લક્ષ્યાર્થ બધી ગુચને ઉકેલીયે છ રે,—
હાં રે દઇએ વાસના મધુરી પ્રેમે જે લીયે,
થઇને કુસુમ ખીલીએ, અમે બ્રહ્મવેલીએ છ રે,—
સર્વમાં અનંત ને અમાપરૂપે રેલીયે,
રાજીએ બ્રહ્મહિમગિરિની ટોચ પહેલીએ છ રે,—

---

## પ્રેમવિલાસાર્થ ઇષ્ટને નિમંત્રણ.

૫૯ ૩૦૪. ( સાયબા રંગ આવોને માણીએ, એ લય )
વાલમા આવો સ્નેહથી બીજો.
કરો પ્રીતિનું પાન, દીયો પ્રીતિનું દાન,—

સ્નેહસરિતામાં ઝીલીયે,
કરી રસબસ સઉ અંગ,
હૃદયે આલિંગી અતિ મહાલીયે,
રહે જામે અંતરમાંહિ રંગ—ઉમંગ;— આવો૦
બહુ દહાડે મીઠી મીઠી કીજીયે,—
માંએ પ્રીતિની વાત,
અનુભવ પણ પ્રેમનો જ માણીયે,
રહીએ સંગે દિવસ ને રાત—પ્રભાત;— આવો૦
ગાઉં મધુરાં પ્રેમગીતડાં,
કરૂં [1]નર્તન, દઇ તાન,
ગાતાં હું મારૂં ભાન ભૂલીને,
થઉં આપમાં હું ગુલતાન—મસ્તાન;— આવો૦
આપણુ અભેદરૂપે રાજીયે,
જેમ સૂર્ય ને પ્રકાશ,
સ્નેહબંધનથી બંધાયલાં,
જેમાં ભાસે નહિ ભેદભાસ—(કે) વિનાશ;— આવો૦

---

## पोतानामां ईशत्व अनुभववा प्रबोध.

**પદ ૩૦૫.** ( બલિહારી રસીયા ગિરિધારી, એ લય. )

થઇને નૃસિંહશિશુ સાચા, સાધક વીર ! હો, વહી વતને,
નૃસિંહપણું અનુભવો આપમાં જી.
જળના રેલાની પેરે સમય વહેતો જી, સાવધ થઇ અર્થ સારો;—
સાવધ થયા ન, જેણે અવસર ખોયો જી, કાઢે મુખે તે દુઃખોદ્ગારો;—
સાધન સમર્થ પામી કાર્ય ન સાધ્યું જી, (તો) ગર્દભપીઠે ચંદનભારો;—
સંગી સાચા મળ્યા પણ, ચેત્યા ન તે પાડતા જી, પશ્ચાત્તાપના પુકારો;—
એરણુ ધારે થયો સંબંધ સોનાથી જી, સુજપર ઘાટ થયો સારો;—
પણ ન સોનું થઇ કે, ઘાટમાં ન આવી જી, વ્યર્થ સહ્યો મેં શિરે મારો;—
પુષ્પ વિચારે, સાધુમસ્તકે બેઠું જી, કંઠે વીંટાયું થઇ હારો;—
પણ સાંજ થાતાં હું તો ચીમળાઇ ચાલ્યું જી, ઉલટો થયો વાસ નઠારો;—
" મારા પર આવી કંઇ કંઇ મેલ નિવારી જી, ચાલ્યા,' ધારે નદીકિનારો;—

---

૧ નૃત્ય.

' જળ વહે નિત્ય તેઓ હું પાષાણમાં છ, નાંવી કોમળના કે ચળકારો;—
કાષ્ઠ વિચારે 'થઇ મૂર્તિ હું સારી છ, મંદિરે થયો વાસ મારો;—
ભાવે મને વંદ્યા તે ભવપાર પામ્યા છ, મારો ન આવ્યો તરવાવારો;'—
દીપ વિચારે જે, 'મુજને પ્રકટાવી છ, કંઇ કંઇએ લીધા લાભ હજારો;—
પણ મેં ન સાધ્યો કાંઇ જાતે અનુભવ્યો છ, હું તો રહ્યો બળનારો;'—
સ્મરણી વિચારે 'રહી સંતના હાથમાં છ, ફર્યા કરવાનો શ્રમ ધાર્યો;—
તેઓનો ફેરો ટળ્યો હું હતી તેથી છ, મારો ફેરો ન મેં નિવાર્યો;'—
દષ્ટાંતોરો જગમાં નથી તોટો છ, સિદ્ધાંત એક આ સંભારો;—
ઉત્તમ સાધન છતાં જો તે ન વાપર્યું છ, લાભ ન તેથી કો થનારો;—
સદ્ગુરુ સ્વામી મળ્યા સર્વને સાચા છ, તેમનો બોધ હ્રદયે ધારો;—
અંતઃકરણના અણુઅણુમાં પ્રસરાવી છ, બાહ્ય આચારમાં ઉતારો;—
' ધારો તેવા થશો યત્ને કરીને' છ, બોધ એ કદી ન વિસારો;—
કમર કસીને વીરા ! સત્ય પ્રયત્નથી છ, આપે તરીને અન્ય તારો;—
સદ્ગુરુસ્વરૂપને હ્રદયે નિરખવા છ, સંયમથી વૃત્તિને ઉતારો;—
દશદિશ સદ્ગુરુસ્વરૂપને ન્યાળવા છ, સેવજો તત્ત્વવિચારો;—
સદ્ગુરુતત્ત્વના અખંડ સ્મરણે છ, સેવો પરમાર્થ ને વ્યવહારો;—
ઉપેન્દ્ર પ્રભુકરુણાથી થાશે છ, દશદિશ વિજય તમારો;—

---

## अभिन्नरूपे अनुभव करावत्रा इष्टमति प्रार्थना.

૫૬ ૩૦૬. ( જસોદાના જાયા, ડાહ્યા સુભદ્રાના વીરા રે, એ લય. )

સંગે રે'જો મારી હું એ, મારું મારા વહાલારે,
અળગા નહિ થાશો ઘડીએ, છેલ છોગાળા રે,
યૌવનરૂપે થઈ રહો, મુજ તનુના અણુમાંહ્ય,
તે રૂપમાં મુજથી કદી, ચસશો નહિ જગરાય;—
મારા પ્રાણવિષે થઇ, રહેજો જીવનતત્ત્વ,
એમ નિકટ રહી પ્રાણને, થવા ન દો નિઃસત્ત્વ;
વિવેકરૂપે પ્રકટીને, મતિથી રહો અભિન્ન,
પ્રકટ રહી થાવા ન દો; મતિને વિવેકહીન;—
શુભ દર્શનરૂપે રહો, નેત્રેન્દ્રિયની સાથ,
અભયદાત્રી સત્તારૂપે, આવી વસો મુજ હાથ;—
હિતશ્રાવક[1] વૃત્તિરૂપે, મુજ શ્રોત્રેન્દ્રિયપાસ,
રહેજો મારા વાલમા, વિનવું એ હું ખાસ;—

---

૧ હિતનું શ્રવણ કરનારી.

નિરભિમાનતાના રૂપે, મુજ કૃતિસાથે નાથ,
સદા રહો અસ્ખલનથી, એ વિધિ મુજ સંગાથ;—
મુજ વિચારસંગે રહો, તત્ત્વરૂપ બની આપ,
કદાપિ એ સંબંધને, ત્યજશો નહિ માબાપ;—
પરમાનંદપણારૂપે, મુજ સ્વભાવસહ તાત !
અખંડ સંયોગી રહો, કરી નિજરૂપ મુજ જાત;—
સદા સર્વદા આ વિધિ, રહી મુજ સાથ સદાય,
ઉપેન્દ્ર નિજમય કીજીયે, આ મનવાણીકાય;—

---

## सद्‌गुणपुष्पनी उत्तमता अने तेने धारण करनार वृत्तिनां वचन.

**પદ ૩૦૭.** ( બગીયા બસાઇ રે, એ લય. )

માલન હું આઈ રે, મેંય ફુલ બેચન કારન,
મિઠાઈ છાયમેય, કયા ખુશબો છવાઈ રે; મેં૦
તાપહરન, મદલરન, પરિમલઝરન, સજન ! હય ફુલ,
દુઃખદહન, સુખકરન, ફુલનકા, ક્યા કહેના જી મૂલ રે હાં—
મેરે ફુલ સુંઘે તો જાવે, જનનમરણકા શલ,
સબ લૌકિક સંપત્તિયોં હે, મેરે ફુલપેં ફુલ રે હાં;—
મેરે ફુલકા ઔર નિશા હે, જો લા સકત ન ચંડુલ,
સુંઘતે અજ્ઞાન દબત—જાતી,—વિવેકવૃત્તિ ખુલ રે હાં;—
પલટ જાત સુંઘતેહિ એક કલિ, સબ વૃત્તિ પ્રતિકૂલ,
દુજી કલિ સુંઘત તો કબહુ, રહે ના મન વ્યાકુલ રે હાં;—
વિવિધ ભાતિ કે ફુલ હય મેરા, જાઇ ચંબેલી બકુલ,
બર્ણન કરૂં કયસે ગુન ઉનકા, સબસેં અતિ અમૂલ રે હાં;—
દયા, ક્ષમા, સંતોષ સત્ય, શિલ, આર્જવ આદિક ગુલ,
એક દફે સુંઘે પુરન તો, હોવે જીવન વસુલ;—
મિલત નહિ યહ ફુલ ચાહ્ય ઢુંઢો, જાકે ગોકુલ,
સૂક્ષ્મ દેશમેં આઇ નિહારો, છાંડીકે સબ સ્થૂલ રે હાં;—
મેરે ફુલકી જાને મઝા સો, રહેવે ઈસમેં મશગુલ,
મેરા ફુલકો આ કર સુંમન, કોહુ સજનગુલફુલ રે હાં;—

---

## शुभदृष्टिने क्यांहि दोषनुं दर्शन थतुं नथी.

**પદ ૩૦૮.** ( માતા રાણી રાધિકા, એ લય. )

દૂરથી જોતાં ચંદ્રમાં કાળા ડાઘ જણાય,
પણ તે માંહિ વનસ્પતિ, વસી રહી, કહેવાય.
અઘટિત અનુચિત દોષો તુજમાં જુએ, જગચંદ્રમા ! રે,
ભલા ભલા મોટા મોટા, મતિમાન્ માનવી રે;—
આઘેથી જોઈ ભડકે, પાસે આવી ન અડકે,
કહેવાતા ભક્તો, યોગી, વેદાંતી ને કવિ રે;— અઘટિત૦
જે તે દૂરથી જોઈને, કહે જગ દુઃખભંડાર,
નિર્ણય સત્યાસત્યનો, પણ ન કરે તિલભાર,
ઉપરથી દુઃખ દીસે, હિત તેના ગર્ભવિષે,
કાળાં વાદળાની પાછળ, જેમ હોય છે રવિ રે;— અઘટિત૦
જગમાં ન દોષ ક્યાંહિ, દોષ જોવાની માંહિ,
નિરંતર કહેતા એવું મહાત્મા અનુભવી રે;— અઘટિત૦
યથાર્થ વિચારવિના, જણાય જેમાં દોષ,
તેના ઉંડા ભાગમાં, રહે છે હિતનો કોષ,
દૃષ્ટિને કેળવીને, જ્ઞાનને ભેળવીને,—
જોતાં આ દુઃખરૂપ સૃષ્ટિ સુખમય છે ભાસવી રે;—
દુઃખને જે જ્યાં ત્યાં જોતો, દોષમાં વૃત્તિ પ્રોતો,
રંક દુઃખી તે રહેતો, હોયે ભલે રાજવી રે;— અઘટિત૦
જગ ! તું તો નિર્દોષ છે, મનુષ્યઉરમાં દોષ,
શાસ્ત્રો ને સંતો કહે, કરીને એ આઘોષ,
નરહરિકરણા જેને, શુભદૃષ્ટિ પ્રાપ્ત તેને,
દોષદૃષ્ટિ ન તેને, કો કાળે છે થવી રે;— અઘટિત૦
ઉરમાંથી દોષ ધોતો, જગમાં ન દોષ જોતો.
તેના શિરઉપર યશની પાઘડી બંધાવવી રે;— અઘટિત૦

---

## इष्टशरणनी याचना करती दुःखी वृत्तिना उद्गार.

**પદ ૩૦૯.** ( રાહ તકત હું તિહારી મગમેં, એ લય. )

નાથ શરન હું તિહારે અબ મેં;
ખબ તપત, ના છૂટત અબ દુઃખમેં,

કહ ન સકત મેરા દર્દ [1]લબસેં;—
સુખમય જાનું સો દુઃખરૂપ બનતે,
આપહી હો મેરા ત્રાતા સબમેં;—
સુખકારન અમૃત ગ્રહું હાથમેં,
બિખ હો જાતા, કરૂં ક્યાં તબ મેં;—
સેજમેં રૂઇ તો સુઇ હો જાતી,
સુખકી આશાસેં સોતી હું જબ મેં;—
બાદલસેં અંગાર ઝરત હય,
( મુજકો ) દુઃખ દેનેકું જી આતા શબમેં;*—
કહાંસે છૂટું, કહાં મેં ભાગું,
દુઃખ દીસત પાતાલ નભમેં;—
સુખકે કાજ ધરૂં જો ધ્યાન મેં—
દીસત શયતાન તો મોકું સ્બમેં[2];—
નાથ નૃહરિ મેં તોકું નિરખું,
સુખ દીસત કછુ તેરી છબમેં;—

---

## कृतकृत्यताप्राप्त साधकोनी अंतिम स्तुति.

**પદ ૩૧૦.** ( જય જય જય પરમ ઉદાર, એ લય. )

જય અકલકલાસ્પદ, સકલ જીવનનિધિ, આજ આપ પદ ઠરીએ,
અશરણુશરણુ સ્વજનભયભંજન,
સચ્ચિતિ સદ્દગુરુ નાથ નિરંજન,
કરીને સત્વર હન્મલમંજન, પ્રકટ આપ પ્રભુ કરીએ; જીવન૦
સબલ આપનું શરણુ ગ્રહીએ,
શબલ બ્રહ્મરૂપ થઇ રહીએ,
અમલ શીદ હાથે કરી થઇએ, પ્રબલ પરાક્રમ વરીએ; જીવન૦
અભય રાજ્યને ગ્રહીએ આજે,
સભય રહે શિષ્યત્વ જ લાજે,
વિજયદુંદુભિ દશદિશ વાજે, અજય્ય સ્થિતિમાં ફરીએ; જીવન૦
આપસ્વરૂપમાં સ્થિતિ કરી રહીએ,
ભિન્નાસ્તિત્વ વિલાવી દઇએ,
અંતર્બાહ્ય નૃહરિમય છઇએ, એ અંતિમ ઉચ્ચરીએ; જીવન૦

---

૧ મુખથી. ૨ ધ્યાનમાં ઇષ્ટને સ્થાને અન્ય અનિષ્ટ રૂપો પ્રતીત થાય છે. * મને દુઃખ આપવાને મડદામાં પણ જીવ આવે છે.

## नृसिंहशिशुओनुं केवुं वर्तन होय छे.

**પદ ૩૧૧.** (ઉભો રહેજે કાનુડા તે માર આજ ઉજડ ઘર કીધુ, એ લય)
બ્રહ્માનંદે ખેલીએ રે, અમો સાધક બંધુઓ ઉમંગે,
આત્માનંદે, મહાલીએરે, અમો નરહરિશિશુ અતિ રંગે,
શુભ આ પ્રસંગે, નિજ અંગોઅંગે, બ્રહ્માનંદગંગે[1], આજે સહુ
મળી સંગે, અમો૦

નૃસિંહશિશુઓ નહિ પડતા કદાપિ, વિષયઆનંદના પંકે,
અહોનિશ ઝીલતા બ્રહ્મના આનંદમા, સઘળુ જીવન સદા રંગે, સંગે સાધક૦
નૃસિંહશિશુઓ અમે બ્રહ્મચિંતનથી, બ્રહ્મ નિરખીએ અંતરંગે,
તન્મય થઈને તે બ્રહ્મને જ્યા ત્યા, ભાળીએ સઘળા બહિરંગે,—
નૃસિંહશિશુઓ અમે વિજયને અર્થે, ચઢીએ સાધનરણજંગે,
થવાને આરૂઢ મહારાજ્યે સિધાવીએ, ચઢી ગુરુકળમાતંગે,[2]—
નૃસિંહશિશુઓ અમે રેલીએ બ્રહ્મરૂપ,—થઇ બ્રહ્મસિંધુતરંગે,
પાર પ્રવેશી સૌથી પરિણામે પોઢીએ, અનવધિ આત્મપનંગે —
નૃસિંહશિશુઓ અમે ભયને ન જાણીએ, રમીએ નૃસિંહઉત્સંગે,
અખંડ એકતા અનુભવીએ અમે, હ્રદયે નૃસિંહજ્યોતિર્લિંગે —

---

## सावधान साधक ज सुखने प्राप्त करे छे.

**પદ ૩૧૨.** ( મંગા માનજોજી રે, એ લય )
વીરા વિશ્વમા, જાણજે જે ચેતતા નર દોહ્યલા,
વાપરી જે અગમચેતી, ચેત્યા તે નર ધન્ય, વીરા૦
ચેતતા જન ક્ષણિક ધન સત્તા વિભવને કાજજી,
તેને તો ચેતવાનુ અંતે, રહે છે અગ્નિમાં જ, વીરા૦
વિવિધ વિદ્યાકલા ગ્રહેવા, ચેતતા નર કોઇજી,
તેવા પણ પામી નિરાશા, અંતે રહેતા રોઇ, વીરા૦
દેશ, કીર્તિ, હક ગ્રહેવા, ચેતનારા ખૂબજી,
તેમના (પણ) તનમન જીવનપર, અંતે વળતી ઉધ, વીરા૦
ચેતવુ આ વિષયઅર્થે, તે ન ચેત્યુ ગણાયજી,
ચેત્યુ તે જ ગણાય (જો) શ્રેયસ્સાધનમા ચેતાય વીરા૦
ચેત્યા સાચા સિદ્ધ મુનિઓ, ચેત્યા સાચા ભક્તજી,
ચેત્યા સાચા જ્ઞાનીઓ જે, વિષયે નહિ આસક્ત વીરા૦

---

૧ બ્રહ્માનંદરૂપી ગંગામા ૨ગુરુકળરૂપી હાથીઉપર

આત્મવત્ પ્રાણીપદાર્થને,માતૃવત પરદારજી,
લોષ્ઠવત્ પરદ્રવ્ય જાણ્યું, ચેત્યાં તે નરનાર; વીરા૦
સતત મન, વાણી, ક્રિયાથી, કરી સદ્દગુરસેવજી,
ચેત્યા જાણો સાધક તેવા, ટાળી નિજ અહમેવ; વીરા૦
ક્લેશ, ભય, દુઃખ, શોક, દૈન્ય, દરિદ્રતાના વિચારજી;
છોડી આનંદે રમે જે, ચેત્યા તે નિર્ધાર; વીરા૦
ઇશ્વરાર્પણ કર્મફલ કરી, કરે ઉપાસનકર્મજી,
ભક્તિથી પ્રભુ વશ કરે તે, લહે ચેત્યાનો મર્મ; વીરા૦
આસન, પ્રાણાયામ આદિક, યોગસાધન સાધીજી,
સિદ્ધપદમાં સ્થિત થતા તે, ચેત્યા સાધી સમાધિ; વીરા૦
માર્ગ તત્ત્વવિચારનો ગ્રહી, જાણ્યું જેણે બ્રહ્મજી,
બ્રહ્મરૂપ તેણે જ જાણ્યો, ચેતવાનો ક્રમ; વીરા૦
જે નહિ ચેતી શક્યા તે જાણજો નર દુઃખીજી,
જાણજો નિશ્ચય કરી વળી, ચેતતા નર સુખી; વીરા૦
આમ આત્મશ્રેયઅર્થે ચેતતા જે હોયજી,
વિશ્વમાંહિ એક વિરલા, વિશ્વવંદ્ય જ હોય; વીરા૦
એકમાં ચેત્યાયકી જે સઘળું થાતું સિદ્ધજી,
પ્રભુ ઉપેન્દ્રકૃપાથી (તે) પામી, થાય સાધક સિદ્ધ, વીરા૦

---

## ज्ञानदशाना अनुभवोद्गार.

**પર ૬૧૩** ( જાગી જોને જીવલડા, એ લય. )

જાગી જોતાં તો મુજને, ક્યાંહિ ભુલી હું જતો,
કદી કદી ભાસું મુજને જીતમાં અણુજીતો,
દેહના ધર્મો નહિ મારે, ચિત્ત, બુદ્ધિ, મન કે અહંકારે,
ભાસે ન મુજને દશ્ય કે હું ના હતો,
કદાપિ છું ના કે હતો,
દષ્ય, હું છું ના કે હતો,
લહું ના મુજને હું થતો, જતો ના કે હું આવતો; જાગી૦
વાણીથી હું નહિ વર્ણાતો, આ કે આવો એમ, ના ઓળખાતો,
મેળવવું મારે કે ન હું કાંઇ પામતો,
ન હું કાંઈ ગુમાવતો,

નહિ, હું કાંઇ લાવતો,
નહિ કોને બોલાવતો, ન દેખાઉં કે બતલાવતો; જાગી॰
અનનવી સ્થિતિ આ છે મારી, નવી જૂની કે છે નહિ ન્યારી;
અનુભવકાલે એ હું એક જ જાણતો,
કહે ના ઉર કો આણતો,
દીઠયે બીજો ના જાણતો,
હઉં હું હાલતો ચાલતો, બીજાના જેવો ભાસતો; જાગી॰
જેને નરહરિઅનુગ્રહ સાચો, તે સમજે આ સઘળો સાંચો,
મુજ તત્ત્વમાંહિ ભળે તે એ નાણતો,
સદા તે મુજને ભાવતો,
કૃતાર્થ જ તે તો કહાવતો,
વિશ્વમાં નિર્ભય મહાલતો, ડોલતો ને ડોલાવતો; જાગી॰

---

## इष्टसंयोगिनी वृत्तिना उद्गार.

### પદ ૩૬૪.

ઓલું ક્યા મેરી મોહનકી બતીયાં, ડોલું મેં નાથ લગાય છતીયાં,
કહત મેં તાકું કોઉ ન સમુજત, સમુજત વિરલ કો સતીયાં;—
સંયોગસુખ મેં જાનત નાહિ, કહાં કટત દિનરતીયાં,[1]—
ધાવ ન સહું મેં મારત મોકું, નાથનયનકરવતીયાં;—
ઉંધી થી જો હૃદયકલિકા, નાથ આનેતે હો ગઇ ચતીયાં,—
મૂલદેશમેં કુંડલિની થી, ગગનમેં કર રહિ ગતિયાં;—
જીવ મોકું માનતી, અહં બ્રહ્મમેં, ફીર ગઇ અયસી મેરી મતિયાં;—
કર્મરહિત અબ હમકું કીની, ઉડ ગઇ કર્મનકી પતીયાં,[2]—
અંધકાર મેરે મહોલમેં[3] હોતા, અબ ઝળહળતી બતીયાં,[4]—
અકીલી જહાં તહાં મેંય ફીરતી અબ, સાથહી મોહની સુરતીયાં;[5]—
નિરાધારથી, અબ લગી મોકું, સાંવરીયાકી સોબતીયાં;—
પહેલે જાનત નાહિ સો અબ મેરી, સ્થલ સ્થલ ગાત કીરતીયાં;[6]—;
નરહરિ નાથસેં અબ મોહે લાગી, અખંડ યોગસુરતીયાં;—

---

૧ રાત. ૨ પાંદડું. ૩ અંતરમાં. ૪ પ્રકાશ, દીપક. ૫ મોહન-મૂર્તિ. ૬ કીર્તિ.

## स्वकल्याण न साधतां बीजाओना काममां माथुं मारनार प्रमादी साधकने बोधक वचन.

પદ ૩૧૫. ( ભજન બનત નાહિ, મન તો મેવાની, એ લય )

તારૂં તું સંભાળ, ચઢ ના બીજાઓના વાદે,
પોતાનું ન જોતો વળગે, પારકાની વાતે,
સમજે ન હજી એ કાંઈ, આટલી ખત્તા ખાતે,—
બીજાને સુધરવા કહે, સુધરે ન જાતે,

જાણે તુજ સત્તા હોયે, સહુ કોઇનિ માથે,—
જેનીતેની ટીકા કરે, દહાડે ને રાતે,

કાજી કેમ દુબળા તો કહે પારકી પંચાતે,—
તારી પુણીઓ છોડી શું બીજાની તે કાતે,
તારામાંહિ શુચ કેટલી, જુએ છે તું ક્યાં તે,—
સહુ કોઇની નિંદા કરી, ચઢે સહુની લાતે,

મુખે મૌનકેરો તોએ, તોબરો ન બાંધે,—
બીજાઓના દોષ કથતાં, દુખના ન દાતે,

ડાચું તારૂં દુખી થાતું પ્રભુગુણ ગાતે,—
સુધરવા કહે (પણ) જાતે સુધરે ન ખાતે,

કહેવામાં જાણે તું તો બડી બડી બાતે,—
બીજાને કહે સાધન કરતાં આળસ શી આ તે,
પોતાની આળસ માત્ર હોય વાર સાતે,[1]—
બીજાના હિસાબ જોવા ચોપડા લે હાથે,
તારા ચોપડામાં જો,—શું જમા તારે ખાતે,—
અન્યની ખોતરણી કરવા, માંડ્યા ધંધા આ તે,
જાણુ નક્કી માર્ગો તારા અહિતના તે;—
પોતાનું સંભાળ જો, ઇચ્છે સુખ સર્વ વાતે,
છોડી અન્ય એક નૃહરિ સ્મર તું નિગતે,—

---

## श्रीसद्गुरु ज करुणा करवा समर्थ छे.

પદ ૩૧૬. ( કરના કયો નહિ આવે, એ લય )

કરના[2] નાથ હી લાવે, અધમ મોપે.
કરનાકું જો જાનત નાહિ, મો કરના કયા બનાવે,—
કરના મોહી ( જો ) કિરતાર કરત હે, [3] ઓર ' કરૂં ના ' કહાવે.

---

૧ સાતે દિવસ અર્થાત્ અખંડ ૨ કરુણા. ૩ તે જ ખરી કરુણા કહેવાય છે કે જે યાચકને કર્તા અર્થાત્ ઇશ્વરસ્વરૂપ કરે છે.

કરના કર જો કૃતાર્થ કરત (હે) સો, કરુનાનિ કહલાવે;—
અધમકું ઉત્તમ ઉપેન્દ્રકરુના,-બિન નહિ કોઉ બનાવે;—

## દુઃખહાનોપાય.

**પદ ૩૧૭.** ( મારા સંગી થજો, મારા સાથી હજો, એ લય )
મુજ દુઃખ ટળે શી રીતે, એવું એક ચિત્તે, એક દિવસ હું વિચારતો,
વીત્યાં ને જે વીતે, આવે નવીન તે, ટાળી દેવામાં હું હારતો.
ઉપાયને કથનાર મેં, જોયાં શાસ્ત્ર વિવિધજી,
સુણ્યો ઘણો ઉપદેશ મેં, પણ દુઃખ દહી શક્યો ન કો વિધ;—
શાંતિની, આનંદની, સ્થિતિ જે ચિંતારહિતજી,
તેવી સ્થિતિથી જતો હતો, દૂર હું સેંકડો ગાઉ નિત્ય;—
કોઈ ઉપાય સુઝ્યો નહિ, ગદ્‌ગદ્ થઇ ગયું ચિત્તજી,
સ્મર્યા ગુરુ મેં અંતરે, પૂછ્યું ટાળું દુઃખ કો રીત;—
શિથિલ ઘણો હું થઈ ગયો, હતો ન હું બળવાનજી,
હ્રદયનિવેદન દુઃખથી, કરતાં ભૂલી ગયો મુજ ભાન;—
ક્ષણ પછી અંતર અનુભવ્યું, (જાણે) રહ્યો પ્રકાશ છવાઇજી,
મધ્યે સ્મિત કરતું દીઠું, સુંદર બાલક એક તે માંહિ;—
પરમ શાંત, ચિંતારહિત, હતું તે પરમ પ્રસન્નજી,
જોતાં મુજ મુખ સ્મિત થયું, શાંત પ્રસન્ન બન્યું મુજ મન;—
જે સ્થિતિની ઇચ્છા હતી, (તે) અનુભવી જોતાં વેંતજી,
પણ નહિ હું સમજી શક્યો, બાલકદર્શનનો સંકેત;—
મોહક ચેષ્ટા કરતું તે, કંઇક કાળ રહ્યું સ્થિરજી,
પછી તે બોલ્યું જતાં જતાં, સ્મિત મુખથી વચન ગંભીર;—
વર્ષવડે મોટો છતાં, (તું)જથી પણ છું બાળજી,
સુખમય કરવા તુજ જીવન, મારૂં જીવન તું જ નિહાળ;—
તુજ દુઃખ ટળે એ રીતે, તેથી સુદૃઢ ચિત્તે, અવર સકલ તું વિસારજે.
માતપિતા સમીપે રહું, હું નિત્યે નિશ્ચિંતજી,
ચિંતારહિત થવું નિકટ, પ્રભુ લહી એ જ પ્રથમ તું ચિંત;—
કઠોર વચન મને કહે, ભૂલી જઉં ક્ષણમાંહ્યજી,
અન્યતણાં કટુવચનને, તું પણ ભૂલી જા ભાઈ;—
માત્ર સુખને પામવા,-નો જ કરૂં વિચારજી,
તેમ તું પણ સુખપ્રાપ્તિનો, કેવલ કરજે ઉદ્યમ સાર;—
ભવિષ્યની ચિંતાથકી, સદાય હું નિવૃત્તજી,
તું પણ તેને છોડીને, ક્રમક્રમે જ થા પ્રવૃત્ત;—

એક ન વાત વિસારજે, કહું છું જે હું અંતજી,
અખંડ તુજમાં રાખજે, નિત્યે ઝળહળતો આનંદ,—
આ વિધિ મુજવત્ થઈ રહ્યે, દુઃખથી મુક્ત થવાયજી,
પ્રસન્નતા, નિશ્ચિંતતા, ને વળી શાંતિમાં રહેવાય;—

---

## दोषोसाथे निडरपणे युद्ध करवा सज्ज थएला नृसिंह-शिशुनां दोषोप्रति वीरत्वयुक्त वचनो.

**પદ ૩૧૮.** ( વૈદર્ભી વનમાં વલવલે, એ લય. )

સાવધ થાજો, સાવધ થજો, દુર્બલ વિષયવિકારો !
નૃસિંહશિશુ આજે થયો, જાણો શત્રુ તમારો.—
આજ સુધી નિર્ભયપણે, હશો મહાલતા જ્યાં ત્યાં,
મુજમાં ન મહાલશો કાં જે મુજ, ગુરુ નૃસિંહ ગણાતા;—
બીજાઓને જિતવા, એ તો બાલકના ખેલો,
સંમુખ આવ્યો જાણજો, આ તો નૃસિંહનો ચેલો;—
નગુરા એવા અનેકના, તમે શિરપર નાચો,
નૃસિંહશિશુ હુંપ્રતિ ધસ્યા, તો તો ખાશો તમાચો;—
કલેશ ! જો મુજપર વેગથી, આવીશ ધસીને,
વેગ હણીશ હું તાહરો, અંતર્પ્રહાર હસીને;—
ભય ! ભય પામજે તું હવે, તુજસંમુખ આવું,
નિર્ભયતાની ઢાલ લઈ, તારા ઘાવ ચુકાવું;—
દરિદ્રતા ! જો વેગે કરી, મુજ સમીપે આવી,
સ્વરૂપસંપત્તિના ચિંતને, દઇશ તુજને હઠાવી;—
શોક ! જો મુખ સંમુખ કરી, મુજ આગળ આવ્યો,
જાણજે આનંદશસ્ત્રનો, ઘાવ તુજને લગાવ્યોઃ—
ચિંતા ! તું સાવધ રહે, આવતાં મુજ પાસે,
અવિચલ દૃઢ શ્રદ્ધાવડે, તુજ નાશ જ થાશે;—
ક્રોધ ! તું સાવધ થઇ રહે, જોતો જો મારા સામું,
ક્ષમાતણી મુદ્રાવડે, તુજ મુખને ડાંમું;—
ઈર્ષ્યા ! અસૂયા ! સાવધ થજો, આવ્યો ચેતવા વારો,
સમભાવશસ્ત્ર મારી કને, કરવા નાશ તમારો;—
અશ્રદ્ધા ! તું ન ચેતીને, મુજ પાસે જો આવીશ,
પ્રભુભક્તિથી તુજને, મુજ બળ બતલાવીશ;—
મુજમાંહિ પ્રકટશો બલ કરી, જો અતત્ત્વવિચારો !

ઇષ્ટમંત્રના જાપથી, નાશ કરીશ તમારો;—
દરપના મોહ ! જો મુજમાં, તું તો કદી ઉપજીશ,
પ્રભુપદમાં તો તુજને, તત્ક્ષણ હું વાળીશ;—
હુંમમપણું જો જીવત્વમાં, કદી દેખા દેશે,
બોધ દઇશ જેથી છૂટીને, એ શિવત્વે પ્રવેશે;—
પ્રકટતો અરિભાવ જોઇશ હું, કદાપિ મુજ મનમાં,
અદ્વૈતભાવ સંભારીને, તેને દહીશ હું ક્ષણમાં;—
સકલ વિકારો ! શુણજો, આ ગર્જન મારૂં,
આવશે સંમુખ જે થઇ, તેને શુરુકલે મારૂં;—
સંપ કરી કદી સામટા, ભલે હું પર આવો,
નૃસિંહપ્રભુકરણાવડે, તમે કદી નહિ ફાવો;—
તમથી બીજા ભય પામશે, હું તો નિર્ભય રહું છું,
નૃસિંહ પ્રભુની કૃપાવડે, કરજો થાય તે કહું છું;—

## मारो धोको.

પદ ૩૧૯. (હોકો વ્હાલો લાગે,–એ લય.)

ધોકો આ શું બોલે રે, મારો, ધોકો આ શું બોલે,
કાનમાં મુજને કંઇક કહે ના'વે, વેદવચન જેની તોલે.
વિવિધ રૂપ ધરીને ધોકો, જ્યાં ત્યાં ફરતો મારો,
ખોટું જુએ જ્યાં ત્યાં તે ઉપડતો, કહેતાં મારો મારો;— મારો૰
દાન કર્યાવિણ કૃપણતાથી, એકઠો પૈસો જે કરતો,
વિવિધ હાનિ કરાવીને તેનો સઘળો પૈસો હરતો,
મારો, ધોકો એવું બોલે.
ચહા, તમાકુ, દારૂ, ગાંજો, પીતો જે બીડી હોકો,
(તેને) આયુષ્ તનબળ ક્ષીણ કરૂં હણું આંખનું તેજ, કરૂં બોખો;–
અન્યની નિંદા ટીકા કરવામાં હોય જે શૂરો,
અસત્ય માર્મિક ક્રોધનું બોલે જે, તેનો હું કરતો ચૂરો;—
સાધન મળ્યું હોય, પણ ન સાધી દુઃખની બૂમ પાડે,
સધાવવાને સાધનો હું, લાગું તેની પછવાડે—
દેશ, સાધુ, શાસ્ત્ર નિંદે, નિંદે ધર્મને નીતિ,
ગુરુ અને ગુરુજનને નિંદે, આપું હું તેને વિપત્તિ;—
વિષયવાર્તા કરે નિરંતર, હરિસ્મરણ છોડી મુખે,
બોલ્યા, ચાલ્યા, સમજાવ્યાવિણ હું, વાગું જઇ તેની કુખે;—

કરે પ્રકટ કે ગુપ્ત કોઇ, કુકર્મ કુવિચારાદિ,
ગુપ્ત ને વળી પ્રકટ તેને પણ, ચખાડું મારી પ્રસાદી;—
પાળે નહિ જે રૂડી રીતે, આચાર ને વ્યવહારો,
સાન તેવાની ઠેકાણે લાવવા, દેખાડું મુજ ચમકારો;—
દુરાચારીને શિક્ષા કાજે, ઘોકો માગે વહેતો,
સદાચારીને સુશીલકેરો, રક્ષક થઇ તે રહેતો;—
ઘોકાતણા અર્ધ ભાગમાં, વિષ્ણુની રક્ષક સત્તા વ્યાપી,
અર્ધ ભાગમાં રુદ્રકેરી, સંહારક સત્તા રહી છે પ્રતાપી;—
હરિહર જેમાં રહ્યા છે, એવો મારો ઘોકો,
ભય કે પ્રેમે જે તે રીતે, વંદજો તેને લોકો;—
શાસ્ત્રતણી શિક્ષારૂપી જાણો, ઘોકો આ તો મારો,
ધર્મથી વર્તે તેને રક્ષે, અધર્મીને હણનારો;—

---

## तत्त्वज्ञानी ज परमसज्ञावान् छे.

**પદ ૩૨૦.** (સપડાયા શાણા શેખ મારતાં, એ લયની ગતિએ.)

**पृच्छक**—કોણ ડાહ્યું ?
**ज्ञानी**—વહે જે બ્રહ્મજ્ઞાનમાં.
**पामर**—છિટ્ !
**पृच्छक**—કોણ યોગાભ્યાસી ?
**पामर**—છિટ્ !
**पृच्छक**—માયાભ્યાસી ?
**पामर**—છિટ્ !
**पृच्छक**—ત્યારે રહે જે પ્રભુ ધ્યાનમાં ?
**पामर**—છિટ્ ! કોણ૦
**पामर**—ડાહ્યો તે મનમાં ગમે તેમ, અખંડ કરતો મોજ,
ખાય પીએ ગુલતાનમાં, રહે મગનમાં રોજ.
**विषयी**—છિટ્ છિટ્, છિટ્ છિટ્, છિટ્ છિટ્,
**पामर**—વિધિનિષેધનો ભેદ જે, રાખે નહિ લગાર,
મળતું હોયે જ્યાંથી જે, તે લઇ ભોગવનાર.
**विषयी**—છિટ્ છિટ્, છિટ્ છિટ્, છિટ્ છિટ્.
**पामर**—ભોગવવું સુખે જે કાળે, જેમાં ભાસતું સુખ,

ડાહ્યાકેરૂં જાણવું, એહ જ લક્ષણ મુખ્ય.
**વિષયી**—છિટ્ છિટ્, છિટ્ છિટ્, છિટ્ છિટ્,
**પામર**—(તો) કહો, ડાહ્યું, કો ? આવી મેદાનમાં.
**વિષયી**—ન્યાય વિચારી ભોગવે, વિષયોકેરા ભોગ,
ડાહ્યો તે જ ગણાય તે, લહે સુખોના ઓઘ.
**પામર**—છિટ્ છિટ્—એમાં ન્યાયનું શું કામ ?
લેવા જ્યાં એશઆરામ.
શાને પડવું, ન્યાયાન્યાયના તોફાનમાં ?—
**વિષયી**—ગમશે તમને (હું) ભોગવું, જો તમ આ ધનધામ ?
થશો રાજી શું લેઇ લઉં, તમ પાસેથી તમામ ?
**પામર**—નહિ નહિ, નહિ નહિ, નહિ નહિ,
**વિષયી**—(તો) ભોગવતો જે ન્યાયથી, વિષયો અધિક અધિક,
તેને ડાહ્યો હું કહું, કહો અઠીક કે ઠીક ?
**પામર**—ઠીક ઠીક, ઠીક ઠીક, ઠીક ઠીક,
**મુમુક્ષુ**—તમે ઠીક શું કહો છો અજ્ઞાનમાં ?
**પામર** તથા **વિષયી**—કેમ એમ ? કેમ એમ ? કેમ એમ ?
**મુમુક્ષુ**—વિષયભોગ સ્થિર ના રહે, અળપાતા તત્કાલ,
ક્ષણપર જે કાંઈ ભોગવ્યા, તેની તૃપ્તિ છે,હાલ ?
**પામર** તથા **વિષયી**—નહિ નહિ, નહિ નહિ, નહિ નહિ.
**મુમુક્ષુ**—મળે ન ત્યાં લગી થાય છે, પ્રાપ્તિમાટે દુઃખ,
મળતાં રક્ષણમાં થતું, વિનાશમાં નથી સુખ;
(સ્વગત) વિષયભોગ જો આમને, કહું તદન દુઃખરૂપ,
રચે ન માટે કહું પ્રથમ, દૈવી ભોગ અનુપ.
(ઉદ્દેશીને) વિષયભોગસુખ ન્યૂન છે, દૈવી ભોગસમીપ,
સૂર્યસમીપ જેમ ન્યૂન છે, લાખ કરોડો દીપ.
**પામર** તથા **વિષયી**—વાહ વાહ, વાહ વાહ, વાહ વાહ.
**મુમુક્ષુ**—તો શું ફરશો દિવ્ય ભોગના ઉદ્યાનમાં ?
**પામર** તથા **વિષયી**—વિષયભોગથી અપાર,
(હોય) દિવ્યભોગ સુખસાર,
તો તો લેવા તૈયાર છીએ તાનમાં.
**મુમુક્ષુ**—અધિક એક એનાથીએ,[1] છે ચઢીયાતો ભોગ,

[1] એનાથી પણ.

તેને કહે છે સર્વકો, નિર્વિષયી સુખનો યોગ.
મોક્ષવિના જેમાં નથી, ઇચ્છા બીજી કોય,
સિદ્ધ થતાં જેને ન કંઈ, પામવાનું કદી હોય
અન્ય કોઈ ન જેની સમાનમાં;—
પાળી પોતાનો ધર્મ,
કરે નિષ્કામ કર્મ,
તે તો સત્વર વિરાજે મોક્ષસ્થાનમાં.—
આવો ઉત્તમ છોડીને, માર્ગ ગ્રહે જે અન્ય,
તેનો માનવજન્મ છે, કહો ધિક્ક કે ધન્ય?

**पामर तथा विषयी**—ધિક્ ધિક્, ધિક્ ધિક્, ધિક્ ધિક્.

**ज्ञानी**—ચિત્તશુદ્ધિને કાજ છે, કીધું કર્મવિધાન,
તત્ત્વાનુભવમાં નથી, સાધન જ્ઞાનસમાન.
વિચારથી જ લહાય છે, સદા તત્ત્વ અપરોક્ષ,
તેથી તત્ત્વવિચારમાં, રમે ચહે જે મોક્ષ.
સાધનમાં જે શ્રેષ્ઠ છે, અનવધિ સુખ દેનાર,
ઇચ્છયાં સુખને પામવા, ગ્રહે સુજન નરનાર.
એક ગ્રહ્યે પામે બધું,-સુખ તે ડાહ્યો જાણ,
સર્વસિદ્ધિપ્રદ એવું છે, એક જ બ્રહ્મજ્ઞાન.

**पामर तथा विषयी**—સત્ય સત્ય, સત્ય સત્ય, સત્ય સત્ય

**पृच्छक**—કોણ ડાહ્યું?

**सर्वे**—વહે જે બ્રહ્મજ્ઞાનમાં.

**पृच्छक**—શું-પુનઃ શું?

**सर्वे**—તે જ ડાહ્યો વહે જે બ્રહ્મજ્ઞાનમાં.

**पृच्छक**—બોલો કરુણા કરી,
એક વાર તો ફરી,
કોણ ડાહ્યું?

**सर्वे**—વહે જે બ્રહ્મજ્ઞાનમાં.

---

## निरंतर प्रसन्नता सेवनार चित्तविहंगना उद्गार.

પદ ૩૨૧. ( હું સોનારણ મદમાતી, એ લય. )

હું તો છું હસતું પક્ષી, મારી જુઓ આ અક્ષિ,[1]
મેં હસવા કાજે રક્ષી, જેને તે લક્ષી લક્ષી.[2]

---

૧ આંખ. ૨ ધ્યાન દઈને.

રંગ ચઢાવવા પાનનો હોઠ ન, મુજ, પણ સ્મિત કરવાને,
કરવા ક્રોધ ન છે આંખો મુજ, પણ જોઇ રાજી થવાને;—
ક્રોધ કરે કે ચઢાવી ભ્રકુટી, કરે કોઇ કાંઇ ચડભડ,
વાણીમુખ તેનાં જોતાં મને, હસવું આવે ખડખડ;—
ચિંતાશોકથી મુખના જે, સંકોચી દેતા ખૂણા,
હસું જાણી જે તેના શરીરની ભીંતે લાગ્યા લુણા;—
દ્વેષ કરે, તે જોઇ હસું, લહી દુઃખી થશે તે આખર,
(જેમ) નિજ ગાલે જ તમાચો વાગે, હણવા જાતાં મચ્છર,—
ભયથી મ્લાન થયેલું મ્હોડું, મુજને અધિક હસાવે,
વિચારૂં, ભયને ઉર ધરે તો, નિર્ભય પ્રભુને (પછી) ક્યાં મૂકી આવે;—
'શું ખાઇશ, સાધનવિણ ગાળીશ, કેમ જીવન મુજ આખું,'
(એવી) અશ્રદ્ધાની વાણીઉપર, હસી હસીને થાકું;—
'આમ કરૂં તો આ ભય આવે, આમ થશે મુજ હાંસી',
આમ વિચારતું મગજ જોઇ મને હસી હસી આવે ખાંસી;—
'અલ્પશક્ત અલ્પજ્ઞ જીવ મુજથી કંઇ થશે ન થાતું,'
એવાં દુર્બલ વચનોપર નથી, હસ્યાવિના રહેવાતું;—
વ્યાધિ શરીરે પ્રકટે તે મુજને હસવું બહુ લાવે,
જાણું એ મુજ વસ્ત્રની ઉપર, વિધવિધ રંગો આવે;—
મુજ શત્રુને જોઉં ત્યારે, ખૂબ જ હસવું આવે,
કાં જે મુજ હસવું જોઈ તે વળી, અધિક દ્વેષ ઉપજાવે;—
મારી નિંદા કોઇ કરે તે જોઇને આવે હસવું,
હાથીપાછળ, જાણું જેવું વ્યર્થ શ્વાનનું ભસવું;—
અયોગ્ય માર્ગે શરીર બગાડી, લાવે શિરપર પળીયાં,
તે જોઇ થાતાં હસાવનારાં, મુજ કુખે ગલગલીયાં;—
ક્લેશ દુઃખ કે વિપત્તિકેરા, વિચારે ચઢી ન શકતો,
કાં જે ક્ષણભર હું કદી હસવામાંથી નવરો ન થતો;—
જગતતણું આ સ્વરૂપ જોઇ, તેમાં હું હસતો વસતો,
આત્મસ્વરૂપ મુજ જોતાં તેમાં, પણ હસતો ને હસતો;—
કોઇક કાળે અન્ય સર્વ કર્તવ્યસમાપ્તિ લહાશે,
મારૂં હસવાનું તો તે વખતે પણ પૂરૂં ન થાશે;—
ભૂલી જાઉં હું ખાવું પીવું, ભૂલી જાઉં હું સુવું,
પૈસાની વાતો ભૂલું પણ, કદી ન ભૂલું હસવું;—
શ્વાસ લીધાવિણ કે કદી વિચાર કીધાવિણ ક્ષણ જાયે,

અંતરથી હસવાનિણ મુજથી, ક્ષણ પણ નહિ રહેવાયે,—
અન્ય સ્થળે જાતા વસ્ત્રો કે વસ્તુ ભલે ભૂલાયે,
પણ સાવધ રહુ રખે કદી મુજ હસવુ ભૂલી જવાયે,—
હમીને જાતે અખંડ, સૌને નિર્મળ હસવુ લાવુ,
મુખમા આગળી ઘાલી થઇને, નિરૂપ પણ હુ હસાવુ,—
અખંડ હસતા રહેશે તેની નિશ્ચે થાશે વાહવા,
આવો બધુ ! આપણ સાથે, હમીએ હા, હા, હા, હા,—

---

## इष्टथी अभेदने अनुभवनार तत्त्वज्ञनी उक्तिओ.

### પદ ૯૨૨

મારે છે અભેદ તુથી, પ્રાણથી અધિક નાથ મારા,
મારો તુ છે હૈયાકેરો હાર રે, મારે૦
તુજ કાજે કઇ હુ ન કરૂ, મારે કાજે તુ બહુ કરતો,
જાણે તુ જ તારો પ્રાણાધાર રે, મારે૦
તારા કાજે તો હુ, કઇ નવ થાતો રે,
મુજ કાજે તુ લે બહુ શણગાર રે, મારે૦
મુજને તો સુખ દેવા ધન અને ધામ થાતો,
બનતો તુ બાળક ને નાર રે, મારે૦
મુને જન્મ દેવા પહેલા, ગર્ભાશય તુ જ થાતો,
જન્મતા જ થાતો પોષનાર રે મારે૦
આગળ ને પાછળ એમ, જ્યા ત્યા આવી રમે રે,
તારી ઝડપ શી એ અપાર રે, મારે૦
મુજ પગ રક્ષવાને, ચિંતા તુ અધિક ધારી,
ચર્મ તુ બને તુ ચર્મકાર રે, મારે૦
મારી જીભ ખોલવાને, વાણીરૂપે તુ થાતો,
મુજને કરે તુ બોલનાર રે, મારે૦
મુજ પગ ચાલ્યા પહેલા, મારે માટે વસેલા વસ્તા,
ધરણીધર ! ધરણી તુ થનાર રે, મારે૦
સુડી ધાન્ય મારે ખાવા, ખેતરોના ખેતરો રે,
મારે કાજે ધાન્યથી ભરનાર રે,
ચાગળ પાણી હુ પીઉં, નદીઓ તુ વહ્યુ કરે રે,

તુજ સમ બીજો ન ઉદાર રે, મારે૦
મને જ્ઞાન આપવાને, વિદ્યાઓ કરે ઘણી તુ,
ધરે તુ ગુરુનો અવતાર રે, મારે૦
હુ તો છુ નાનો સરખો, મારે કાજે તુ નિત્યે,
ઘાટ અનેક ઘડનાર રે, મારે૦
મારે નથી લેવા દેવા, હુ ન જાણુ તારી સેવા,
થયો તુ મુજને સેવનાર રે, મારે૦
રાજી થાત જો તે મુજને, તારા ગુણ ગાવા કાજે,
દીધી હોત જીભ બે ચાર રે, મારે૦
કાલો અને ઘેલો તોએ, અતિ ઘણો લાડકવાયો,
નૃસિંહ ! હુ તારો છુ કુમાર રે મારે૦

---

## सर्वत्र तत्त्वदर्शन करनार तत्त्वदर्शीनुं वर्तन.

પદ ૩૨૩. ( ભજુ પ્રીતથકી આજ હુ મુરારિ, એ લય )

એક તત્ત્વ હુ નિહાળુ નિત્ય, જ્યા ત્યા,
એ જ જોઉ સ્વપ્ન, જાગતે કે સુતા—
એ જ તત્ત્વનુ બ્રહ્માડવૃક્ષ ભાળુ,
તે જ તત્ત્વતણુ એક હુ છુ ડાળુ
તત્ત્વરૂપ થાય (એ) તત્ત્વનુ ફળ ખાતા—
એ જ તત્ત્વમાથી વાયુને હુ ખેચુ,
એ જ તત્ત્વમાથી જલફલાદિ વહેચુ,
કાઢી ધન એમાથી વહેચી થાઉ દાતા—
લઉ વૃદ્ધિકર બળ હુ એમાથી
ગ્રહુ રક્ષનાનુ બળ પણ તેમાથી—
બળ તારવાનુ પામી, બનુ ત્રાતા—
હુ, અગમ્ય ગમ્ય કરુ મને એમાથી,
કરવાનુ હુ પણ શરુ કરુ ત્યાથી,
જ્ઞાન એમાથી હુ પામી થાઉ જ્ઞાતા—
સુખ એમાથી પૂર્ણ હુ આકર્ષુ,
જે તે એમાથી આકર્ષી જ્યા ત્યા વર્ષુ,
હુ શમાઉ એમા તત્ત્વરૂપ થાતા—

---

## अंतिम शुभेच्छा.

**પદ ૩૨૪.**

નૃસિંહના શિષ્ય નૃસિંહ થાજો,
નૃસિંહના અંકવિષે વિરાજો;
નૃસિંહની પ્રીતિ સદા કમાજો,
નૃસિંહના તત્ત્વવિષે શમાજો, ૧
નૃસિંહની સુંદરતા તમારા,—
તનુવિષે નેત્ર જુઓ અમારાં;
નૃસિંહની મીઠી મધુર વાણી,—
તણી કરો કંઠવિષે કમાણી. ૨
નૃસિંહનાં નેત્રની જે ખુમારી,
રહો સદા ચક્ષુવિષે તમારી;
નૃસિંહનું જે સ્મિત મોહકારી,
ધરી રહો આકૃતિ તે તમારી. ૩
નૃસિંહની સર્વ જ દિવ્ય શક્તિ,—
અહો કરીને શ્રીનૃસિંહભક્તિ;
નૃસિંહનો અંતરજ્ઞાનરાશિ,
રહો સદાએ તમમાં પ્રકાશી. ૪
નૃસિંહ જે હર્ષવિષે વિરાજે,
રહો તમે તે મહિં સર્વ આજે;
જગે કહાવો કરી ઈશસેવા,
નૃસિંહના શિષ્ય નૃસિંહજેવા. ૫

---

## भक्तिपरायण वृत्तिनुं हृदयदोलामां इष्टश्रीना स्थापनरूप मंगल अने प्रेमलीला.

**પદ ૩૨૫.** (શ્રીપતિ ઝુલે ગોપાળ, એ લય.)

ઝુલો મમ જીવનનિધાન, ઝુલાવું આજ,—
હીંડોળે હળું હળું હું હીંચોળું, ઝુલે જેમ ગગને વિમાન,
પ્રેમભર્યા આ હર્ષિત હૃદયે, ઓવારૂં મમ પ્રાણ;—
નેત્રથી આપને નિરખું નેહે, ગાઉં મુખેથી ગાન,
મનથી આપનું મનન કરૂં, ધરૂં,—હૃદયે આપનું ધ્યાન,—

લલિતવિલોચન, ભ્રમર મનોહર, તાણી તીર કમાન,
પ્રેમકટાક્ષે મુજ મન હરતા, મુજ ધન્ય ભાગ્ય મહાન;—
મધુર મધુર આ મંદ સ્મિતથી, કરાવો વિરહઅભાન,
હૃદયશું હૃદય લઇ અતિ હેતે, દો છો સ્નેહનું દાન;—
પ્રેમભક્તિથી જવ પ્રભુ નિરખું, રસિકહૃદય ગુણવાન,
વિધવિધ ચેષ્ટા કરતા દીસો, ભક્તસમા ભગવાન;—
અનુપમ ચેષ્ટા કરો મુજ સાથે, એ છે મુજને લ્હાણ,
મુજસમ થઇ મુજસહ રહી કરજો, મુજને આપસમાન;—

---

## इणमां परानुरक्त भक्तना आनंदोद्गार.

પદ ૩૨૬. (મારે મોટે મનાવી, રાજી કહેવરાવી, એ લય.)

પ્રભુ હેતે બોલાવે, હસાવે, ખીલાવે, મ્હલાવે,
સદા એ મને બહુ ગમે.
પ્રભુની પાંખમાંહિ, રહું નિત્યે શમાઇ,
આધિ, વ્યાધિ, ઉપાધિ મને ના દમે;
મને ના દમે;—
મહા અભયપ્રદ છાય, પ્રભુકેરી લહાય,
તેને છાંડી સુજાણ કો બીજે ક્યાં શમે;—
પ્રભુનો હું વહાલો, છું હું બાળ ઘેલોકાલો,
દયાળુ પ્રભુની સાથે કહો કો ના રમે—
ભોજ્ય દૈવી સ્વાદવાળાં, પાય અમૃતના પ્યાલા,
તેને છોડી બીજું શું પાએ ન જમે;—
મહાસિદ્ધિનિધિ સ્વામી, હું સદાય રહ્યો પામી,
સૌનું કરવા ધમણ કોણ મિથ્યા ધમે;—
મનભ્રમર આ રસભોગી, પાન કરવાનો શોખી,
પ્રભુપદરાગ છોડી બીજે ક્યાં ભ્રમે;—
પ્રભુકેરાં રમ્ય સ્થાન, હૃદયમૂર્ધ આદિ મહાન,
તેમાં છોડી વિહાર કોણ બીજે ભ્રમે;—
પ્રભુ સેવી થાઉં સબલ, કોઇ કહે ન મને અબલ,
જેનાં તેનાં એવાં કોણ મહેણાં ખમે;—
પ્રભુ સ્વરૂપજ્ઞાન આપે, સ્વરૂપમાંહિ જ્યારે સ્થાપે,

ત્યારે જાણું સદા અભિન્ન છઇએ અમે,—
મારા ઈપ્સિતાર્થદાતા, મારા ઇષ્ટ પિતામાતા,
વૃત્તિ સદ્‌ગુરુ સ્વામી શ્રીનૃસિંહને નમે,—

## इष्टघनदर्शनथी मनमयूरनुं नृत्यपूर्वक गान.

**પદ ૩૨૭.** (ઘટ ઘટ ભાણુ, સભાગી, એ લય)

હુ થનગન નાચુ, નિહાળી ઘનશ્યામ
મનહર મયૂર હુ પ્રભુ ઘન મારા, જોઇ આનદે રમુ આમ –
પ્રભુકૃપાદૃષ્ટિ એ મેહુલો માગે, જેમા ખેલુ હુ આઠે યામ –
દિવ્ય વિશાળ પ્રસારૂ હુ મુજ ઉર, પ્રેમની કળા લલામ,—
યોગજ્ઞાનની દિવ્ય બે પાખથી, ઉડુ હુ વિધવિધ ઠામ,–
અનત અપાર પ્રભુનો પ્રદેશ એ, મારૂં વિહારનુ ધામ,–
પ્રેમભક્તિમય આ મુજ કાયા, ખીલે જોઇ સુદરશ્યામ,–
વાસ્તવ નીલકંઠસ્વરૂપ થઇ રહુ, ત્યજી નીલકંઠ માત્ર નામ,–
જય જય શ્રીઘનશ્યામ હે પ્રિયતમ ! હૃદયથી કરૂ હુ પ્રણામ,—

## इष्टानुग्रहप्राप्त वृत्तिना आनंदोद्‌गार.

**પદ ૩૨૮.** ઘેલી થઇ રે હું તો ઘેલી થઈ, એ લય)

[1]સ્વીય ગણી રે મને સ્વીય ગણી, મારા સ્વામિએ આજે મને સ્વીય ગણી,
પ્રિય ધણી રે મને પ્રિય ધણી, કરી સ્વામિએ આજે મને પ્રિય ધણી
ચૌદ ભુવનકેરા અલૌકિક મહાપતિ રે,
થઇ રહ્યા આજે એ તો માગ ધણી રે, મારા૰
દુર્લભ બીજાને તે સુલભ મને થયા રે,
બલિહારી આ શી મારા ભાગ્યતણી રે, મારા૰
કુદનરૂપ મને સ્વામિએ કીધી રે,
આપે જડાયા મુજમા બનીને મણિ રે, મારા૰
અઘોર જે રાત્રિ તે પણ સ્વામિસયોગથી રે,
દીઠી ન આજજેવી રળીયામણી રે, મારા૰
વેદો ઋચાથી, યોગી મત્રોથી સ્મરે પ્રભુને,
આશક પણ મારા પ્રભુની ગાય લાવણી રે, મારા૰
મારા પ્રભુને પામ્યાવિણુ જે જે પામવુ રે,

---

૧ પોતાની

મૂક્યો દરવાજો તેં ખુલ્લો, અભાગી૦
ટાંટીયા દુઃખ્યા ન જતાં સહેલ મારવામાં,
હાં રે દેવમંદિરે જતાં બન્યો લુલો; અભાગી૦
દુઃખતા ન હાથ તારૂં બાળક ઉંચકતાં,
હાં રે કામ પ્રભુનું કરતાં તું થયો ઠુંઠો; અભાગી૦
વિપ્રચિંતનેથી વિપ્રહોલેથી નીકળવા જતાં,
આવી પડ્યો તું જ્યાં સુતો; અભાગી૦
હિતની જાણ્યું તેં ગ્રહી રૂપાની લાકડી,
હાથમાં જોયું ત્યાં દીઠો મૂળો;— અભાગી૦
મિથ્યા જ્ઞાન મુકુટરૂપ ધારી ધર્યું મસ્તકે,
હાં રે એ તો જાણજે તું માટીનો ઘડુલો; અભાગી૦
ચંદનભારી તેં ધારી, સંઘરી જે સાથમાં,
હાં રે પણ એ તો છે ઘાસનો પૂળો; અભાગી૦
નરહરીસ્મરણવિણુ જે જે કરીશ તું,
જાણજે તે સઘળી છે ભૂલો; અભાગી૦

---

## क्षणवार मत्यक्ष थइ अदृष्ट थयेला इष्टना विरहथी व्याकुळ वृत्तिना विरहालाप.

પદ ૩૩૧. ( અટારિયોંપેં, ગીરારે કબુતર, એ લય. )
મુજ નયનમાંહિ, ચડી ગયો કોઇ છેલો આજ,
ચટ ચાલી નીકળ્યો, કામના કટાક્ષો મારતાં જ,
ના રે બા મુજને, રુભે નામ લેતાં આવે લાજ.
ગઇ વિદ્યુત્ શું નભે ચમકતી ચમકાર કરી,
ગઇ ( શું ) એકાએક આવી મીઠી વાયુલહરિ;
પડી ગંગા નભેથી ગઇ શું શંકરજટામાં,
ગયું મુજ દૃષ્ટિથી શું એક તીવ તીર સરી,—ના રે૦
કહી હું ના શકું શું મારા આ ઉરમાંહિ થતું,
લહું ના આવ્યું શું મુજમાં ને શું મુજમાંથી જતું;
આ રોમે રોમ તલસે મૂર્તિ એ મનહર જોવા,
એ વિના હું અંધ; અન્ય આ દેખાતું છતું,
કરૂં ક્યાં ખોળ એ મુજ આંખતણા તારલાની,
ક્યાંથી લાવી ( હું ) પેરૂં માળા એ હૃદયહારલાની,

હશે થઇ આવતી શું શરમ એને ચિત્ત ચોરી,
મને તો લાગી રહી યારી એ મુજ યારલાની;
ન ખીજું, આવ ! તને મારા છે સોગન આકરા,
મનોવેધી કઇ દર્શાવ તું દિદાર જરા,
અહો ! આ કમલમાં શું કાન્તકેરું રૂપ ન્યાળું,
છે એ જ જન્મોજન્મના મુજ પ્રાણ ખરા;

---

## સદ્‌ગુરુશ્રીના શિશુપદસ્થિત વૃત્તિનો વૈભવ.

**પદ ૩૩૨. ( ચિતિચંદ્રની આ છાય, એ લય. )**

હું સદ્‌ગુરુકેરૂ બાલ, ઝુલું પ્રભુના પાલણીએ.
પ્રભુ મુજને ખેલાવે ખોળે, ઝુલવે કહી હલલલ હાલ,
ચુંબન કરે ગાલ, ધરે અતિ વહાલ,-પિતૃવત્સલ મુજ ભણી એ;-
જે જે મુજને જ્યારે જોઇએ, આપે તે તત્કાલ,
એવા પ્રતિપાલ, લીયે સંભાળ, હરઘડી મારી ધણી એ;-
સેવકમાં મુજને છે સોંપ્યા, બ્રહ્મા ને ચંદ્રભાલ,
વળી ગોપાળ, (જેણે) નાથ્યો નાગ કરાલ, સ્તુતિ જેની કરી નાગણીએ;—
વિધવિધ સિદ્ધિ, વિધવિધ વિદ્યા, એ મારાં રમકડાં રસાળ,
અહું બળ વિશાળ, ધારી હું સ્નેહાળ, પ્રભુપાદાંગુષ્ઠધાવણીએ;-
ઇન્દ્ર વરુણ યમ કુબેર આદિ, ઉપાસે મને સદા કાળ,
છે ચંદ્ર મશાલ, તારા દીપમાલ, તાપું સૂર્યની તાપણીએ;-
યોગ જ્ઞાન ને ભક્તિ મુજને, સેવી થઇ રહે ન્યાલ,
પ્રેમનો હું ગુલાલ, ઉડારી લાલ,-કરું રોળી ધુમી ધરણીએ;--
સરસ્વતી, શ્રી આદિ શક્તિ, મુજ ચરણ તળાંસે ત્રિકાળ,
હોળે મુજ વાળ, કરે લાલપાલ, ઘુંટણ લુછે (જો) ચાલું ઘુંટણીએ.-
દેવ નાગ યોગી ઋષિ સિદ્ધો, રહે હાજર થઇ દ્વારપાલ,
સ્તવે સર્વ કાળ, ઝુલાવે ચોપાળ, કદી પોઢું હું પોઢણીએ;-
ગાંધર્વ કિન્નર દૈવી અપ્સરા, લહી મને પ્રભુનો લાલ,
પહેરાવે પુષ્પમાળ, રીઝવે ગ્રહી તાલ, ગાઇ દિવ્ય રાગરાગણીએ;-
મુજ સુખની કાંઇ નથી પરિસીમા, (હું) મંજુલમૂર્તિ શરમાળ,
મોહક વાચાળ, મૃદુ ચાલું ચાલ, કુદું ખેલું મુજ આંગણીએ;-
સદ્‌ગુરુશ્રીનું બાલ જ તે હું, શ્રીસદ્‌ગુરુ હું હાલ,
પ્રભુનજનપાલ, હું દીનદયાલ, રમું સહુના હૃદયઝુલણીએ;-

---

## साधन न साधनार वाचक ज्ञानीनुं स्वरूपमाहात्म्य.

**પદ ૩૩૩.** [ નહિ ચીજ કોઇ ગળી, એ લય. ]

સિદ્ધિ વાતની મળી, સરળ એક, જીવને મધસમ ગળી,
ક્રિયાવિનાની વાતોમાં સહુ, જતા ગરરરર ગળી;—
વેદ શાસ્ત્ર ને પુરાણ આદિ, આમ કહે છે વળી,
પાશ્ચાત્ય વિદ્વાનો આમ કહે વ્યાસ ને પતંજલિ;—
વાત કરે અજરામરતાની, પણ મસ્તકપર પળી,
મુખનાં ડાચાં બેશી ગયાં હોય, દાંત પડ્યા નીકળી,—
આમ આહારવિહાર કરે તો, થાય શરીર બહુ બળી,
પણ તેનું તનુ તપાસી જોતાં, સુકી ઘાસની સળી;—
કહે વિષય આ છે દુઃખદાતા, રહેવું ન તેમાં કળી,
પણ પોતે વિષયથી અળગા (!) રહે, જેમ પૈડાસહ મળી;—
કહે યોગથી મન ઉજ્જ્વલ થતું, રહે, પ્રભા તનુપર ખીલી,
(પણ) તેનું તનમન જોતાં ભાસે, જેવી શુદ્ધ કાજળી;—
વિશ્વ આખું આ બધું આપણું, સદા રહેવું હળીમળી,
કહે પણ સ્વાર્થત્યાગસમય તે, તરત ઉઠે કળકળી;—
પરોપકારસેવનનો દે તે, બોધ સદા ઉછળી,
નિજ હિતહાનિ સહજ થતાં, થતી, આંખો રાતીપીળી;—
સર્વ વિષયમાં કેવળ વાર્તા કરે અતિશય ફુલી,
દુઃખ લેશ તેનું નવ ટળતું, શકે ન સુખમાં ઢળી;—
ક્રિયાવિનાની વાતો એ તો, બીજરહિત મગફળી,
મોતી કરનારી એ છીપ ન, જીવાતની શંખલી,—
વાતો છોડી જે અધિકારી, ક્રિયાભણી રહે વળી,
કૃપાપાત્ર પ્રભુનો તેને ગણી, લાગું પાય લળી લળી,—

---

## अंध थइ उन्मत्त वहेता साधकोने सुबोध.

**પદ ૩૩૪.** [ આંખવિના અંધારૂં રે, એ લય ]

બાંધવ આંખ ઉઘાડી રે, જુઓ સવેળા, બાંધવ આંખ ઉઘાડી,
માર્ગ ન પણ આ ખાડી રે;—
બધું નજર પહોંચાડી, જોજો આગળ ને પછાડી,
ઉન્માર્ગે ન કરશો ધાડાધાડી રે;—
વાહન ઉત્તમ લેજો, વાહક સર્વોત્તમ અહેજો,

નહિ તો અફળાશે ગાડી ગાડી રે;—
જોજો શું પહેર્યું તે તો, વીરનું કવચ ના એ તો,
પહેરી દીધી છે સાડી સાડી રે;—
ઉપરનું જોઈ મ્હોતા, ગર્ભભાગે ના જોતા,
દેખીતું દુધ પણ [ એ તો ] તાડી તાડી રે;—
મોજથી જેમાં ફરતા, દમામથી જ્યાં ડગ ભરતા,
છે એ જંગલ કે વાડી વાડી રે;—
ક્રોધ કે દ્વેષ કાઢી, જે તે ના રહો બરાડી,
કરશો ના મિથ્યા ચાડી ચાડી રે;—
શરીર રહ્યું શું તેથી, વધ્યું શું એને જોયેથી,
[ જો હોય ] હાથેથી છટકી નાડી નાડી રે;—
કર્તવ્ય કદી ના ચૂકશો, વાત ના વિસારે મૂકશો,
ધારી વચ્ચે રાત આડી આડી રે;—
વહેજો ગુરુઆજ્ઞાધારે, રાખો ઉરમાં ન લગારે,
મિથ્યા અભિમાનની દાંડી દાંડી રે;—
દેખાડવા તમ સામે, પ્રેમથી આજે આ મેં,
ધરી છે શબ્દોરૂપ હાંડી હાંડી રે;—
સુમાર્ગ દેખાડવા પ્રીતે, બાંહ્ય ધરી દોરવા નિત્યે,
રહો નૃહરિ તમારી અગાડી, અગાડી રે;—

---

## સ્વરૂપવિલીન વૃત્તિની અનુભવોક્તિ.

પદ ૩૩૫. ( મનની ન શુદ્ધિ જો કરે, એ લય. )

જવ સ્વરૂપમાં રમી હું રહું, સુજને હું આત્મસ્વરૂપ લહું,
તવ સર્વથી પર હું થઉં, વળી કોઇથી ન્યારો ન હું.
સિદ્ધિ સકલ આ માહરી, રહી વિશ્વમાંહિ વિસ્તરી,
ચેતન અને જડરૂપ ધરી, સત્તારૂપે જેમાં વહું;—
હું બ્રહ્મ છું, હું અનંત છું, હું જ્ઞાન છું, હું સત્ય છું,
અવ્યય અને આત્મા હું છું, હું એક, શૂન્ય અને બહુ;—
આરોગ્ય હું, ઐશ્વર્ય હું, હું અતુલ ને પરિપૂર્ણ છું,
આનંદ હું, વર્ચસ હું છું, અમૃત હું ને છું પ્રેમ હું;—
પારદ હું, ગંધક, અગ્નિ હું, હું સૂર્ય ચંદ્ર હું, રસ હું છું,
સિદ્ધાતણું જેલ છું જ હું, રસસિદ્ધ જાણે છે સઉ;—

રહુ વારતરે હુ યોગમા, પણ પ્રકટ રહુ હુ વિયોગમા,
( જે ) લાવે મને સયોગમા, તેને મારૂ સર્વ રહસ્ય કહુ,—
હુ સ્વપ્રકાશ જ્યોતિ છુ, ચમત્કૃતિરૂપ હુ જ છુ,
હુ શામિ, વસ્તુરૂપ હુ, આદિઅનાદિ હુ જ હુ,—

## अंतिम स्तुतिवचनो.

**પદ ૩૩૬** ( અમે તનુ અમારા નાથનણા, એ લય )
જય અનત અનુપમ વાત્સલ્યાબ્ધિ, સ્વીકાર કરજો પ્રણામ
જય શુભના સાગર, હિતરત્નાકર, હરજો અશુભ તમામ
અમે આપસ્વરૂપ પણ અજ્ઞાને કરી, ધરીને આ રૂપનામ,
વ્યવહાર સકલ સાચો સમજી કરીએ સતત ધરી મામ
પ્રભુ આપકૃપા થાના લહી શકતા, વાસ્તવ જે અમ ધામ,
જ્યા લક્ષણાથી પણ જાતા બનતા અતરમા પૂર્ણ કામ
જે સ્થિતિનુ વર્ણન કરતા કહેવાતુ ન આવુ કે આમ,
[જેમ]વાલ્મીકિ રામનુ વર્ણન કરતા કહે, રામસમાન જ રામ
અમે અદ્વિતીય થઇ અદ્વય સ્થિતિમા, વસીએ આઠે જામ,
અમે ઇષ્ટ નૃસિહ સદા સ્મરીશુ, થાતા લગી એ પરિણામ

## वस्तुनिर्देशात्मक मंगल.

**પદ ૩૩૭.** ( ક્યા કર ભક્તિ કરૂ પ્રભુ તેરી, એ લય )
ઝગહળ હૃદયે ઝળકે ચિતિજ્યોતિ
જ્ઞાનપ્રકાશ અનોકિક કરતી તિમિર નિતાન્ત જ ધોતી,—
સમસર્વત્ર અખડિત એક જ, ચિતિદ્યુતિધારા સ્હોતી,
માયામેશ ન જેમા કદીએ, થશે ન, છે નહિ ને'તી —
અગ અગ નિજ પતગવૃત્તિ જ્યોતિમા પડી ખોતી,
જ્યોતિરૂપ બની રહે પુન ન મળે કદીએ ગોતી —
નિરાવરણ આ દષ્ટિ સકળ સ્થળ, ચિતિવિણુ કાંઈ ન જોતી,
ચિતિપ્રભા વિનસતી ભાસે મતિ આ જ્યા જ્યા પ્રોતી,—
સર્જનશક્તિરૂપે અભ્યતર અણુઅણુમા એ હોતી,
અ ય એ જ નાકરિ જ્યોતિપ્રતિ, સર્વાશે મતિ મ્હોતી,—

## विरहने न विदारनारा इष्टप्रति विरहिणी वृत्तिनां उपालंभ वचनो.

**પદ ૩૩૮.** ( તમે શા માટે શ્યામ મહોલે આવતા નથી, એ લય. )

તમે સંયોગસુખ શાને માણતા નથી,
માણતા નથી, એ સુજાણતા નથી.—
પોઢો સુખસાગરવિષે, પરૂં અમો દુઃખરાન,
રાનનણાં સંકટતણું, તમને ક્યાંથી જ્ઞાન,
મારાં ગણેલાંઓ દુઃખમાં રીબાય ઉરે, એટલું એ ઓછું કેમ આણતા નથી;—

પ્રતિકૂળ પ્રારબ્ધ ને, વર્તમાન દુષ્કૃત્ય,
જેમ ચાહે તેમ જ સદા, કરાવતાં બહુ નૃત્ય,
બાંહ્ય ગ્રહી છે છતાં વહારે ચઢીને વહાલા,
પક્ષ કાં અમારો ત્યારે તાણતા નથી;—

મુખનાં વચનથકી કહો, તમારૂં ' યોગક્ષેમ,—
વહું,' પણ સમય જ આવતાં, કરતા વિપરીત કેમ,
મીઠડા બોલ બોલવામાં છો શૂરા પણ,
સમય આવ્યે તો જાણે જાણતા નથી;—

રોગ, મૃત્યુ, ભય, શોક ને, અતિનિંદિત અવિચાર,—
આદિ જવ અમને પીડે, સત્વર ગ્રહી હથીયાર,
સર્વ એ અમારા શત્રુ હણવાને આવવા,
આપ ધર્મઅશ્વ કાં પલાણતા નથી;—

શુણવી તમ વાત્સલ્યને, ઉપજાવ્યો અતિ મોહ,
[ પછી ] દૃષ્ટિથી પણ દૂર કર્યાં, એ શું નથી તમ દ્રોહ ?
ક્ષણ પણ થઇને રહેલાં જેહ આપનાં,
તેહને વિસારો એહ શાણતા નથી,—

પરમ સ્નેહથી ગ્રથિત થઇ, રહીએ સમીપ સદાય,
એવો અમીરસ ચાખીએ, [ જેથી ] ભેદપણું જ વિલાય,
દિવ્ય પ્રેમજ્યોતિ એક થાય જેથી અંતરે,
એવી શું રીતને વખાણતા નથી;—

અમે પ્રેમી ને આપ છો, શુદ્ધ પ્રેમના દાસ,

પણ ન મળો તેથી લહું, તમમાં કંઇક કચાશ,
હજી પણ જોઇ હૃદય, નાથ ! ના દદરશો તો તો,
જાણશું જે પ્રેમને પીછાણુના નથી;—

---

## सद्विचार ए ज सुखनुं साधन छे.

પદ ૩૩૯. ( મારા સંગી થજો, એ લય. )

હે ! કુવિચારો જરા, ન વિચારો વીરા, સુખનું સાધન સુવિચાર છે.
જન્મમરણની સ્થિતિતણો, વિચારપર આધારજી,
કાં જે જીવનું જગતમાં, એક જ જીવન છે સુવિચાર;———
સુવિચારે કરી થાય છે, શરીર આકૃતિ ભવ્યજી,
કાં જે શરીરકેરૂં છે, સુવિચાર પોષકદ્રવ્ય;———
શરીરમાંહિ ટકાવવા, સુધારવા આ પ્રાણજી,
એક જ આખા વિશ્વમાં, છે સુવિચાર અમૃતખાણ;———
મનની શક્તિ વધારવા, આધ્યાત્મિક બલઅર્થજી,
સાધનમાં એક નથી, સુવિચારતુલ્ય સમર્થ;———
કરીએ તીવ્ર વિચાર જે, વળી આતુરતાસાથજી,
સૂક્ષ્મ અદશ્ય મહાન્ બલ, વીંટળાઇ રહે તેની સંગાથ,———
જે બળ વિદ્યુતવેગથી, પણ બહુ પ્રબળ ગણાયજી,
તે બળથી આપણ અને, આપણું ધ્યેય ઝટ સંધાય;———
વિચારકેરી સૂક્ષ્મ ગતિ, જ્યારે અતિશય થાયજી,
આત્મપ્રદેશે જઇ ભળે, તત્ર ધ્યેય એ બની જાય.———
છૂટા જળકણનો સમૂહ, એ જ બરફ કહેવાયજી,
વિચારકેરા સમૂહ એ, ધ્યેયરૂપે પરિણત[1] થાય;-
સ્થૂલ કાર્યના અવયવો, માત્ર વિચાર ગણાયજી,
તેને જોવા જોઈએ, તેની મૂર્તિ પ્રકટ કરાય;-
આથી જે ઇચ્છા રહે, કરવાને પ્રત્યક્ષજી,
તેવા વિચાર સેવવા, કરશો કદી ન અલક્ષ;-

---

## प्रेमी वृत्तिनी इष्टप्रति प्रेममय परुषोक्ति.

પદ ૩૪૦. (તમે શા માટે શ્યામ મહોલે આવના નથી, એ લય.)

તમે અવધૂત યોગી આવા ક્યારના થયા,

---

૧ પરિણામ પામે.

ક્યારના થયા, રસિક શું મટી ગયાઃ—
પ્રેમામૃત જેમાં નથી, કેવળ વિરાગવિષ,
સકળ જગતને દિવસ જે, તે જેને મન નિશ,
કેવી વિહારસ્થાન બીજાં ત્યજીને, ઋષિ–
મુનિઓને લુખે હૃદય આપ તે રહ્યા,—તમે૦
તનમનને નિત્યે દમે, વહાલો જેને યોગ,
શમદમાદિ સાધનવિષે, નિત્ય રહે જે લોક,
છોડી કુસુમશય્યા, એવા હૃદયઅરણ્યે,
શી રીતે આપે નિવાસને ચહ્યા,—તમે૦
મોહક કામથકી ભર્યાં, જેનાં મનહર નેણ,
જેના મુખમાંથી ઝરે, ચંદ્રકિરણસમ વેણ,
તેને ત્યજી શો રસ લાગ્યો જે આપે,—
કર્કશ આ વેદવચનબાણને સહ્યાં,-તમે૦
વાર્તાનંદવિષે અમે, વદીએ કરી સ્મિત ગાન,
(પેલા) જંગલવાસી જડ સમા, સદાય રહેતા મૌન,
તેઓ શું લાગ્યો રસ, એમની જ વાતમાં, જે,
ત્યારથી અમોથી અબોલણાં ગ્રહ્યાં તમે૦
જેના ઉરમાં છે નહિ, લેશ કદાપિ કામ,
તેમાં તે શું ચાખવા, ચમીયા સુંદરશ્યામ,
જાણું અમોને તમે દહેવાને કાજે,
સુકેલ કાષ્ઠ ત્યાં શોધવા .
સિદ્ધિ સર્વ ભલે ભજે, સિદ્ધોવિષે પ્રચીત
જ્ઞાનસિંધુ વાળો ભલે, જ્ઞાનીના પ્રતિ [
પણ અખંડ વહેતું એક પ્રેમતણું ઝરણું,
અમપ્રતિ વાળજો
યોગીઋષિમુનિજ્ઞાનીને, દો જે ઇચ્છે
તદ્વત્ અમને પણ દીયો, શુદ્ધ આ .
નરહરિ દયાનિધિ મનમાં ન આણશો,
આવેશમાંહિ અમે

## જે તે વિષયના સંસ્કારોને વગરવિચાર્યે પોતાનામાં ગ્રહણ કરતા અવિવેકી મનને બોધવચનો.

**પદ ૩૪૧.** ( સ્વરૂપને ના લહ્યું રે, ત્યાં લગી, એ લય. )

મનમાંહ્યલા ! ભાળજે રે, તું છબી લે શાની રોજ.
આહ્યક્રિયારૂપ યંત્ર તારૂં તું ગોઠવે ઉત્તમ રી,
ઉચ્ચ પદાર્થની છબી જાણે તું લેતું હોય તેમ રી,
પણ તુજ યંત્રની ભીતરના, કેન્દ્ર[1] કાચની માંહ્ય,
જાણે છે કે શા પદાર્થનું, પરાવર્તન[2] જ થાય ?—
નેત્ર મીંચી જપ કરવા બેસે, આસન વાળી રી;
બાહ્ય ક્રિયા (તું) એટલી કરે ઉત્તમતાવાળી રી,
પણ પછી થાતા જો હશે, અંતર વિચાર ક્લિષ્ટ,
તુજ કાચે તવ જાણજે, નહિ ઉતરે તુજ ઇષ્ટ;—
નિદ્રા લેવા કોમલ શય્યા કરી તું પોઢે રી,
સુંદર ઓશીકાં ને સુંદર, વસ્ત્રો ઓઢે રી,
પણ ચિંતા વ્યાકુલતા,—તણા વિચાર કરીશ,
નિદ્રાની ઉત્તમ છબી, તવ નહિ લેઇ શકીશ;—
ભિલષ્ટ પુષ્ટ થવાને, કાજે, શ્રેષ્ઠ અન્ન લે રી,
ફલાહાર લે કે ઉપવાસે, કે દુધપર રહે રી,
અલ્પ કદી આહાર લે કે, જમે ગળાસુધી ઠેઠ,
પણ તુજ સ્થૂલ જોતાં સુકા, પગ ને મોટું પેટ;—
વાંચે 'ભામિનીભૂષણ', કે કદી 'મહાકાલ', તું રી,
કંઠેથી તું ગાય ભજે પદ, 'વાણીવિલાસ' તું રી,
પણ જ્યાં સુધી નવ ઉતરે બોધ ક્રિયાની માંહ્ય,
ત્યાં સુધી તારા કેન્દ્રમાં, રૂડી છબી ન લેવાય,—
'જયસિ નૃસિંહ ગુરો', કહી આરતી નિત્ય ઉતારે રી,
'કર્મોં ન કામ્ય કરીવાં, કહી પુષ્પાં-જલિ ઉચ્ચારે રી,
સાષ્ટાંગો લાંબા, થઇ કર્યાં કરે તું અપાર,
પણ તેનું સત્ફલ હજી, મળે ન કાં તે વિચાર;—
દઢ ભાવથી તું અખંડ ચિંતન જેનું સેવે રી,
અંતરના ઉંડા સંસ્કારથી ગ્રહણ કરે જે રી,
ઉરમાં આતુરતા ધરી, જેહ જુએ હે મિત્ર !
તેવું તારા કેન્દ્રમાં, પડતું છાયાચિત્ર[3];—

---

૧ ફોકસ (Focus). ૨(Reflection) પ્રતિબિંબ. ૩ છબી.

ક્યારના થયા, રસિક શું મટી ગયા—
પ્રેમામૃત જેમાં નથી, કેવળ વિરાગવિષ,
સકળ જગતને દિવસ જે, તે જેને મન નિશ,
દૈવી વિહારસ્થાન બીજાં ત્યજીને, ઋષિ-
મુનિઓને લુખે હૃદય આપ તે રહ્યા,—તમે૦
તનમનને નિત્યે દમે, વહાલો જેને યોગ,
શમદમાદિ સાધનવિષે, નિત્ય રહે જે લોક,
છોડી કુસુમશય્યા, એવા હૃદયઅરણ્યે,
શી રીતે આપે નિવાસને ચહ્યા;—તમે૦
મોહક કામથકી ભર્યાં, જેનાં મનહર નેણ,
જેના મુખમાથી ઝરે, ચંદ્રકિરણસમ વેણ,
તેને ત્યજી શો રસ લાગ્યો જે આપે,—
કર્કશ આ વેદવચનબાણને સહ્યાં;-તમે૦
વાર્તાનંદવિષે અમે, વદીએ કરી સ્મિત ગૌણ,
(પેલા) જંગલવાસી જડ સમા, સદાય રહેતા મૌન,
તોએ શું લાગ્યો રસ, એમની જ વાતમાં, જે,
ત્યારથી અમોથી અબોલણાં ગ્રહ્યાં,—તમે૦
જેના ઉરમાં છે નહિ, લેશ કદાપિ કામ,
તેમાં તે શું ચાખવા, વસીયા સુંદરશ્યામ,
જાણું અમોને તમે દહેવાને કાજે,
સુકેલ કાઇ ત્યાં શોધવા વહ્યા,— તમે૦
સિદ્ધિ સર્વ ભયે ભગે, સિદ્ધોવિષે ખચીત,
જ્ઞાનસિંધુ વાળો ભયે, જ્ઞાનીના પ્રતિ નિત્ય,
પણ અખંડ વહેતું એક પ્રેમતણું ઝરણું,
અમપ્રતિ વાળજો આણીને દયા;— તમે૦
યોગીઋષિમુનિજ્ઞાનીને, દો જે ઇચ્છે જેમ,
તદ્વત્ અમને પણ દીયો, શુદ્ધ આપનો પ્રેમ,
નરહરિ દયાનિધિ મનમાં ન આણશો,
આવેશમાંહિ અમે વચન જે કહ્યાં, તમે૦

---

## જે તે વિષયના સંસ્કારોને વગરવિચાર્યે પોતાનામાં ગ્રહણ કરતા અવિવેકી મનને બોધવચનો.

**પદ ૩૪૧.** ( સ્વરૂપને ના લહ્યું રે, ત્યાં લગી, એ લય. )
મનમાંહ્યલા ! ભાળજે કે, તું છબી લે શાની રોજ.
બાહ્યક્રિયારૂપ યંત્ર તારૂં તું ગોઠવે ઉત્તમ રી,
ઉચ્ચ પદાર્થની છબી જાણે તું લેતું હોય તેમ રી,
પણ તુજ યંત્રની ભીતરના, કેન્દ્ર[1] કાચની માંહ્ય,
જાણે છે કે શા પદાર્થનું, પરાવર્તન[2] જ થાય ?—
નેત્ર મીંચી જપ કરવા બેસે, આસન વાળી રી;
બાહ્ય ક્રિયા (તું) એટલી કરે ઉત્તમતાવાળી રી,
પણ પછી થાતા જો હશે, અંતર વિચાર ક્લિષ્ટ,
તુજ કાચે તવ જાણજે, નહિ ઉતરે તુજ ઇષ્ટ;—
નિદ્રા લેવા કોમલ શય્યા કરી તું પોઢે રી,
સુંદર ઓશીકાં ને સુંદર, વસ્ત્રો ઓઢે રી,
પણ ચિંતા વ્યાકુલતા,—તણા વિચાર કરીશ,
નિદ્રાની ઉત્તમ છબી, તવ નહિ લેઇ શકીશ;—
બિલષ્ટ પુષ્ટ થવાને, કાજે, શ્રેષ્ઠ અન્ન લે રી,
ફલાહાર લે કે ઉપવાસે, કે દુધપર રહે રી,
અલ્પ કદી આહાર લે કે, જમે ગળાસુધી ઠેઠ,
પણ તુજ સ્થૂલ જોતાં સુકા, પગ ને મોટું પેટ;—
વાંચે 'ભામિનીભૂષણ', કે કદી 'મહાકાલ', તું રી,
કંઠેથી તું ગાય ભલે પદ, 'વાણીવિલાસ' નું રી,
પણ જ્યાં સુધી નવ ઉતરે બોધ ક્રિયાની માંહ્ય,
ત્યાં સુધી તારા કેન્દ્રમાં, રૂડી છબી ન લેવાય;—
'જયસિ નૃસિંહ ગુરો', કહી આરતી નિત્ય ઉતારે રી,
'કર્મો ન કામ્ય કરીયાં, કહી પુષ્પાં-જલિ ઉચ્ચારે રી,
સાષ્ટાંગો લાંબા, થઇ કર્યાં કરે તું અપાર,
પણ તેનું સફલ હજી, મળે ન કાં તે વિચાર;—
દૃઢ ભાવથી તું અખંડ ચિંતન જેનું સેવે રી,
અંતરના ઉંડા સંસ્કારથી ગ્રહણુ કરે જે રી,
ઉરમાં આતુરતા ધરી, જોઇ જુએ હે મિત્ર !
તેવું તારા કેન્દ્રમાં, પડતું છાયાચિત્ર[3];—

---

૧ ફોકસ (Focus). ૨(Reflection) પ્રતિબિંબ. ૩ છબી.

## સ્વદોષને ગુણરૂપ માનનાર મિથ્યાભિમાની જીવને ઉપદેશ.

**પદ ૩૪૨. ધવળ ( ઘડપણ કેણે મોકલ્યુ, એ લય )**

ડહાપણ ક્યાંનુ આવીયુ, દોઢ ડાહ્યા ઓ જીવ ! તારી માય
શરીર એ મારૂ નથી ને, હુ શરીરથી ભિન્ન,
એમ તુજ મહોડે કહે છે, પણ શા બીજા દીસે આ ચિહ્ન, ડહાપણ૦
જો તને ચિંતા થતી તો પ્હેલો શરીરથી લેવાય,
દુ ખી થતો વ્યાધિ થતા રે, ભય જોઈ કંપી ઉઠે તારી કાય ડહાપણ૦
છે મમત્વ રહ્યું શરીરે, જરૂર એની જણાય,
પ્રથમથી એ સુધારતારે, કહેને ચુક તને શી થાય, ડહાપણ૦
શરીરની સભાળ ન રાખે, યુવાવસ્થામાંય,
પછીથી વાળ ધોળા થતા રે, તુ તો કલ્પને કરવા જાય, ડહાપણ૦
ઉપરથી તુ એમ કહે કે, ધન છે દુ ખનુ દ્વાર,
પણ તેની પ્રાપ્તિતણા રે, કરતો યત્ન તુ નિત્ય હજાર, ડહાપણ૦
પત્નીની ગીપમા ભરવાનુ કહેતા, કહેતુ તત્ક્ષણ છિટ્,
અધિકની આશા ધરીરે, ઝટ લઇ આવે લૉટરીની ટીકીટ ડહાપણ૦
દાન કે નિજ ભોગ અર્થે, ધનની હોય જરૂર,
સ્પષ્ટ કા ન ક્બૂલ કરે રે, કહેને શીદ છૂપાવે છે ઉર, ડહાપણ૦
ગુરુસમીપ તુ બેશી ગુરના, નિત્ય કરતો વખાણ
ભક્તિ ને શ્રદ્ધાતણીરે, જાણે હોય તુ મોટી ખાણ ડહાપણ૦
પણ બીજા આગળ તુ નિત્યે, કહેતો ગુરના દોષ
દુષ્ટ વૃત્તિ એની કરી રે, પાછો ગણતો તુ તુજને બાહોશ, ડહાપણ૦
હોય નહિ શ્રદ્ધા કદી તો, ગુરનિકટ શીદ જાય,
તુજને મનથી જે રુચેરે, તેવા માર્ગે તુ કા ન પળાય ડહાપણ૦
સત્ય જે ભાસે તને, નિ શંક થઇને એમ,
ધારણ કરતો દંભને રે, જા જા બળીરે એ તારી ટેવ ડહાપણ૦
દંભરહિત સરળ હૃદયમા, થાય સત્યપ્રકાશ,
કપટતણુ ડહાપણ તજી રે, દે ઉર સરળ ક્રિયાને અવકાશ, ડહાપણ૦
પ્રાપ્ત હોય વિવેક ને વળી, પ્રાપ્ત જે સુવિચાર,
ભયરહિત થઈને પછી રે, કરજે વર્તન તદનુસાર, ડહાપણ૦

---

## જીવત્વભાનને સંરક્ષી રહેતા જીવને પ્રબોધ.

**પદ ૩૪૩ ( તમે શામાટે શ્યામ, એ લય.)**

તમે શામાટે જીવભાન ભૂલતા નથી,

ભૂલતા નથી કે ભૂલાવતા નથી;—
રોગ મૃત્યુ વાર્ધક્ય જે, જીવત્વનણા વિચાર.
તનુ દુર્બળ રાખે છતાં, કાં ન વિસારો યાર,
અજર અમર નિજ સ્વરૂપ સ્મરી કાં,
મદમત્ત હસ્તિપેરે ઝુલતા નથી;—

ભય ચિંતા મમતા, તથા—ધનનો અતિ સંકોચ,
અવશ્ય દુઃખ ઉપજાવતો, ધર્મ એ જીવત્વનો જ,
વિચારી અનવધિ સ્વરૂપસંપત્તિને,
સ્વરૂપઐશ્વર્યમાં કાં ફુલતા નથી;—

ત્રિવિધિ તાપથી તમ હો, શાંતિ ન જો ઉરમાંહ્ય,
જીવત્વનો ગુણ એ લહો, ત્યાં ટકશો ન જરાય,
શાંતસ્વરૂપ નિજ આત્મામાં આવજો,
સંતોષ કે જ્યાં વ્યાકુળતા નથી;—

ક્લેશ દુઃખ અજ્ઞાનને, વિપત્તિમાં નિશદિન,
રહેતું શું નથી ભાસતું, અંતર અખંડ ખિન્ન,
એવું એ જીવપણું છોડી સ્વરૂપમાં,
ભળવા હજી કાં કબૂલતા નથી;—

પ્રેમ સ્વરૂપવિષે રહ્યો, જીવત્વમાં છે દ્વેષ,
સ્વરૂપ એક અશેષ છે, જીવત્વમાં છે શેષ,
પૂર્ણ પ્રસન્નતા છે માત્ર સ્વરૂપમાં.
જીવત્વે સાચી પ્રફુલ્લતા નથી,—

જીવપણામાં પ્રકટતું, અસત્ય અશુભ અહિત,
સત્ય, શુભ, હિત છે રહ્યું, સ્વરૂપે સન્નિહિત[1],
પ્રતિકૂલતામાત્ર સ્વરૂપથી દૂર રહે,
જીવત્વે કશી અનુકૂલતા નથી;—

અવનતિકેરી ખાણ છે, જીવોતણું જીવત્વ,
ઉન્નતિકેરું શિખર છે, સત્યસ્વરૂપ શિવત્વ,
સ્વરૂપે રહી અમર્યાદ વિશાલતા,
જીવત્વમાં કશી વિપૂલતા[2] નથી;—

મેળવવા હકદાર છો, તમે સ્વરૂપસામ્રાજ્ય,

૧ નિકટ. ૨ બહોળાપણું.

તત્પર છે નરહરિ પ્રભુ, દેવાને તે આજ,
સ્વરૂપસંપતિની સાચી મુદીને,
તો પછી સદ્ય કાં વસૂલતા[1] નથી;—

## સાચા સ્નેહીનું વર્તન કેવું હોય છે.

પદ ૩૪૪. (વૈષ્ણવ પ્રાણથકી મને પ્યારા, એ લય.)

સ્નેહસ્નેહીને હૃદય[]એક જાણે,
એને લુખું હૃદય શું પ્રમાણે ?— સ્નેહ૦
ઘરનું પક્વાન પણ ફીકું લાગે, લાગે મીઠાશ સ્નેહીખાણે,
રંભાનું ગાન પણ નીરસ જ લાગે, રીઝે એ સ્નેહીના ગાણેરે; સ્નેહ૦
પોતાને ગમતું, પોતાને ન રુચે, રુચતું જે સ્નેહી વખાણે,
ઉચ્છિષ્ટ કોઇનું ખાતો ન, તે જમે, સ્નેહી સાથે એક ભાણે રે;—
માતાપિતા કે સ્વજન, ગુરુ કહે, પણ તેમાં સ્નેહીનું તાણે,
હરઘડી જીભપર નામ જ આવે, સ્નેહીનું જાણ્યે અજાણ્યે રે;—
બીજાની આંગળી અડકી જો હોયે, ઘાવ થયો એમ માણે,
કોમલ પુષ્પની વૃષ્ટિ લહી રીઝે, સ્નેહી જો વીંધે બાણે રે;—
સ્નેહીને સંપૂર્ણ સંતુષ્ટ રાખે, તન તથા મન અને નાણે,
સ્નેહમાં તે મોટી બરણી ઉપાડી લાવે, ચાલતું હોય જો ચલાણે રે;—
રાજ્યાસન મળે પોતાને (તો) તે પર, બેસાડે સ્નેહીને તે ટાણે,
શૂળીઉપર આપે ચઢી જાય, તે તો સ્નેહીને ઠેકાણે રે;—
દુઃખ ગમે એવું હોય પણ સ્નેહીપ્રતિ જાતો ન મ્હોડે કટાણે,
રાત્રિએ સ્નેહી કદી મળવાનો હોય તો, વાટ જુએ તે વહાણેરે;—
આનંદકેરા સ્થાનમાં તે તો, સ્નેહીને મોકલે પરાણે,
સ્નેહીના બદલામાં સ્નેહને અંગે, પ્હોંચી તે જાનો મશાણે રે;—
સ્નેહીને ભેટતાં પોતાનામાં, જીવન રેડાતું હોય જાણે,—
એમ તે પ્રેમથી મસ્તક સુંઘતો, અમૃત અહેતો જાણે ઘ્રાણે[2]રે;—
સર્વમાં જાતે કષ્ટ સહે ને, સ્નેહી જે ઇચ્છે તે આણે,
સ્નેહીને હાંવડે રત્ન દીયે ને, પોતે રાજી રહે પહાણે રે;—
સાચાં સ્નેહીનાં અદ્ભુત જીવન, લખીયાં છે શાસ્ત્ર ને પુરાણે,
જેનું હૃદય સ્નેહસરિતામાં ઝીલે, કેવળ તે જ પીછાણે રે;—

---

૧ વસૂલ કરતા. ૨ વાસવડે.

## દૃશ્યમાંથી દૃશ્યત્વમતિ ત્યાગ કરનાર પુરુષો દૃશ્યમાં રહેતા છતાં દૃશ્યથી નિર્લેપ રહેછે.

૫૬ ૩૪૫. (મારા સંગી થજો, એ લય.)

વીરા ડરશો નહિ, ભય ઉર ધરશો નહિ, રમતા લહી અમને દૃશ્યમાં.
હોથી સરખા પૂરવિષે, નદીમાં જાય તણાઈ જી,
માછલું નિર્ભય વિચરે, વિપરીત, પૂરની પણ માંહિ; વીરા૦
દશેદિશ હોયે સળગતી, અગ્નિકેરી જ્વાળ જી,
પણ તેમાંથી ઉગરે, માંજારીકેરાં બાળ; વીરા૦
ભયે વિષય લપટાવતા, બીજાને નિજમાંહિ જી,
અમને ન લપટાવી શકે, (જેમ) અગ્નિ ઉધેઇ શકશે ન ખાઇ, વીરા૦
વિષયોમાં રમતાં છતાં, વિષય અમને ગ્હાય જી,
પોતાને પકડી શકે, શું નિજ નિકટવર્તી થાય ? વીરા૦
વિષયી જોતા વિષયને, ઉપરથી હે ભ્રાત જી !
ગર્ભભાગ એનો અમે, જોઇ રહીએ સદા રળીયાત, વીરા૦
વિપરીત ભાસે અન્યને, અમને દૃશ્ય પ્રપંચ જી,
સ્વરૂપધન જેમાં રહ્યુ, એવો દીસે અદ્ભુત સંચ, વીરા૦
અન્ય જીવોને વિષયનો, વિષયરૂપે રહે ભાસ જી,
પણ અમને એ ભાસતો, એક જ સ્વરૂપવિલાસ; વીરા૦
પિતૃદૃષ્ટિથી ભાસતી, અમુક વ્યક્તિ પુત્ર જી,
પતિરૂપે તે ભાસતી, જ્યારે જુએ તેનું કલત્ર[1], વીરા૦
વિષયી જોતા વિષયને, જે દૃષ્ટિથી નિત્ય જી,
તેવી દૃષ્ટિ ન્યાળવા, અમને નથી કિંચિત; વીરા૦
નદીમાં તો તૃણ પણ વહે, રહે નદીમાં ખડક જી,
તેમ જ તારો પણ રહે, એ જલવિષે બેધડક, જીરા૦
પણ તૃણની પરવશ ગતિ, જડજેવો છે ખડક જી,
તારાની ગતિ સ્તુત્ય છે, એને મન છે જળ તો સડક, વીરા૦
વિષયીની ગતિ તૃણસમી, પામર ખડકસમાન જી,
દ્રષ્ટારૂપ તારો રહે, ખૂંડે કદી ન ભુલી ભાન, વીરા૦
એવી સ્થિતિમાં વિષય આ, વિષયરૂપે ન જણાય જી,
(કાં જે) જેવા ચિંતનથી જુએ, દ્રષ્ટા તેવું દૃશ્ય લહાય, વીરા૦

---

૧ સ્ત્રી.

## सर्वदा विजय अर्पता इष्टश्रीने अभ्यर्थना.

પદ ૩૪૬. ( વાલમજી વ્હેલા વળજો રે, પાયે પડું છું, એ લય. )

નિષ્ફલતા નાથ ન દેશો જી, કાર્ય કશામાં,
સંભાળ મારી પ્રભુ લેશો જી, જીવદશામાં.
સામર્થ્યતણી મુજ હાથે, હે નાથ ! નથી એક કોડી,
પણ ઉભે બજારે દોડી,–વૃત્તિ દોડી રે; કાર્ય૦
હું અલ્પજ્ઞાન ગુણવાળો, પણ મોટા કાર્યે ધાયો,
લહી સમર્થ આપનો સાથો;—
છે શક્તિ મારી થોડી, પણ હામ બીડી મેં ભારી,
શિરઉપર આપ વિચારી;--
તનનું આરોગ્ય છે કેવું, ખરૂં, તે તો હું નવ પ્રીછું,
બીજાને દેવા ઇચ્છું;—
મનની સર્વોત્તમ શક્તિ, મારામાં પ્રભુ અધૂરી,
દેવા ચહું અન્યને પૂરી;—
દૈવી આધ્યાત્મિક શક્તિ, થોડી જ છે મુજમાં ને,—
દેવા ચહું અધિક બીજાને;
સંપત્તિ મુજને આપે, થોડી દીધી કહું લજી,
ચહું અન્યને દેવા ઝાઝી;--
મુજ કાજે શુભને દેવા, કરતો નથી પ્રભુ તાણું,
બહુ બીજા કાજે માગું, હું બહુ માગું રે;--
જગમાં હું જ્યાં જ્યાં જાઉં, આનંદ ત્યાં પ્રભુ કરજો,
ભય, શોક, તાપ સહુ હરજો;--
હું કાર્યસિદ્ધિને કાજે, નીકળ્યો દો આશીર્વાદો,
મુજ શુકને આપ જ આવો;--
જ્યાં પ્રકટ આપ પ્રભુ રાજે, ત્યાં વિઘ્નવ્યાધિ શું થાતા ?
કે દુઃખ દારિદ્ર જણાતાં, કે શું જણાતાં રે ?—
અથવા અલ્પજ્ઞપણું કે, શું અલ્પશક્તિપણું રહેતું !
મારૂં મન તો નથી કહેતું, હા નથી કહેતું રે,—
તો જે પીડ આપ ન રાખો; તે મુજને શીદ જ આપો,
એ માટે વારસ સ્થાપો, મને શું સ્થાપો રે ?—
જે લાભપ્રદ તે લો છો, મુજને દીધો છો હાનિ,
એ નીતિ કહોને ક્યાંની;—

હું પૂછું તમને, ખોટું, સઘળું જ મુજને દેશો,
પછી હું કોનો એ કહેશો, કે 'જરી કહેશો કે ?—
હું સર્વાંશે જ તમારો, એમ જ કરે છે જ્યારે,
'તમ ધર્મ તમારે દ્વારે,'[1] તો તમ દ્વારે કે;—
ઈશની દશામાં મુજને, મળશે સફળતા ભારી,
દો ઉંચ્ચત્વે તો બલિહારિ,—
હે સઉ સિદ્ધિપ્રદ સ્વામિ ! મુજને ન હવે આમળતા,
સઉ કાર્ય દીધો સફળતા;—

---

## निर्वेदवादीथी निरंतर दूर रहेवा हितवचनो.

પદ ૩૪૭. (તમે શા માટે શ્યામ એ લય.)

પેલા નિર્વેદવાદીને બોલાવશો નહિ,
બોલાવશો નહિ, તમે ફાવશો નહિ; પેલા૦
શુભમાં પણ એ સર્વદા, અશુભ જ જોતો હોય,
હસવાકેરા વિષયમાં,—પણ એ રોજ જ રોય;
સઉમાં શંકાશીલ એની પાસે શંકાની,
ખાળકુંડીને ડોળાવશો નહિ, પેલા૦
નિર્ભયતા જ્યાં હોય ત્યાં, ભયનો કરતો ભાસ,
જ્યાં હોય વૃદ્ધિ બની રહી, ત્યાં તે લહે વિનાશ;
નિર્ભ્રાન્ત એવા તમ હૃત્પાત્રમાં એની,—
પાસે ભ્રાંતિવિષને ઘોળાવશો નહિ, પેલા૦
પ્રવર્તતો આનંદ જ્યાં, ત્યાં તે લહેતો ખેદ,
જ્યાં મુક્તત્વ અખંડ છે, ત્યાં તે જોતો કેદ,
આપણા કર્તવ્યમાં યોગ્ય અયોગ્યનું,
એની પાસે તાજવું તોળાવશો નહિ; પેલા૦
પુષ્કળતા એ નહિ જુએ, ધરે નહિ ઉત્સાહ,
શાંતિતણા પ્રસંગમાં, પણ પ્રકટાવે દાહ;
કોઈ પણ કામમાં વિજય ચહો તો એની,
બુદ્ધિનો તોબરો ખોલાવશો નહિ; પેલા૦
પ્રમાદ, નિષ્ફલતા તથા, વ્યાકુલતા દૌર્બલ્ય,
અશ્રદ્ધાનું છે રહ્યું, એના ઉરમાં શલ્ય,

---

૧ 'તેરા ધર્મ તેરે દ્વાર' એ ન્યાય.

એવું વચન શુણી, પ્રભુથી તમારી,
શ્રદ્ધાભક્તિને ડોલાવશો નહિ; પેલા૦
અનિર્વેદવાદીતણો, સદાય કરજો સંગ,
લગાડશે તમને સદા, સાચા સુખનો રંગ,
નિર્વેદવાદીગીધપાસે કદાપિ,
કાળજું તમારૂં ફોલાવશો નહિ; પેલા૦

---

## प्रेममत्त वृत्तिनी इष्टप्रति प्रेममय सोल्लुंठनोक्ति.

**પદ ૩૪૮.** ( માને તમારૂં તે તો ઘેલડી, એ લય. )

શિરજોરી શાના ઉપર આવડી, કહોને શ્યામ, શિરજોરી શાના ઉપર આવડી.
મહેનત કરી મારી મેળે હું આવી છું,[1] કંઇ પકડી આણી નથી બાવડી;—
મેં રીઝવ્યા છે તમને જપતપ કરીને, કાંધે ચઢાવીને કાવડી[2];—
સંસારસાગર તરવાને કાજે, આપે તો આપી નથી નાવડી;—
સુખના સાગર તમને કહે પણ મુજને, દેખાડી ન સુખની તલાવડી;—
રાચરચીલાં [3] ઘરે મેં છે વસાવ્યાં, આપે તો આણી નથી તાવડી;—
મારા રોકયા [4]ક્ષણ રોકાતા છો ન જ્યાં, રમરે કે ત્યાં ચાલ્યા ચઢી પાવડી;
શાપર આટલો હુકમ ચલાવતા, હજી તો કીધી નથી સુવાવડી;[5]—
શાંતિજનક સ્થાન ઇચ્છવા આવ્યા તવ, મોહ્યા'તા જોઇ મારી વાવડી;[6]
પ્રેમની પોથી તો પઢેલા જણાતા નથી, વઢવાની રીત એક આવડી;—
જીવન! ઝાઝું હવે નહિ તાવશો, દુઃખી થશે મારી માવડી;—
જેના પર જોર કરો ઓળખો જરા તો તેને, એ તે છે આખલો કે ગાવડી;

---

## परमात्मा निरंतर हितकर ईप्सितार्थ आपता छतां अविवेकी जीवो पोताना तालावेलीया स्वभावथी ते जोइ शकता नथी.

**પદ ૩૪૯.** ( દિલ મારૂં માને નહિ, એ લય. )

એક ભુખ્યો ભિક્ષુક, ભુખ ભાગવાનું માગવા, આવ્યો શ્રીમંતના દ્વારમાં.
કહે યાચી, એ કરગરી, જાઉં ભુખે મરી, પામ્યો ન અન્ન દિન ચારમાં,

---

૧ પ્રયત્નના પરિણામે. ૨ ગંગાજળ આદિને કાવડવડે લઇ જવા લાવવારૂપ તપ. ૩ વિવિધ સદ્ગુણો. ૪ ધ્યાનકાલે. ૫ તત્ત્વરૂપ બીજના દાનવાળી. ૬ અભ્યંતર પ્રદેશ.

શ્રીમંતને આવી દયા, ને દ્વારથી ઘરમાં ગયા,
ઉત્તમ પ્રતિની બદામનો, મૂઠો ભરી એક લાવીયા;
ભિક્ષુકના ખોળાવિષે, એ નાંખી સદ્ય જતા રહ્યા,
નવ ઓળખ્યું, તેને નિરાશાના વિચાર ઘણા થયા.
'અરે મેં શું માગ્યું, ને એણે શું આપ્યું, આ' પડીયો એવા એ વિચારમાં;-
શું હાસ્ય કીધું માહરૂં, ક્રોધે ભરાયો એ લહી,
લહી કાઇ, ભાગી નાંખવા, એહો ચીડઇ પથ્થર લઇ;
પણ ભાગતાં તેમાંથી તો, એક બીજ આખી નીકળી,
નહિ કઠિન, દાંતે ચવાય એવી, (ને) સ્વાદમાંહિ જરા ગળી;
પછી પામી સંતોષ તૃપ્તિ તેણે તેનો ઉપયોગ કીધો આહારમાં;—
પછી તે વિચાર કરે 'અરે, આમાં નહિ હું જોત જો,
બહુ યાચવાનો શ્રમ કરી, ભૂખે મુઓ હું હોત તો;
જાણ્યો ધનાઢ્યે માહરા, અભિલાષકેરા વિષયને,
ભુખને હરણ કરનાર ઉત્તમ વસ્તુ તો દીધી મને,
સદા સર્વ થાજો ફલીભૂત ઇચ્છા, એની પરાર્થ વ્યવહારમાં; —

આમ જ પ્રભુ પણ આપતા, જે વિષયની ઇચ્છા રહે,
પણ ધૈર્ય ધરી શું આપીયું, તેને ન તે પૂરૂં લહે;
ઉપરથી દુઃખરૂપ ભાસતો, એવો પ્રસંગ મળે કદી,
નિજ હિતતણી મિજ તે મહિ, રહી હોય છે નિરખે યદિ[1];
હોય અગ્નિમાં પાણી એવી વસ્તુ વિચિત્ર તો, મળતી પ્રભુના બજારમાં,—
અંતરતણી ઇચ્છા સફળ સત્વર થવાના સમયમાં,
વિપરીત કોઇ પ્રસંગ આવે, જે ન ઇચ્છયો હૃદયમાં;
પણ તે નિહાળી એકદમ, નિજ ધૈર્યને ત્યજવું નહિ,
નવ જાણીએ કાં જે રહ્યું છે, શુભ શું તેની મહિં,
પ્રભુ તો છે સર્વજ્ઞ, આપે ન અનુચિત, રહીને કદાપિ ખારમાં;—
પ્રતિકૂલ પ્રસંગ બને તદા, નિજ ધૈર્યરૂપ પથ્થરવડે,
તે ફોડતો તેમાંથી તો, ભુખ ભાગનારી મિજ જડે;
માટે ન કદી કાયર થવું, ઇચ્છાવિરુદ્ધ પ્રસંગથી;'
જેમ દેશ આ જાગ્રત્ થયો છે, બંગકેરા ભંગથી;
ધરી શ્રદ્ધા રહે તો,'પ્રભુ તે પ્રસંગને, દેખાડે હિતના આકારમાં;—

---

૧ જો.

## भक्तिमती वृत्तिनुं स्वमंदिरमां इष्टश्रीने निमंत्रण.

**પદ ૩૫૦.** ( તમે શામાટે શ્યામ, એ લય. )

જરા મારા મંદિરમાંએ આવતા જજો,
આવતા જજો, મને ભાવતા જજો;— જરા૦
કંઇક કાળથી વાટ હું, નિત્ય તમારી જોઉં,
પળતા અન્ય સ્થળે લહી, નયન ભરી ભરી રોઉં;
આવી જરાક ઉરે અસહ્ય પ્રકટેલી,
વિરહની જ્વાળા બુઝાવતા જજો;— જરા૦
આતુર અતિ આ મન રહ્યું, પ્રેમવચનને કાજ,
એક ક્ષણ આવી જજો, મન ગમતા મહારાજ;
બીજું કશું ભલે બોલવા ઉભા ન રહો,
(પણ) સૌંજ પ્રેમમંત્રને શુણાવતા જજો;— જરા૦
હૃદય પરિતાપે ભર્યું, (એથી) રુચે ન તમને એહ,
લહી ચંદન આ ચોપડ્યું, થાવા શીતળ દેહ,
કરણા કરી અનવધિ અલબેલડા,
હૃદયશું આ દાસીને દબાવતા જજો;— જરા૦
નેત્ર ભરીને ન્યાળજો, ભલે પ્રિયતમા અન્ય,
એક ક્ષણ જોશો મને લહીશ મુજને ધન્ય,
કમલનયન! મુજ આંગણેથી જાતાં,
અણીઆળી આંખને લડાવતા જજો;— જરા૦
અખંડ અન્ય સ્થળે રમો, પણ પ્રસન્ન થઇ આજ;
એક ક્ષણ પ્રભુ આવજો, શું કહું મૂકી લાજ,
મનની તે વાત મુખે બોલાતી છે ન વહાલા,
અંતરની તૃપ્તિ કરાવતા જજો;— જરા૦

---

## वस्तुसाक्षात्कारमां बाह्योपाधिनो त्याग हेतुभूत नथी पण अंतरोपाधिनो त्याग ज हेतुभूत छे.

**પદ ૩૫૧.** ( મુખો ગાડી દેખી મલકાયે, એ લય. )

શ્રીફળની કાચલી ચોટલીને કહે છે, તું જાય તો લોકોને કોપરું મળે છે.
બહુ તંતુવાળી ઉપર તું છે તેથી, લોકો બહુ ભ્રમમાં ભળે છે,
ઉત્તમ આ કોપરું લેવામાં તેઓ, કેવળ તારાથી ખળે છે રે;—

ધીમેથી ચોટલી કાચનીને કહે છે કે, આપ તો તારી તગે છે,
તારી ઉપર હુ આવી તેમા તે શાને, બાઇ તુ ઉપર બગે છે ? —
જો તુ તુટે તો કાપડ જે ભીતર, લીજાઇ રહેલુ જળે છે,
તુ પરથી મારા નીકળ્યાવિના પણ લોકો એ સત્વર રળે છે ? —
ચોટલી ને કાચની બન્નેને જ્યા સુધી, રોજ સારી રીતે હળે છે,
ત્યા સુધી કોપડ કાઢવામા કોઈનુ, કદીએ કશુ ન વળે છે ?,—
અતર ઉપાધિરૂપ કાચની જ્યારે, તુટીને જૂદી ટળે છે,
બાહ્ય ઉપાધિરૂપ ચોટલી ન જાય તોએ, કોપડ તેમાથી નીકળે છે ? —
કાચનીને ફોડવી કામ નથી સહેલુ, ફોડી શકાય એ કરે છે,
ચોટલી તો પછી આપે અળગી ?'ને, કોપડ મગે જેશ્રીપરે છે ? —

---

## વિપત્તિના પ્રઘાતથી પ્રાદુર્ભાવને પામેલી અંતરસ્થિતિ-સમયના ઉદ્ગાર.

**પદ ૩૫૨** (વૈષ્ણવ પ્રાણથકી મને પ્યારા–એ લય)

ઘાવ જે લાગે હૃદય કોને કહેવો
પ્રભુ ! કોને ન દેશો એવો,—

અણુ અણુમા બાણેથી વીંધાવાનો, માર લાગે સહેવો સહેલો
બળતા અગારા ગળવા કઠિન નથી, જાણીને મીઠો મેવો ? ઘાવ૦
ખાડણીમા શિર, સાગેને ટૂટે પણ ઘાવ ન એવો લહેવો,
સહસ્ર સર્પ કે વીછીના ડખનો ઘાવ ન એના જેવો ? ઘાવ૦
એવી ચિંતા નથી વ્યાધિ જડની, અતર શોક જ્યા દહેવો
જેના હૃદયમા આવી પડ્યો તો ભાગ્યના અગ્નિપેરે ગ્રહેવો ? ઘાવ૦
સ્નેહીના શબ્દના માને ભણુગાગ બોધ તે ક્યાથી ગ્રહેવો
સ્નેહીની ઝ ખનામા વિઘ્ન નેવો, જ્ઞાનગ્રથ શાથી વાચી લેવો ? ઘાવ૦
અતરપ્યાનો વિરહના ઘાવથી, ભાગે છે કોણ જાણે કેવો
સાધાઇ તે કદી આખો થતો નથી, ગમે તેનાથીએ ?વો ?, ઘાવ૦
સમારભેગ વિધવિધ બીજા, દુ ખ સહેવાની ટેવ ?વો,
તેનાથીએ પણ એ ન સહન થવ નુજે છે જેનાથી દેવો ? ઘાવ૦
વિમલહૃદયવિરહાશ્રુનો [1] ધોધ, શરૂ થયો જ્યા વહેવો,
ખાળ્યો ન ખળતો, જાણે ન કોઇ તાગીને બધ કરી દેવો ? ઘાવ૦

---

1 શુદ્ધ અતઃકરણવાળા મનુષ્યના વિરહના આંસુનો

અંતરધ્યાનને આઠે પહોર ભજે, આઠે તેનાથી ચેવો,
(પણ) જ્યારે સ્મરણનયના નેત્રથી જોઈએ, ત્યારે તે જેવો ને તેવો રે, ધ્યાન૦

### श्री सद्गुरुसंबोधित शिष्यना उद्‌गार.

પદ ૩૫૩. ( ઘરની શોભા છે ઘરવાળી, એ લય. )

અમને લાગી સ્વરૂપશું તાળી, રહીએ અમે બ્રહ્મમાં મહાલી.
બ્રહ્મવિના આ સચરાચરમાં, કશું ન શકતા ભાળી,
દૃષ્ટિગોચર અને અગોચર, બ્રહ્મવિના નથી ખાલી, અમને૦
અખંડ જીવનદોરી અમમાં, લના રહી હરિયાળી,
કોટિ ઉપાયે કોથી ન તૂટે, કે ન શકે કો બાળી, અમને૦
મહાનંદનો સાગર ઉભરાયો, શકે ન કોઈ પ્રમાણી,
મર્યાદિત કરવાને કોઈ, બાંધી શકે નહિ પાળી, અમને૦
તત્ત્વામૃતભોજનની નિકટે, ભરી ચુરણની થાળી,
નવીન નવીન બળ અર્પે ક્ષણ ક્ષણ, ખાતા ધાય ન ખાલી, અમને૦
સ્વરૂપપુષ્ટિની તનમનઉપર, જણાઇ રહી છે લાલી,
બ્રહ્મભુવનમાં અમો વસ્યા જ્યાં, સદાય જ્યોત ઝળહળતી. અમને૦
સૂક્ષ્મપ્રદેશે મોજથી ફરીએ, શમાય કોથી ન ખાલી,
મંદ પવનથી મસ્ત મહાલે, જેમ તરવર ડાળી, અમને૦
ચિતિવિહગ[1] બની સ્વરૂપાકાશે, ઉડીએ ફરર ફાલી,
અખંડ વાસ ગગનમાં કરીએ, શકે ન કોઇ નિહાળી, અમને૦

### तत्त्वनिष्ठ साधकनी अनुभवोक्ति.

પદ ૩૫૪. ( તમે શામાટે શ્યામ, એ લય )

અમે બ્રહ્મવિના અન્ય કાંઇ ભાળતા નથી,
ભાળતા નથી કે ભળાવતા નથી,—
એક જાતિ જ્યાં છે નહિ, ત્યાં ક્યાં જાતિ ચાર,
એક વર્ણ જ્યાં છે નહિ, ત્યાં ક્યાં વર્ણ અઢાર,
આત્મદૃષ્ટિથી વ્યવહાર અમે જોવતા,
વટળાતા નથી કે વટાળતા નથી,— અમે૦
અમે શ્રવણ કરતા નથી, કોઇ કહે કટુ વેણ,
કરવા દર્શન અશુભનું, અમને છે નહિ નેણ

---

૧ ચિતિરૂપ પક્ષી

મિથ્યા આ મોહશોકકેરા પ્રસંગથી,
પ્રજળતા નથી કે પ્રજાળતા નથી;—અમે૦
આત્મસ્વરૂપતણો રહે, અખંડ અમ ઉર બોધ,
ત્યાં પછી ક્યાં પ્રકટી શકે, ભય, ચિંતા કે ક્રોધ;
મિથ્યા માનેલી આ વિપત્તિવૃષ્ટિથી અમે,
પલળતા નથી કે પલાળતા નથી;— અમે૦
કર્મમાત્રનો જ્યાં થતો, સમૂલ ભસ્મીભાવ,
પુનઃ ન જેમાંથી થવો, કર્મતણો સદ્ભાવ;
અંતર પ્રકટેલો એવો જ્વલિત જ્ઞાનાગ્નિ અમે,
કજળતા નથી કે કજાળતા નથી;— અમે૦
સઉ સંકલ્પ શમી ગયા, ગયું પ્રારબ્ધ વિલાઈ,
જ્યાં વસીએ ત્યાં ભાસતું, છીએ બ્રહ્મની માંહિ;
બ્રહ્મસિંધુકેરું મત્સ્ય અમે બ્રહ્મસિંધુથી,
ઉછળતા[1] નથી કે ઉછાળતા નથી;— અમે૦

## अंतिम प्रार्थना.

પદ ૩૫૫. ( કુમકુમ પાય ધારી રે, એ લય. )

જય સુખધામ ! મન અભિરામ ! કરીએ આજ કોટિ પ્રણામ.
સ્મરીએ સર્વ મંગલ નામ, થાય સફલ નિજ અર્થ તમામ,
પ્રભુ આજ કરુણારયપર ધરજો,
અમને શિખરપર ગુરુ સ્થિર સત્વર કરજો,
મહાજ્ઞાનનું દાન રે, પદ નિષ્કામ,
દો વદી હે વદનલલામ !—

## मंगलात्मक स्तुति.

પદ ૩૫૬. (શ્રીધર ધરણીધર, કમલનયન,—એ લય.)

જ્યોતિર્મય, તત્ત્વાકર ! વ્યાપ્ત સભર ! જય ! અગમ અગોચર !
સ્વપ્રભાએ જીવશિવનું હરો મહદંતર;[2]—
નિત્ય પ્રકટ રહો, મૂર્ધ અભ્યંતર,
નિરખી નિરખી નિજમય થઈ રહીએ સત્વર;—
મહાબળના મહાસાગર, છો સર્વાન્તર,
ભજતાં આપ ન રહે ઈપ્સિત અત્યાંતર[3];

---

૧ ઉછળી પડતા નથી અર્થાત્ ભ્રષ્ટ થતા નથી. ૨ ચૈતન્ય નાનરશ્મિથી, જીવશિવના મહા ભેદને હરો છો. ૩ બીજું

મૂર્ધથી અણુઅણુ (માંહિ) ઉતરતી રશ્મિ ખરખર,
કીધું બધું નિજરૂપ બહિરંતર;—
તે સ્થિતિ અનુભવીએ અષ્ટ પ્રહર,
જેથી નથી કોઈ મહદ્ અનન્તર;—

---

## इष्टश्रीसाथे दृढ प्रेमग्रंथी ग्रथनार भक्तना उद्गार.

**પદ ૩૫૭.** (પ્રીતિ બાંધી અમે હરિજનથી, એ લય.)

ગાંઠી ગ્રંથિ અમે ગુરુવરથી.
ગુરુવરથી રે, ભયહરથી રે,———
કોઇથકી કોટિ કલ્પે પણ, ત્રુટની કે છૂટવી નથી રે; ગાંઠી૦
પ્રભુથી પ્રેમ અમે નથી બાંધ્યો, કંઇ પ્રભુના ઐશ્વર્યથી રે; ગાંઠી૦
બાંધી પ્રીતિ અમે પ્રભુજીનો, ચાખવા પ્રેમ અધરથી રે; ગાંઠી૦
વશ કરવાને પ્રીતિ બાંધી, ભક્તિવશ ઈશ્વરથી રે: ગાંઠી૦
પ્રેમ પ્રભુનો મીઠો લાગે, શેરડી કે સાકરથી રે; ગાંઠી૦
પ્રભુની સાથે હસ્યા જ કરીએ, અંતરથી અંતરથી રે;[1] ગાંઠી૦
ચિત્ત અમારૂં હેળવી દીધું, તત્ત્વ આ સચરાચરથી રે; ગાંઠી૦
જોડાયા અમ સદાય માટે, પ્રભુના પદ અક્ષરથી રે; ગાંઠી૦
રક્ષાઇએ અમે અખંડ પ્રભુના, અભય હસ્તપિંજરથી રે; ગાંઠી૦
પ્રભુથી ગ્રંથિ દઢ ગંઠાતાં, છૂટી ગ્રંથી જીવત્વથી રે; ગાંઠી૦

---

## यथार्थ प्रेमने अंतःकरणमां प्रकटाववा इष्टश्रीने विज्ञप्ति.

**પદ ૩૫૮.** વેરાવળ.

સાચો પ્રેમ નથી પ્રભો ! મારા ઉરમાં પ્રકટતો,
જેથી મુજ અંતરતણો, દાહ લેશ ન મટતો;—
પ્રેમનું બળ અદ્ભુત છે, એમ શાસ્ત્રથી જાણ્યું,
પણ અનુભવમાં હજી નથી, એના બળને પ્રમાણ્યું;—
પ્રેમના બળથી તો જગે, જેહ ધારે તે થાતું,
પણ મુજ પ્રેમથી કોઈનું, વિશ્વે દુઃખ નથી જાતું;—
પ્રેમથી મૃત સજીવન થતા, દેવાદિક આકર્ષાતા,
તાપત્રય પ્રેમી મળ્યે, તર્ત જન ભૂલી જાતા;—

---

1 પ્રભુના હૃદયથી હૃદયને મેળવીને.

સંબંધ સેવી વિવિધ પ્રતિ, મેં ન કોઇનું ઉકાળ્યું,
સાચા પ્રેમનું કોઇમાં, મેં ન ઝરણું વાળ્યું;--
ધિક્ એ મારો પ્રેમ છે, સંબંધિપ્રતિનો,
ભય હું નવ ટાળી શક્યો, જેનાં રોગમૃતિનો;—
આશ્રિતપ્રતિ સાચા પ્રેમને, હું કદીએ બતાવી,—
સુધારી શક્યો ન તેમનું, વર્તમાન કે ભાવિ;--
મરતાં નયને ભાળતો, મારાં પ્રીતિપાત્ર,
રક્ષણ હું નવ કરી શક્યો, તેમનું પળમાત્ર;—
પ્રેમ કર્યો શા કામનો, ( જો ) તેનું ક્ષેમ ન સાધ્યું,
ફાટ્યાનું છિદ્ર જણાય તો, તેને કોણ કહે સાંધ્યું ?—
સત્યાદિક સાધનવિષે, નથી સાચો પ્રેમ;
નહિ તો એ હોત જ સાધના, મારૂં યોગક્ષેમ;—
સદ્‌ગુરુમાં પણ છે નહિ, પ્રેમ સાચો મારો,
શા હકથી પછી કહી શકું, 'મને હે ગુરુ! તારો';—
સાચો પ્રેમ જો હોત તો, શ્રદ્ધા અનુપમ હોતે,
ક્ષણમાં ચરણે હું ધરત, જે ઇચ્છે પોતે,—
આપ પ્રભિના માહરા, પ્રેમને પણ ધિક્,
આપને આકર્ષી ન શક્યો, મુજ નિકટ અધિક;—
આપ તો પ્રેમને વશ પ્રભો! પણ તે ક્યાંથી લાવું,
મુજ અંતરમાં રહ્યુ નથી, એવા પ્રેમનું થાવું,—
સમર્થ સાચા પ્રેમને, મુજ ઉર ઉપજાવો,
જેથી પૂર્ણ હું લઇ શકું, વિધવિધ દૈવી લ્હાવો;—

---

## परमतत्त्वमांथी सरितारूपे पोताना आविर्भावनुं भान करनार अहंवृत्तिना उद्‌गार.

પદ ૩૫૨. ( મનપરદેશી, છાંડ ચલે, એ લય )

પ્રભુપ્હાડકેરી, સરિતા હું છું.

એક કામ છે મારૂં આગળ ને આગળ વધવાનું,
ખાડાખૈયાવાળા રસ્તા, મારે ન એ જોવાનું; સરિતા॰
કઠિન કઢંગા માર્ગવિષે જે, આવી પડે તે સહેવું,
આગ્રહ ને ઉત્સાહવડે તે—માંથી મારે વહેવું;—
ચલાવવો અસ્ખલિત પ્રવાહ જ્યાં ત્યાં નિર્મળ જળનો,

સંચય લેશ થવા નવ દેવો, મુજ જળમાં જરી મળને;—
વાંકીચુંકી વળીને પણ હું, સિંધુપ્રતિ ગતિ કરતી,
એમ કરી જ્યાં મણિમૌક્તિક છે, તેહ દિશા સૂચવતી;—
મત્સ્યાદિક જે સંગી મારા, રક્ષણ તેનું કરતી,
જે જે મારૂં પાન કરે તે,—ના તાપત્રય હરતી;—
જે જન ક્ષેત્રોમાં યુક્તિથી, મારા જળને વાળે,
તેમાં મુજ પ્રસરવું થાતાં, પાક ઘણો ત્યાં ફાલે;—
મુજમાં પ્રવાસ કરનારા જન, અગમ દેશપ્રતિ જાતા,
જ્યાંથી પર કોઇ દેશ ન વસતો, જ્યાં અદ્‌ભુત સુખશાતા;—
ગંતવ્યસ્થળ નિકટ જાણિ તેમ, અતિ વિસ્તાર હું પામું,
વિશાળ તરંગ ઉછાળતી હું, અનંત હર્ષે જામું;—
નિકટ અને લાંબા માર્ગોને, જોઉં જતાં નથી ધ્રુજતી,
જે તે રીતે આગળ વધવું, એટલું માત્ર સમજતી;—
સીધા સરળ ન માર્ગ જણાતાં, શિથિલ નથી કંઇ બનતી,
જેમ જેમ આગળ વાધું તેમ તેમ, પ્રબળ વેગને ધરતી;—
પંથ કાપતી પરિણામે હું, સિંધુમાંહિ શમાતી,
અનંત અપાર અમાપ એવા, સિંધુરૂપ હું થાતી;—

---

## आधुनिक देवालयोनी मोटे भागे प्रतीत थती स्थिति.

પદ ૩૬૦. ( ઘેલી થઇ રે હું તો ઘેલી થઇ, એ લય. )

દેવળો દીઠાં રે, મોટાં દેવળો દીઠાં,
નાંખી નજરો ન પહોંચે એવાં દેવળો દીઠાં.
મંદિરો સુંદર અને ભવ્ય તો એવાં રે,
શમાવેલાં જાણે આખાં લક્કડપીઠાં રે[1]; નાંખી૦
પુષ્પથી બહેકે, ઘૃતના દીપથી શોભે રે,
ધૂપ બળે જાણે ઘાસનાં સરીઠાં[2]; નાંખી૦
મધુર રણકારા કરતા, ઘંટ ત્યાં વાગતા રે,
પણ કો ન દીસે વદતા, વચનો મીઠાં રે; નાંખી૦
આચાર માત્રમાં આવી વસ્યું બધું રે,
હૃદયની ભાવનાપર વાગ્યા છે ખીંટાં રે; નાંખી૦

---

૧ જેની અંદર આખાં લક્કડપીઠાંનાં લક્કડપીઠાં વાપરેલાં છે એવાં, અર્થાત્ પુષ્કળ સામાનવાળાં વિશાળ. ૨ તણખલાં, સળેકડાં.

સંપત્તિકરી ત્યાં તો ગાદીઓ પાથરી રે,
શાંતિદાતા ગાદીના વળાયા વીંટા રે; નાંખી૦
તેમાં જનારનું જો શ્રેય ન થાતું રે,
વળ્યું શું ઉભાં જો એવાં હજારો કીધાં રે; નાંખી૦
આડંબરવાળી માત્ર બાહ્ય ક્રિયા થાતી રે,
સાપ વહી ગયા ને રહ્યા છે લીંટા રે; નાંખી૦
આશય મુખ્ય એના ચાલી ગયા છે રે,
ફળ મૂળ સુકાઇ ગયાં ને રહ્યાં છે દીટાં રે; નાંખી૦
હિતની વાતોને બદલે કુથલી ત્યાં ચાલતી રે,
રુદ્રાક્ષને સ્થાને પરોવાયાં અરીઠાં રે; નાંખી૦
જ્ઞાનના મર્મ ભૂલી, શબ્દમાં બાઝતા રે,
સ્વચ્છ પાત્રોને ઢોલી, ચાટે અજીઠાં રે; નાંખી૦
એમાંથી નીકળનારનાં, મ્લાન મુખ જોઉં ત્યારે,
જાણું હું જે ત્યાંથી એમના તાપ ના [1]નીઠ્યા રે; નાંખી૦
શાંતિ ને ભક્તિનાં સ્થાનક હોવાને બદલે,
તામસી ભાસે જાણે દારૂનાં પીઠાં રે; નાંખી૦
સર્વ ક્રિયામાં જ્યાં ઉચ્ચપણું જોઇએ રે,
તેને સ્થાને કાર્યો થતાં પ્રપંચે વીંટ્યાં રે; નાંખી૦
અંતરની શુદ્ધિ હોવાને બદલે ત્યાં—
જનારનાં જોઇએ છીએ હૃદયો મીઠાં રે; નાંખી૦
જગને શો લાભ એવાં મોટાં મકાનથી રે,
જનનાં પ્રવેશતાં જો દુઃખ ના ફીટ્યાં રે; નાંખી૦
દેહદેવળ તો તો સર્વથી શ્રેષ્ઠ જેમાં,—
આત્મા જોનારતણાં દુઃખ સઉ મટ્યાં રે; નાંખી૦

---

## इष्टश्रीमां तन्मय वृत्तिना उद्गार.

### પદ ૩૬૧.

હૃદય મારું પ્રભુના હૃદયશું મળ્યું,
રહે ન કશાથી ખળ્યું; હૃદય૦
પ્રભુહૃદયથી મુજ હૃદય એક થયું;

---

૧ વીત્યાં, વિસાઇ ગયાં.

દુધમાં બુરૂં[1] ભળ્યું; હૃદય૦
એકરૂપ થતાં કોનું હૃદય કયું,
તે નવ જાય કળ્યું; હૃદય૦
સરિતાનું જળ અન્ય માર્ગ ત્યજી,
સિંધુપ્રતિ જ વળ્યું;— હૃદય૦
જ્યાં જે જોઇતું તેમા તે ગયું,
ઘી ખીચડીમાં ઢળ્યું; હૃદય૦
પ્રભુરૂપ થાતાં, પ્રભુએ કળ્યું જે,
સઘળું મેં તે કળ્યું[2]; હૃદય૦
પ્રભુનું મન જેમાંહિ હળેલું,
મુજ મન તેમાં [3]હળ્યું;— હૃદય૦
પ્રભુનું હું, એ મુજ હું થાતાં,
દુઃખ હુંથી દૂર પળ્યું; હૃદય૦
પ્રભુથી એક સ્વરૂપ બની રહેતાં,
હર્ષે હૃદય ઉછળ્યું; હૃદય૦

---

## प्रेमभक्तिनी पराकाष्ठाए फलाभिसंधिसमये भक्तनी वृत्तिना आनंदोद्गार.

પદ ૩૬૨. ( હું તો પ્રેમની જોગણુ પિયુને શોધવા ચાલી, એ લય. )

મુજ પ્રિયતમની સોડમાં આજે ભરાઇશ હું.
આજે ભરાઇશ હું, અખંડ જ ત્યાં શમાઇશ હું;
પ્રિતમ સોડે ભરાઇશ હું—
જ્યાં ભય નથી કે તાપ નથી, તે સ્થાને જાઈશ હું,
પિયુને સ્વરૂપે ઓળખીને, અમર થાઇશ હું; પ્રિતમ૦
પ્રિયતમને સ્નેહામૃતતણા, આસો ભરાવીશ હું,
પિયુસ્નેહની અમૃતપ્રસાદીથી ધરાઈશ હું; પ્રિતમ૦
પિયુસંગમાં મહાનંદસરિતામાંહિ નાહીશ હું,
પિયુશબ્દધ્વનિસહ મળી અદ્દભુત ગાન ગાઇશ હું; પ્રિતમ૦
આરોગ્ય ને ઐશ્વર્યમાંહિ રગદોળાઇશ હું,

---

૧ ખાંડ. ૨ પ્રભુની ઇચ્છા એ જ મારી ઇચ્છા થઇ રહી. ૩ પ્રભુનો પ્રેમ જ્યાં જ્યાં પ્રકટ્યો હતો ત્યાં ત્યાં મારો પણ પ્રકટ્યો, અર્થાત્ સર્વમાં વિધિનિષેધવિનાનો આત્મભાવનો પ્રેમ બંધાયો.

પિયુસંગ અનુભવકુંડમાંહિ ઝબકોળાઇશ હું, પ્રિતમ૦
ભોગો પિયુથી ભોગવીશ ને, ભોગવાઇશ હું,
અર્ધાંગના બનીને પ્રિતમની સાથ સંધાઇશ હું પ્રિતમ૦
આલિંગવા પ્રભુને પ્રભુકંઠે જ વળગાઇશ હું,
પિયુચુંબનના સુખરંગમાં સર્વાંગ રંગાઇશ હું, પ્રિતમ૦
પિયુ મોંમાંહિ શુભ રીતે આજ સમાઇશ હું,
જોનારની દૃષ્ટિવિષે પિયુરૂપ જણાઇશ હું પ્રિતમ૦

---

## ઇષ્ટશ્રીના સ્વલ્પસરખા પણ અનુગ્રહચિહ્નને પોતાનું સર્વસ્વ માનનાર વૃત્તિની તદર્થ ઇષ્ટશ્રીને વિજ્ઞપ્તિ.

પદ ૩૬૩. ( મેરા પિ બિના તેરે બીરે એ નય )

મારી આશ બધી તારા બોલવિષે
બોલવિષે, તારા ડોલવિષે મારી૦
તટપર તરવરની માછલીની
આશ બધી જળની છોળવિષે મારી૦
ન્યાયી વણિકની વેચવામાં જેમ,
વૃત્તિ રહી છે સમતોલવિષે મારી૦
ભિક્ષુક બ્રાહ્મણની ભાવના જેમ
રહી છે ઘઉં, ઘી, ગોળવિષે મારી૦
અન્ય વખાણે મને તેના કરતાં,
વહાલ આવે તારા ટોળ[1]વિષે મારી૦
અન્યના સ્નેહના ચુંબન કરતાં,
રહી છે મીઠાશ તારી ધોલવિષે, મારી૦
મા ને તુંમાં ભેદ નથી જેમ,
રૂપીયા ને આના સોળવિષે મારી૦
કાનોકાન નવ સાંભળું ત્યાં લગી,
જીવન ગાળીશ તારી ખોળવિષે મારી૦
બોલ ને પ્રિયતમ એટલું મોંથી,
'છું તુજ હૃદયના મહોલવિષે' મારી૦

---

૧ હાસ્ય

## वर्षो वीततां छतां पण इष्टश्रीमां प्रेमथी संलग्न न थनार जीवने उपालंभ.

### પદ ૩૬૪.

હૃદય તારૂં હજી ન હરિથી હળ્યું,
    સુમાર્ગે ઢાળ્યું ન ઢળ્યું;—
અવસ્થા જાતી તે ન જણાતું,
    હાડ ને ચામ ગળ્યું,—
યત્ન કરી ન કમાણી કીધી,
    દીવો બાળી દળ્યું;—
ગ્રંથ પઢ્યો, સાધુ સંગતિ કીધી,
    સ્થિર થયું મન ન, જળ્યું;[1]—
સાકર, શેરડીરસમાં નાંખ્યું તો એ,
    કરીયાતું થયું ન ગળ્યું;—
વગરવિચાર્યે તેં ઘી છાંડીને,
    પકવાન તેલે તળ્યું;—
તુજ હિતકર કહે તે પ્રતિ કરતો,
    સાંભળ્યું ના સાંભળ્યું;[2]—
સાચું કહે તેને મનથી તું કહેતો,
    'મોઢું તારૂં બળ્યું';—
તુજ જીવનબી આખું ઉપરથી,
    પણ અંદરથી સળ્યું;—
હૃદય હરિથી હળે ત્યારે જાણજે,
    તુજ સુકૃત્ય ફળ્યું;—
સ્મરીશ હરિ તો મૃત્યુરેલનું પાણી,
    જાણજે પાછું વળ્યું;—
તુજ જીવનગૃહે (જો) દુઃખજાળ ચૂતું,
    જાણજે વ્યર્થ ચળ્યું;—
હરિથી હળીશ ન જાણજે ત્યાં લગી,
    જગમાં કશું ન વળ્યું:—

---

૧ બળેલું મન સ્થિર ન થયું.

## अखंड थती आनंदवृष्टिमां स्नान करवा साधकोने निमंत्रण.

### પદ ૩૬૫.

આનંદની હેલીમાં, આવોને નહીએ.
હો નહીએ, હો નહીએ, મહાપવિત્ર થઇએ;—
  અધિકારી જાણી તમને વાત કહીએ,
આનંદવિના આ વિશ્વ અખિલમાં, મેળવવાનું નથી કંઇએ;—
  આનંદસ્વરૂપ પ્રભુના બાળ છઇએ,
ક્લેશને સ્વીકારીને હાથે કરીને, શાને વિસરી તેહ જઇએ;—
  રહીને આનંદમાં સુખો સર્વ લઇએ,
દુઃખો કદી કદી આવી પડે તો, આનંદમાં રહીને તે સહીએ;—
  આનંદકેરા સંબંધે બંધાઇએ,
છૂટા થવાનો સંભવ આવતાં, આનંદથી વિખરાઇએ;—
  આનંદી સર્વ ક્રિયામાંહિ રહીએ,
રોટલાનો ટુકડો મળે તોએ તેને, પૂરા આનંદથી ખઇએ;—
  ઉચ્ચ ઉચ્ચ આનંદમાં નિત્ય વહીએ,
આનંદજેવી મોંમાગી વસ્તુને, મળતાં શાને છોડી દઇએ·—
  આનંદે ઓતપ્રોત સૃષ્ટિને લહીએ,
તેમાં બનતા વ્યતિકરને આનંદ ગણી, જોઇ જોઇને મલકઇએ;—

---

## प्रयत्नमां प्रमादी मनुष्योनां वहानां.

### પદ. ૩૬૬. ( ગરબી. )

"શું કરૂં શું કરૂં શું કરૂં રે, મારાં સાધન આવામાં તે શું કરૂં.
'ઘડીની નવરાશ મને મળતી નથી આ,કરમે વળગ્યું છે મારે નોકરૂં રે;—
'હાથ જોડી બેશી રહું તો શું ખાશી, સાંજ પડ્યે બૈરૂં છોકરૂં રે,—
'નવરો પડું ને સાધન કરૂં જો, ઉકલે વ્યવહારનું આંખરૂં રે;-
'વાળની પેરે મારો વધતો ઉપાધિ, ટુકું કરવા જેમ કાતરૂં રે;—
'પગવાળી બેસવાનો મળતો સમો નથી, જૂઠું કહેતો હોઉં તો હું મરૂં રે,—
'તોએ કદી માળા લઉં બેસું (પણ) સખણું ન રહે, મન આ મારૂં
  સાળું વાંદરૂં રે;—
'ચિત્ત તો સ્થળે સ્થળે દોડ્યા કરે છે, વાયે ઉડ્યું જેવું પાતરૂં રે;–
'રાશ પકડી બેસું ગાડું હું હાંકવા, ત્યાં તો છૂટી જાય જોતરૂં" રે.-

આવા વિચાર કરી કંઈ કંઈ મનુષ્યો, માને છે દુઃખનાં માથે તરુ રે,
હોય પ્રતિકૂળપણું નાના લીંબુજેવું, તેને તે માને ચીકોતરું રે;—
પ્રાપ્ત સ્થિતિમાં ઉત્તમ ક્રિયાઓ કરે, તેણે જ કીધું ખરેખરું રે;—

---

## अभयभावना.

**પદ ૩૬૭.** ( અબ તો લાજ તોરે હાથ, એ લય. )

અભયઆણ વર્તે આજ, વિશ્વમાંહિ જ્યાં ત્યાં.
અભયડંકા શુણીએ કાન, અભયનાં ચઢ્યાં નિશાન,
અભયનાં ગવાય ગાન, રાજ્ય ને પ્રજામાં;—
અભયનાં દેવાય દાન, અભયનું અપાય જ્ઞાન,
અભયનું ધરાય ધ્યાન, હૃદય સુમધામાં;
અભય આણ વર્તી જતાં, પ્રતિકૂલરૂપે જે હતાં,
અનુકૂળ રૂપે જ થતાં, જોઇએ બધામાં;—
અમરરૂપે થયું છતું, મર્ત્યરૂપે (જે) પૂર્વે હતું,
અભય સર્વને રક્ષતું, વ્યાપ્યું સઉ જગામાં;—
અભયથી આરોગ્ય મળ્યું, અભયથકી દ્રવ્ય રળ્યું,
અભયથી ઈપ્સિત ફળ્યું, ટળ્યા સઉ ઉધામા;—
અભય સર્વમાં ગ્રહીએ, અભયવિણ ન અન્ય કહીએ,
અખંડ આનંદે રહીએ, અભયની સત્તામાં;—

---

## जिज्ञासु वृत्ति तथा विज्ञान वृत्तिनो संवाद.

**પદ ૩૬૮.** ( પડ પાસા પોબાર, એ લય. )

ज्ञासु वृत्ति[1]—
શાણી સખિ! પૂછું તને, મુજ મનનો સંદેહ,
પ્રિયતમ તુજ અંતરતણો—કોણ મને તે કેહ.
विज्ञात वृत्ति[2]—
પ્રિયતમકેરા નામને, મુખથી નવ કહેવાય,
સંજ્ઞામાં સમજાવું છું, સમજ તું જો સમજાય.
સાંધામાં સાંધો અને, સઘળે વ્યાપ્યો એહ,

---

૧ જાણવાની—જ્ઞાનની—ઇચ્છાવાળી વૃત્તિ. ૨ જાણનાર—જ્ઞાનવાન્—વૃત્તિ.

સૌ જન નિત્યે જોય છે, તેશું* મુજને સ્નેહ.
વેગે કરી ઉડી જાય છે,૧. જે છે જીવનરૂપ,૨
રંગ કઢંગા બહુ ધરે, જેનું સ્થૂલ સ્વરૂપ.

કેમ ? કંઇ સમજાયું !

**જિજ્ઞાસુ વૃત્તિ**—ના ના.

**વિજ્ઞાત વૃત્તિ**—પુનઃ શ્રવણ કર.

જે અતિશય ગતિમાન્ છે, કશાથી જે નથી ભિન્ન,
તુજ મુખ ચડે અખંડ૩ એ, મુજ પ્રિયતમનું ચિહ્ન.
કદાપિ થાતો છે નહિ, કશાથી એ અપવિત્ર,
૪જડ સૃષ્ટિમાં પણ રહ્યો, રૂપે ચિત્રવિચિત્ર.
એની તુલ્યે છે નહિ, બ્રહ્મા વિષ્ણુ, રુદ્ર,
(તેને) જે જાણે (તે) બ્રાહ્મણથકી, શ્રેષ્ઠ (છે) હોય ભો શુદ્ર.

કેમ લક્ષણો પહોંચે છે ?

**જિજ્ઞાસુ વૃત્તિ**—જરાએ નહિ સ્પષ્ટ નામ દેને.

**વિજ્ઞાત વૃત્તિ**—

અધિક સ્પષ્ટ તે શું કરૂં, (જે) તેને કરે અધીન,
તેની પાસે તો સદા, મુજ પ્રિયતમ છે દીન.
એ છે કે એ એક છે, તે નવ જેહ કળાય,
આપેપ જે ધનરૂપ છે, તે પ્રિયતમ મુજ થાય,
મુજ પ્રિયતમ સાન્નિધ્યમાં, ફરીએ આપણુ ગેલ,
સ્પષ્ટ નિશાની એ કહી, હવે તું તેને ખોજ.

**જિજ્ઞાસુ વૃત્તિ**—

તુજ પ્રિયતમ સમજાય નહિ, મુજને હજી લગાર,
કંઇક નામ દે તે ઉપર, તો હું કરૂં વિચાર.

**વિજ્ઞાત વૃત્તિ**—(મંદસ્મિતપૂર્વક) ઠીક.

સાંભળ પ્રિયતમ માહરો, જ્યોતિમાં રહે જેહ,
શમાઈ જાતો નયનમાં, (એ) 'કાજળ' નિઃસંદેહ.

**જિજ્ઞાસુ વૃત્તિ**—જા જા. એમ હાસ્ય શું કરે છે ! એવું તે હોય ! સાચું કહેને !

---

* તેની સાથે. ૧ Volatile. ૨ Life principle. ૩ તારી જીભથી જેનું નિરંતર સ્મરણ થાય છે. ૪ ખનિજ તથા વનસ્પતિ સૃષ્ટિમાં. ૫ પોતે આપે જ.

**विज्ञात वृत्ति—**
પ્રિયતમ મારો 'ભસમ[1]' છે, જે સૌનો પરિણામ,
બળતામાં પણ શેષ રહે, વસી રહી ઠામેઠામ.

**जिज्ञासु वृत्ति**—સ્પષ્ટ કહેને, મારા સમ છે.

**विज्ञात वृत्ति—**
સમ શાને દે છે સખિ! હું ન છૂપાવું લેશ,
મુજ પ્રિયતમને તો વળી, કોઇ કહે છે મેષ.
મંત્સ્ય કહે છે કોઇ ને, અમૃત કહે છે કોઇ,
શુક્ર કહે છે કોઈ ને, કોઇ કહે છે લોહી.

*સાંકેતિક ચિહ્નો જગે, કરીયાં ઠામેઠામ,
તે તે મુજ પ્રિયતમતણું, દર્શાવે છે નામ.
યથાર્થ નામ જ જાણવા, કહું છું એક ઉપાય,
તીવ્રેચ્છાસહ શોધજે, એને તુજ ઉરમાંહ્ય.
તુજ અભ્યંતર દેશમાં, એનો નિત્ય નિવાસ.
તુજ આતુરતા પ્રકટતાં, કરશે નિજ પ્રકાશ.

---

### उपरथी तुच्छ भासती वस्तुओना गर्भभागमां अत्यंत मूल्यवान् सारने गुप्त राखवानी ईश्वरनी चमत्कारिक रचनाथी आश्चर्यनिमग्न साधकना उद्गार.

પદ ૩૬૯. ( લીલા શી વર્ણવું, છે ગતિ ન્યારી; એ લય. )

ઘટના આ અવનની, જોઇ નાથ! તારી, જાઉં વારી.
કંઇ કંઇ સારૂં વિશ્વે, દીધું જે તેં ઉપજાવી,
ખરાબમાં રાખ્યું વહાલા, તે તેં છુપાવી;—
સમુદ્રના ખારા જળમાં, મુલ્યવાન્ મનહર મોતી,—
છૂપાવ્યું તેં, યત્નવિણ ના, શકે કોઇ ગોતી;—
કાળા આ કોયલામાં, રત્ન રૂડું છુપાવ્યું,
ગુપ્તપણું કરતાં આવું, કોણે (તને) શીખાવ્યું;—
કઠિન ને તંતુવાળું, ગમે નહિ જેહ દીઠું,
તેવા પટમાં છુપાવ્યું, કોપરૂં તેં મીઠું;—
ગંધાતા ખાતરમાંહિ, પાક નીપજાવવાનો,
ઉત્તમ ગુણ તેં છુપાવ્યો, સર્વથી છાનો,—

---

૧ રાખોડી. * Symbols.

શુકજેવામા પણુ તે, અન્ન પચાવવાનો,
પોષણુ કરવાના ગુણુને મૂક્યો મજાનો —
આદિમા દુખરૂપ મૃત્યુ, સત્યવાન્‌ને તો આ યુ,
તેમાથી જીવન દઇ તે, જગને બના યુ,[1]—
નિદવાજેવી વસ્તુ, જગમા ન કાઇ દેખુ,
ભીતર સઉમા જ્યા સારૂ, ત્યા શુ ઉવેખુ,—
અટપટી લીલા નિરખી, નિશ્ચય એ હુ ધારૂ,
જગમાહિ જોવુ જ્યા ત્યા, સારૂ સારૂ સારૂ,—

---

## प्रयत्नमां शिथिल मनने प्रयत्नमां उत्तेजित करनार वचनो.

### પદ ૩૭૦

ચાનો મારા ટટ્ટુજી તુ ચાન, દચુક દચુક કરતુ પણુ તુ ચાન
જ્યા ત્યા કરીને સ્થાનક જઇએ, થયા એટલે ન્યાન
મારૂ ન માર લગાર તને હુ, પંપાળુ ધરી વહાલ,
તુ તો છે મુજ રંક આશ્રિત, હુ તારો પ્રતિપાન, દચુક૦
જરી જરી પણુ યત્ન કરી તુ, તારૂ ગાડુ હકાન,
આજ જવાના સ્થળે બહુ તો, આપણુ જઇશુ કાલ —
પ્રવાસ કરવાનો સમય આ થયો પ્રાતકાળ,
જવુ દૂર હજી બહુ છે, સમય વ્યર્થ ન ગાળ —
દુખાઇશ નહિ તુ નિરખી, તારી ધીમી ચાન,
સમયમાર્ગ[2]જો ! કાપે કેટલો, ચાની ધીમે ઘડીયાળ —
અટક નહિ આ તો છે, ‘મહાશુભસ્થાન અતરીયાળ !’
સુખ ન પામીશ આહિ તુ થશે, ત્રિશકુસમ હાન —
ધૈર્ય ત્યજીને વિઘ્નથી તુ, જરી નહિ કટાળ,
ઉધે માર્ગે જવાય નહિ તુ એગ્લુ સભાળ —
શક્તિ તુજ વાપર પૂરેપૂરી જેટલી હોય હાન,
અધિક દેવાને સમર્થ છે, પ્રભુ દીન યાળ,—
તાનાવેલી કરીશ નહિ તુ, પહોચવા તત્કાળ,
શાતિથી પગ પગ તુ પગતુ[3] જોયા કર સઉ તાન —

---

૧ મશ્કરી કરી હાસ્ય કર્યું ૨ સમયરૂપી રસ્તો ૩ આગળ વધતુ

જેટલું બળ તુજમાં તેટલું સક્રિયામાં વાળ,
મોક્ષરૂપ બની રહેશે તારા, યત્નરૂપી વાળ;—

## ध्यानमां ईशप्राप्तिनी सहज प्रतीति समये ईशना अनुग्रहनुं अनुमान करनार वृत्तिना उद्गार.

**પદ ૩૭૧.** ( જમુનાને તીરે જાદુવાળે, એ લય, )
હૃદયઘનમાંથી ચંદ્ર મારા સામું છુપું ડોકીયું કરે છે.
એના સામી ઉભેલી મને જોઈને એની આંખડી ઠરે છે.
કરી નિશાની છાની, બોલાવે મને હાં હાં,
એ તો અંતરથી હું પર મરે છે[1],—
ત્રિલોકમાં એને નથી, મુજ સમ પ્રીતિપાત્ર,
નિજ રશ્મિથી ભિન્નવતો, નેથી મારાં ગાત્ર.
મુજને જાણીને એના અભિમુખ, ઘનથી બહાર નિસરે છે,
આભારૂપે[2] આવીને મારી આસપાસ, જ્યાં ત્યાં પ્રસરે છે.
જે તે રીતે મારા અંગકેરા સંગને સેવે,
મુજવિણ આકાશે એકલો ઝુરે છ,—
કુમુદિની આ આતુર છે, શશિને મળવા કાજ,
એ મુજ છાની વાતને, શશિએ જાણી આજ;— હૃદય૦
રાખીશ શરમ ન વાલમા! મુજને મળવામાંહિ,
આપણુ ઉભયની એકતા, અનાદિથી જ ગણાઇ,
તારી રૂપેરી શાંત છાયામાંહિ રમવા આતુર તનડું છે,
તારી અમૃતની દૃષ્ટિમાંહિ પ્રેમી બનવા આતુર મનડું છે.
હું તો ઇચ્છું મળવા, પણ પહેલી હામને ધરતાં;—
અંતર મારું સંકોચને ધરે છે;
એ પણ લ્હાવો એક છે, દુર કરવો સંકોચ,
માટે નિકટે આવજે, લેવા મુજને રોચ;—

## ईशदर्शननां फलने अनुभवती वृत्तिना उद्गार.

**પદ ૩૭૨.** (જુતું તો થયું રે દેવળ જુનું તો થયું, એ લય.)
ઉજળું થયું રે મનડું ઉજળું થયું,

---

૧ અંતઃકરણથી તે મારા ઉપર પ્રીતિ રાખે છે. ૨ પ્રકાશરૂપે.

માદિ કૃષ્ણ હાનો તોએ મનડું ઉજળું થયુ
સપનિના સ્વામી મારા કૃષ્ણ ને મારામા,
જોતામાં પહેલું મે તો ભજવું મચુ. માદિ૦
ઉત્તનરૂપ જોવા કૃષ્ણને ત્યાગથી તો,
તતિગીછિપરનું મારું જીવતર ગયુ.[1] માદિ૦
જ્ઞાનસ્વરૂપ મારા કૃષ્ણને જાણતા તો,
મનમાં સમજીને મુખડું મૌન ધરી રહ્યુ. માદિ૦
કંઈ કંઈ કરવાની તૃષ્ણા શમી ગઈ મારી
થવાને માગ્યુ ત્યારે મારું થયુ માદિ૦
કાર્યરૂપે થયેલા કૃષ્ણને જોતામાં,
સમજાયું સહિયર કામનું કહ્યું; માદિ૦
માગ એ કૃષ્ણનો સહજ વ્યાપાર જોતાં,
પ્રભુની લીલાનું સઘળું રહસ્ય[2] લહ્યુ માદિ૦
અટપટા આવા મારા કૃષ્ણસ્વરૂપને,
લેખે લખ્યું કે મુખે જાય ના કહ્યુ. માદિ૦
જોઉં માગ જડજોવા મનડાની માહિ,
જીવંત કૃષ્ણતત્ત્વ અખંડ વહ્યુ. માદિ૦

---

## શિખરે સ્થિતિ.

પદ ૩૭૩ ( પ્યારી પ્યારી હરિ મોહે માજના, એ લય )

ન્યારી ન્યારી, દૈવી અગમ્યભૂમિકા અમારી, સ્થિતિ શી ! મહતી જ્યાની.
મનમતિ નથી ગતિ જ્યા કરી શકતા, સુરમુનિવર પણ ત્યાથી અટકતા,
ધ્યાનીજ્ઞાનીમરખા પણ ના શકે વિચારી અનુમાને નથી એ અણાતી.—
અનુભવના ઘના અખંડ ઝગારા જેમા,
ન શકાનાં દરિતણા પગલાં તેમા
મહા નિશ્ચિત ને અચિંત્ય સ્થિતિના શિખરે,
થઇ જઈ રહીએ નિરંજન ને નિરાકાર એમા — મનમતિ૦
કરીએ મહા વિશાળ પ્રદેશે રમણ,
સ્વીકારીએ ન કોઇનું કે ન કરીએ (કોઇને) નમન

---

૧ વિચારના સ્થૂળ પ્રદેશમા રમણ કરનાર મારું જીવન મરી ગયુ અને સૂક્ષ્મ પ્રદેશમાંરમનાર મારું જીવન કાયમ રહ્યુ. ૨ ગુહ્યભેદ Mystery

નિત્ય ભાળીએ થતું અગાધ ઉત્ક્રમણુ,
કર્યું સહજ સર્વ બંધનોનું અતિક્રમણુ.— મનમતિ૦
સર્વરૂપ છતા સર્વથી અતીત અમે,
થતા બાહ્ય ને સર્વાન્તરે પ્રતીત અમે,
સુપ્રસન્ન અને પૂર્ણપદે સ્થિત અમે,
ગુણાતીત, કાલાતીત, પરાતીત અમે, મનમતિ૦

---

## कृतकृत्यतानी प्राप्तिरूप अंतिम उद्गार.

**પદ ૩૭૪.** (જય જય કૃષ્ણુ જયકારી—એ લય)

ધન્ય ધન્ય આજે, પૂર્ણ ખીલ્યા, મહા ભાગ્ય હો,
નરહરિએ નિજ જનને નિજરૂપ કીધા જી
ભવસિંધુમાહિ અમે નાવ બોડેલા જી,
પ્રભુએ ઉતાર્યા આજ સીધા હો જી,—
ઐશ્વર્યમય જેણે સ્વરૂપને જોવા જી,—
ચક્ષુ તેને ઐશ્વર્યો નિજ દીધા હો જી,—
તત્ત્વાનુભવને જેણે કેવળ ઇચ્છ્યો જી,
તેણે નિર્ગુણપદ ચીખ્યા હો જી,—
નરહરિ પ્રભુથી આજે અભિન્ન થતા કરી જી,
કૃતકૃત્યતાના લ્હાન લીધા હો જી,—

---

## अभेदस्तवन.

**પદ ૩૭૫.**

જય ! જય ! ચિતિપતિ ! પ્રણામ, કરીએ હૃદય ધારી રે,
નિકટ પ્રકટ ઘટ ઘટ જુએ, દષ્ટિ આ અમારી રે,—
આપ દિવ્ય ચિતિજ્યોત, જ્ઞાનપ્રભાપ્રહાસ્રોત,
સર્વમા છો ઓતપ્રોત, તદપિ નિર્વિકારી રે,—
અમ સ્વરૂપ આપવિષે, આપ સ્વરૂપ અમમા દીસે,—
એક રૂપે સર્વ દિશે*, રહ્યા અભેદ પ્રસારી રે,—
હિતતમ જે જે ગણાય, વૃત્તિ મેળવવા જે ધાય,
સર્વ છે તે આપમાણુ, જોતા એ વિચારી રે,—
ભિન્ન રૂપે પ્રતીત થઇએ, જીવશિવસત્તા ગ્રહીએ,

---

* સર્વ દિશામા

(પણ) વાસ્તવ સ્વરૂપે છીએ, આપ અવતારી રે;—
આદિ હતા ચિતિરૂપ, મધ્યે પડ્યા (હતા) ભ્રાંતિરૂપ,
(પુનઃ) આજ થયા ચિતિસ્વરૂપ, સર્વ અધિકારિ રે;—

---

## तत्त्वानुभवोद्गार.

**પદ ૩૭૬.** (દીનદયાળ દેતો ત્યારે લેનારો શું લેશે; એ લય.)

જ્યાં જગદીશ જોતો ત્યાં પછી, જગને ક્યાંથી ભાળું.
એક વસ્તુ બે જણાય એવું, મુજ નેત્રે નથી જાળું;—
એક પદાર્થ જણાય દ્વન્દે, એ ત્યાં કેમ કરી ન્યાળું;—
એકપણું જવ મુજ દષ્ટિમાં, જોઉં ક્યાંથી નિરાળું;—
જડજેવી કોઈ વસ્તુ છે નહિ, તો પછી શેને ગાળું;—
મૂળ બીજને જોઈ ન શકતો, ત્યાં ક્યાં દેખું ડાળું;—
દુકાળનો કેમ વિચાર આવે, જ્યાં હું જોઉં હરિયાળું;—
નકુચો સાંકળ હું નથી જોતો, તો ક્યાં મારૂં તાળું;—
નિર્મળ સૂર્ય હું નિરખી રહ્યો તો, ક્યાં ભયવાદળ કાળું;—
અપ્રિય એવું ક્યાંથી લાવું, જ્યાં છે સઘળું વહાલું;—
દાતારૂપ મુજને જોઉં ત્યાં, કોનું ધન હું ધાલું;—
જગત્ નથી તો જગના ધર્મો, શા આધારે ઝાલું;—
જોતાં હું પરવારી ન શકતો, જગદીશરૂપ રઢીયાળું;—

---

## चितिचंद्रद्युतिमां रमण करनार साधकनुं आनंदकथन.

**પદ ૩૭૭.** (વ્રજચંદ્ર નંદલાલ, આવી મળો તો, એ લય.)

ચિતિચંદ્રછાયમાંહિ, રમણ થતાં મુજ હર્ષ ન માય.
જે જે હું ઇચ્છું નાહિ, તે તે હું જોતો ન ક્યાંહિ,
જ્યાં સાં મુજ ઇષ્ટને[1] હું ભાળતો; અહા ! સુખ શું !— ચિતિ૦—
મુજ ચિતિચંદ્રના પ્રકાશે, દૂર તે પણ પાસે ભાસે,
અસ્ફુટરૂપે ન કાંઇ ન્યાળતો; અહા ! સુખ શું !—
જીવનમય સઘળું જોઉં, જેમ જેમ દ્યુતિથી હું ધોઉં,[2]

---

૧. ઇચ્છેલી વસ્તુને. ૨. જેમ જેમ આ વિશ્વને ચિતિદ્યુતિથી ધોઉં છું, અર્થાત્ તેના ઉપરના જડ, દુઃખમય કચરાને કાઢી નાખું છું, ત્યારે તેને સઘળું જીવનમય અર્થાત્ ચૈતન્યમય જોઉં છું.

નિત્ય ભાળીએ થતું અગાધ ઉત્ક્રમણ,
કર્યું સહજ સર્વ બંધનોનું અતિક્રમણ;— મનમતિ૦
સર્વરૂપ છતાં સર્વથી અતીત અમે,
થતા બાહ્ય ને સર્વાન્તરે પ્રતીત અમે,
સુપ્રસન્ન અને પૂર્ણપદે સ્થિત અમે,
ગુણાતીત, કાલાતીત, પરાતીત અમે; મનમતિ૦

## कृतकृत्यतानी प्राप्तिरूप अंतिम उद्‌गार.

પદ ૩૭૪. (જય જય કૃષ્ણ જયકારી—એ લય.)

ધન્ય ધન્ય આજે, પૂર્ણ ખીલ્યાં, મહા ભાગ્ય હો,
નરહરિએ નિજ જનને નિજરૂપ કીધાં છ.
ભવસિંધુમાંહિ અમે નાવ બેઠેલાં છ,
પ્રભુએ ઉતાર્યાં આજ સીધાં હાં છ;—
ઐશ્વર્યમય જેણે સ્વરૂપને જોવા છ,—
ચહ્યું તેને ઐશ્વર્યો નિજ દીધાં હાં છ;—
તત્ત્વાનુભવને જેણે કેવળ ઇચ્છ્યો છ,
તેણે નિર્ગુણપદ ચીખ્યાં હાં છ;—
નરહરિ પ્રભુથી આજે અભિન્ન થતાં કરી છ,
કૃતકૃત્યતાના લ્હાવ લીધા હાં છ;—

## अभेदस्तवन.

પદ ૩૭૫.

જય ! જય ! ચિતિપતિ ! પ્રણામ, કરીએ હૃદય ધારી રે,
નિકટ પ્રકટ ઘટ ઘટ જુએ, દૃષ્ટિ આ અમારી રે;—
આપ દિવ્ય ચિતિજ્યોત, જ્ઞાનપ્રભામહાસ્રોત,
સર્વમાં છો ઓતપ્રોત, તદપિ નિર્વિકારી રે;—
અમ સ્વરૂપ આપવિષે, આપ સ્વરૂપ અમમાં દીસે,—
એક રૂપે સર્વ દિશે*, રહ્યા અભેદ પ્રસારી રે;—
હિતતમ જે જે ગણાય, વૃત્તિ મેળવવા જે ધાય,
સર્વ છે તે આપમાંહ્ય, જોતાં એ વિચારી રે;—
ભિન્ન રૂપે પ્રતીત થઇએ, જીવશિવસંજ્ઞા મહીએ,

* સર્વ દિશામાં.

(પણ) વાસ્તવ સ્વરૂપે છીએ, આપ અવતારી રે;—
આદિ હતા ચિતિરૂપ, મધ્યે પડ્યા (હતા) ભ્રાંતિરૂપ,
(પુનઃ) આજ થયા ચિતિસ્વરૂપ, સર્વ અધિકારિ રે;—

## तत्त्वानुभवोद्गार.

**પદ ૩૭૬.** (દીનદયાળ દેતા ત્યારે લેનારો શું લેશે; એ લય.)
જ્યાં જગદીશ જોતો ત્યાં પછી, જગને ક્યાંથી ભાળું.
એક વસ્તુ બે જણાય એવું, મુજ નેત્રે નથી જાળું;—
એક પદાર્થ જણાય દ્રષ્ટે, બે ત્યાં કેમ કરી ન્યાળું;—
એકપણું જવ મુજ દ્રષ્ટિમાં, જોઉં ક્યાંથી નિરાળું;—
જડજેવી કોઈ વસ્તુ છે નહિ, તો પછી શેને બાળું;—
મૂળ બીજને જોઈ ન શકતો, ત્યાં ક્યાં દેખું ડાળું;—
દુકાળનો કેમ વિચાર આવે, જ્યાં હું જોઉં હરિયાળું;—
નકુચો સાંકળ હું નથી જોતો, તો ક્યાં મારૂં તાળું;—
નિર્મળ સૂર્ય હું નિરખી રહ્યો તો, ક્યાં ભયવાદળ કાળું;—
અપ્રિય એવું ક્યાંથી લાવું, જ્યાં છે સઘળું વહાલું;—
દાતારૂપ મુજને જોઉં ત્યાં, કોનું ધન હું ઘાલું;—
જગત્ નથી તો જગના ધર્મો, શા આધારે ઝાલું;—
જોતાં હું પરવારી ન શકતો, જગદીશરૂપ રઢીયાળું;—

## चितिचंद्रद्युतिमां रमण करनार साधकनुं आनंदकथन.

**પદ ૩૭૭.** (વ્રજચંદ્ર નંદલાલ, આવી મળો તો, એ લય.)
ચિતિચંદ્રછાયમાંહ્ય, રમણ થતાં મુજ હર્ષ ન માય.
જે જે હું ઇચ્છું નાહિ, તે તે હું જોતો ન ક્યાંહિ,
જ્યાં ત્યાં મુજ ઇષ્ટને[1] હું ભાળતો; અહા ! સુખ શું !— ચિતિ૦—
મુજ ચિતિચંદ્રના પ્રકાશે, દૂર તે પણ પાસે ભાસે,
અસ્ફુટરૂપે ન કાંઇ ન્યાળતો; અહા ! સુખ શું !—
જીવનમય સઘળું જોઉં, જેમ જેમ દ્યુતિથી હું ધોઉં,[2]

---

૧. ઇચ્છેલી વસ્તુને. ૨. જેમ જેમ આ વિશ્વને ચિતિદ્યુતિથી ધોઉં છું, અર્થાત્ તેના ઉપરના જડ, દુઃખમય કચરાને કાઢી નાખું છું, ત્યારે તેને સઘળું જીવનમય અર્થાત્ ચૈતન્યમય જોઉં છું.

શુદ્ધ સ્વરૂપે મઉ ઉજ્જ્વળતો; અહા ! સુખ શું !—
જ્યાં જ્યાં ચિતિરશ્મિ વ્યાપી, ત્યાં ત્યાં મુજ દષ્ટિ સ્થાપી,
વિશ્વે મહા મસ્ત બનીને ચાલતો, અહા ! સુખ શું !—
હર્ષ જે ઉરમાં ઉભજ્યો, અન્યર્થી જાયે તે ન કળ્યો,
હૃદયને છોળથી ઉછાળતો, અહા ! સુખ શું !—
ચિતિછાયમાં હુ બેઠુ, ચિતિરૂપ થઈ હું ગેહું,
ચિતિમા પર્યંક માગે ઢાળતો, અહા ! સુખ શુ !—

## मातस्तवन.

### પદ ૩૭૮. પ્રભાત.

નગ્હરિ નાથ ! રમણીય પ્રાતર્વિષે, પ્રેમથી અનવધિ પ્રણુતિ કરીએ,
રમ્ય આ વિશ્વને ન્યાળીને આપની, અકળ લીલાવિષે સદા ઠરીએ.
પૂર્વમાં સ્વર્ણના વર્ણથી શોભતા, ઝગઝગિત કિરણના ઉદયકાળે,
હસિત આ વદનથી, આપ પ્રભુને સ્મરી, વૃત્તિ આ આપપદમાંહિ મ્હાલે.
હર્ષના ઓઘ ઉર ઉઠતા અનવધિ, આપને ન્યાળતાં સર્વમાહિ,
સૂક્ષ્મમાં સ્થૂલમાં, સર્વના મળમાં, આપ ચિતિવિણુ નથી અવર કાંઇ.
મંદ શીતળ લહરિ વાયુની વહેતી આ, તેમ અમપ્રતિ વહે આપકરણા,
તન અને મનતણા રોમરોમે વસી, રેડની જીવનનાં અમૃત ઝરણાં.
સત્યથી શોભતા સુખદ આ સમયમા, સત્યમૂર્તિ પ્રભુ આપ સ્મરીને,
સત્યમય થઇ રહીએ આપ હિતપણે, ઉરવિષે સત્યબલ શુદ્ધ ભરીને.
પૂર્ણ આનંદમાં સુદિન વીતાવીએ, સ્નેહથી સર્વશું હળીમળીને,
જ્ઞાન, આરોગ્ય, ઐશ્વર્યવૃદ્ધિ થવા, યત્ન બહુ સેવીએ વળી વળીને.
આપ કરણા પ્રભો ! અમિત વર્ષાવજો, સુપ્રવૃત્તિ સત્ક્રિયા સદા કરતાં,
આજ સુયોગ (એવો) આણો પ્રભો ! સહજમાં, (જેથી) સિદ્ધિને પા
મીએ હરતાં ફરતાં.

## मारुतिस्तवन.

### પદ ૩૭૯. આરતી.

જય મારુતિ મહાવીર, હર્ષવડે સ્તવીએ,
આપ એક વજ્રાંગ, જઇ પહોંચ્યા રવિએ[1],
જય વીર—મહાવીર૦

૧ સૂર્ય.

શ્રીકૃષ્ણે તો ગિરિવર, આંગળીપર ધરીયો, વીર,
આપ તો ગિરિવર લઇ વળી, કુદી ગયા દરીયો;—
રામ કૃષ્ણ શિરઉપર, રથમાં ધ્વજમાંહિ,
આપ રહ્યા તેમ રહેજો, આ અમ ભુજમાંહિ;—
અમરવેલીના જ્ઞાતા, બટુક બ્રહ્મચારી,
આપનું બધું બળ ગ્રહેવા, કરજો અધિકારી;—
અનંત બળના રાશિ, અજરામર કહાવો,
બળ અજરામર રૂપે, અમ શરીરે આવો;—
પુચ્છથી રાવણ દાબ્યો, એમાં નથી શંકા,
અધર્મીનું બળ હણવા, બાળી દીધી લંકા,—
જે ગુરુની ભક્તિથી, બળ આપ જ પામ્યા,
અમ અંતર તે રામ, સદા રહો જામ્યા,—
રામથી ગણી અભિન્ન, પ્રેમવડે સ્મરીએ,
અદ્દ્ભુત બળ પુષ્ટિ અમ, અણુ અણુમાં ભરીએ;
આપ હૃદયમાં રામ, જેમ અખંડ રમે,
ઉભય આપ તન મનમાં, રહો કહી સર્વ નમે;—

---

## आरती.

**પદ ૨૮૦.** (જય જય શિવશંકર ત્રિપુરારિ, એ લય.)

જય જય સિદ્ધેશ્વરમુકુટમણિ, જય જય સદ્ગુરુ શ્રીનૃસિંહ ધણી,
નિજ જનસમ શિશુને આજ ગણી, દો દર્શન કરુણા આણી ઘણી.
જોવા પ્રિય મૂર્તિ આપતણી, દષ્ટિ આ સ્થાપી આપ ભણી.
સઉ દોષ દુરિતને સદ્ય હણી, પ્રભુ પ્રકટ થજો આ વિનતિ શુણી,
આપ અને અમે ઉભય મધ્યમાં, સાક્ષીરૂપે રહી પ્રકટી જ્યોતિ આ,
પ્રેમે પ્રાર્થીએ આવો નયનમાં, નાથ નિરંતર;—
નથી આપ સમાન આ ચિંતામણિ, છે આપથી તુચ્છ આ સ્પર્શમણિ,
છો આપ રાશિ, એ એક કણિ, નથી તુલ્ય કદાપિ આપતણી.
પ્રકટ નયનની નિકટ પેખીએ, હૃદયવિષે પણ નિત્ય દેખીએ,
આપ આપ સચરાચર લહીએ, બાહ્યાભ્યંતર;—
અમે સદા આપના છીએ ઋણી, નવ જોશો અમારી કશી કરણી,
સ્મરી માત્ર મહત્તા આપતણી, શિશુઉપર રહેજો દયાર્દ્ર બની.
પ્રકટ નેત્રમાં અભિમાની રહી, પ્રભુને જોવા મીટ માંડી દઈ,

નિર્નિમેષ જ્યોતિવત્ સ્થિર થઇ, બની રહુ આતુર;—
જાણે છે ઉરની હૃદયમણિ! જ્યોતિમાં આ કર્પૂરકણિ,—
જેમ સઘ રહુ એકરૂપ બની, તેમ ભિન્ન આહ આ સઘ હણી.
આપરૂપે આ વિશ્વ સકલમાં, સિદ્ધપદાધિકારિ માત્ર આ,
દશદિશ આપસ્વરૂપને જોતાં, રહો અજરામર;—

---

# છંદો.

## નૃસિંહાષ્ટક.

નૃસિંહનું નામ સદા સ્મરી હું,
નૃસિંહના નામથકી તરી હું;
નૃસિંહના યુગ્મપદે ઠરી હું,
નૃસિંહમાંહિ જઉં ઓસરી હું; ૧
નૃસિંહની ભક્તિ સદા કરું હું,
નૃસિંહમાં મારું 'અહં' ધરું હું,
નૃસિંહના દેશવિષે ફરું હું,
નૃસિંહ સિંધુપુરમાં તરું હું. ૨
નૃસિંહને તારક હું લહું હું,
નૃસિંહની સન્નિધિયે રહું હું;
નૃસિંહમાં દુષ્કૃતિને દહું હું,
નૃસિંહની શક્તિ બધી ગ્રહું હું. ૩
નૃસિંહથી ના પર દેખતો હું,
નૃસિંહથી સો તૃણ લેખતો હું;
નૃસિંહની ઉપર મેખતો હું,
નૃસિંહથી અન્ય ઉવેખતો હું. ૪
નૃસિંહને (મારા) ચાલક માનતો હું,
નૃસિંહને પાલક જાણતો હું;
નૃસિંહની કીર્તિ વખાણતો હું,
નૃસિંહસામર્થ્ય ન નાણતો હું. ૫
નૃસિંહનું કાર્ય જગત્ લહું હું,
નૃસિંહથી ઉદ્ભવતું કહું હું;
નૃસિંહમાં સર્વ અને રહું હું,

નૃસિંહમાં સૌ શમતું ચહું હું. ૬
નૃસિંહસૂત્રે સઉને વણું હું,
નૃસિંહથી ના પર કો ગુણું હું;
નૃસિંહ (ને) મારા સ્વરૂપે ગણું હું,
નૃસિંહનું અષ્ટક આ ભણું હું. ૭
નૃસિંહથી તુચ્છ ગણું સુરેન્દ્ર હું,
નૃસિંહ તુલ્યે કહું ના નરેન્દ્ર હું;
નૃસિંહને માત્ર લહું જ કેન્દ્ર હું,
નૃસિંહથી ભિન્ન નહિ ઉપેન્દ્ર હું. ૮

## ગીતિવૃત્ત.

ભણુશે શ્રદ્ધા રાખી, 'નૃસિંહ અષ્ટક' સાધકજન જે જે,
ભુક્તિ મુક્તિ ને શક્તિ, નૃસિંહની નિશ્ચય લહેશે તે તે.
પ્રાતઃસ્મરણ કર્યાથી, સરસ્વતીની પ્રસન્નતા લહેશે,
મધ્યાહ્ને ભણવાથી, તન, મન, આધ્યાત્મિક ઉન્નતિ ગ્રહેશે.
સાયંકાલે વદતાં, સદા સમીપે લક્ષ્મીવાસ થશે,
ભયભ્રમ આ ટળી જાતાં, સદા સર્વદા સુખસ્વરૂપ રહેશે.

## सद्गुरुकृपाना अनुभवकाले सद्गुरुशरणप्राप्त साधकना हर्षोद्गार.

### દોહરા.

અરિદલબલ નિવારવા, જે બલવત્તમ ઢાલ,
તે રક્ષક સદ્ગુરતણું, શરણ ગ્રહ્યું મેં હાલ.
વક્રદૃષ્ટિ જેની થતાં, યમ પણ ધારે ભીત,
એવા ગુરને શરણ થઇ, થઇ રહ્યો હું અભીત.
સમર્થ કરવા પાળવા, સંહરવા આ દશ્ય,
તેવા ઉગ્ર ગુરુતણો, આજ થયો હું શિષ્ય.
બ્રહ્મા અને બૃહસ્પતિ, સરસ્વતી પણ સાથ,
જેથી જ્ઞાન ગ્રહણ કરે, તે મુજ ગુરુ સાક્ષાત્.
જેને ઉપમા આપવા, જડતી ન વસ્તુ કોય,
એવા નિરુપમ સદ્ગુરુ, સુભાગીને શિર હોય.
વેદશાસ્ત્ર જેને સ્તવે, સેવે ઋષિમુનિ આદિ,
તે સઉ જનના ધ્યેયરૂપ, મુજ ગુરુ આદિ અનાદિ.

જેની સત્તા સ્ફુર્તિથી, જગતતણો વ્યવહાર,—
નીભે છે જે પૂર્વથી, તે મુજ ગુરુ આધાર.
જેમાંથી છે ઉપજ્યું, વિવિધ ભાતિનું જ્ઞાન,
તેહ જ્ઞાનધન ગુરુતણા,-શિષ્યતણું ધરૂં માન.
જેની દૃષ્ટિમાત્રથી, કોટિ-જન્મનાં પાપ,—
ટળી જાતાં ક્ષણુ એકમાં, તે મુજ ગુરુ માબાપ.
જેની દૃષ્ટિથી સ્રવે, વિશુદ્ધ પ્રેમપ્રવાહ,
તે પ્રેમાસ્પદ ગુરુતણો, શિષ્ય થયો હું આહ!
યોગી યતિ ને સિદ્ધ પણ, જેની સિદ્ધિનો અંશ,—
માત્ર લહ્યો તે સિદ્ધિનિધિ, (મુજ) હૃદયમુકુટઅવતંસ.
આવા સદ્ગુરુ પામતાં, થયો જગતમાં ધન્ય,
દેવાદિક સ્તુતિ ઉચ્ચરે, એથી શું સુખ અન્ય!
સદ્ગુરુની છાયામહિં, રમણ કરૂં હું નિત્ય,
જેની છાયામાં રમે, બ્રહ્મા શિવ આદિત્ય.
અનવધિ જે આનંદને, અનુભવતો ઉરમાંય,
કાચી કલમથકી નહિ, તે કદી પૂર્ણ લખાય.
જે શ્રી સદ્ગુરુ તારતા, અધમાધમ આ જીવ,
તેવા સમર્થ શરણથી, ધારૂં ગર્વ અતીવ.
મુજમાં વાસ્તવ માલ નથી, મુજમાં કાંઇ ન જ્ઞાન,
પણ શિરપર રાજે સબલ, શ્રી સદ્ગુરુ ભગવાન.
તે સદ્ગુરુના આશ્રયે, રહી હું દાખવું જોર,
ખીલો સુદૃઢ જોઇને, ભેંશ કરે જેમ તોર.
મુજમાં સ્વતંત્ર બલ નથી, સદ્ગુરુવિણ બલહીન,
(પણ) મુજથી સદ્ગુરુ નિકટતમ, થઇને રહ્યા અભિન્ન.
ખરૂં જોતાં જડરૂપ હું, કાષ્ટનું પોલું ઢોલ,
સદ્ગુરુચર્મથકી મઢ્યું, જેથી બોલું બોલ.
પ્રેમાવેશે આવી જઇ, અનુચિત દઉં દૃષ્ટાંત,
કાં જે એથી પ્રકટતો, મુજ સાચો સિદ્ધાંત.
રદ્દી કાગળનો હું તો, પતંગસરખો તુચ્છ,
સંધાતાં ગુરુદોરથી, પહોંચું ગગને ઉચ્ચ.
દુષ્ટ જનોના હિતને, કરવામાંહિ નિપુણ,
હૃદયધ્વાંત નિવારવા, મુજ ગુરુ દિવ્ય અરુણ.
આવા સદ્ગુરુ શિર લહી, રહે શી મારે ખોટ,

અભાગીસમ મુજ હૃદયમાં, નથી ભરતી કે ઓટ.
જે જોઇએ તે આપવા, સમર્થ સદ્ગુરુરાય,
વલવલતા આ વિશ્વમાં, કોણ હવે તે ધાય?
અનવધિ ધન વૈભવતણા, મહારાશિ ગુરુદેવ,
મુજ શિર રાજે પ્રકટ પછી, કોની કરૂં હું સેવ.
હૃદયવિષે ઉપજે કદી, મોહવૃત્તિ કો વાર,
તૃપ્તિ પામું નિરખી ગુરુ, સુંદરતાના સાર.
જેના મોહક રૂપસમ, ત્રિભુવનમાં નથી કાંય,
એવા શિરપર ગાજતા, મારા સદ્ગુરુ રાય.
કલેશ શોક મારા ટળ્યા, ચિંતા ને વળી દૈન્ય,
નષ્ટ થયું અંતર થકી, કામ ક્રોધનું સૈન્ય.
ગુરુના બોધ થકી થયું, મારૂં અંતર શાંત,
સંશય વિપર્યય જતાં, થઇ રહ્યો નિર્ભ્રાંત.
અમૃતથી પણ અધિક પ્રિય, શુણતાં સદ્ગુરુવાણ,
ગળી જાતો આશ્ચર્યથી, હોયે પાકો પ્હાણ.
અહો! મધુર ધ્વનિ ગુરુતણો, જે ક્ષણ પડતો કાન,
આ વ્યવહારતણું સકળ, ભુલું તત્ક્ષણ ભાન.
જે ક્ષણથી મેં સાંભળ્યો, સાચો ગુરુનો બોધ,
તે ક્ષણથી ઉર અનુભવ્યો સુખસરિતાનો ધોધ.
અદ્વિતીય એ બોધને, શુણી થયું મન સ્તબ્ધ,
અંતર જણવી ના શકે, જડે ન વદવા શબ્દ.
શુણ્યો અનુપમ બોધને, જેણે પ્રીતે કર્ણ,
ધન્ય ભાગ્ય તે જાણવો, પૂર્ણ ભાગ્યનું પર્ણ.
એ ઉત્તમ આનંદને, વર્ણવતાં વહી જાય—
દિવસોના દિવસો તદપિ, યથાર્થ નહિ કહેવાય
જ્ઞાનતણા નિધિરૂપ એ, સદ્ગુરુ મારી પાસ,
તેને ત્યજીને અન્યની, કેમ કરૂં હું આશ.
ભલે જ્ઞાન દર્શાવતા, વિવિધ જાતિનું લોક,
મુજ ગુરુજ્ઞાન નિકટ ગણું, એ સઘળાને ફોક.
શંકા માત્ર વિદારતા, જે ક્ષણ જે જે થાય,
થઇ રહ્યો નિઃશંક હું, મુજ સન્નિશ્ચયમાંય.
સર્વૈશ્વર્યતણા મહા,—સમુદ્ર છે ગુરુરાય,
જેની ઇચ્છા ઉપજતી, તે હું જો તો ત્યાંય.

સંપત્તિ થોડી ગ્રહી, આડંબર ધરનાર,
આ જગમાં નાના જનો, ગણતાં ના'વે પાર.
કંઈક કહે હું જ્ઞાની છું, સઉની પૂરૂં આશ,
પણ નિજની તો ના પુરે, એ જોઇ આવે હાસ્ય.
હું તો સમર્થ ગુરુતણો, જગમાં શિષ્ય ગણાઉં,
લેભાગુ એવા થકી, કેમ હું મોહે તણાઉં.
શ્રી સદ્‌ગુરુકરુણાથકી, મુજમાં દેવી જોર,
ભાસે અનવધિ આવતું, વય છો હોય કિશોર.
અંધ ઉકેલે શાસ્ત્રને, મૂગો કાવ્યો ગાય,
બહેરો શ્રવણુ કરે બધું, એ મુજ ગુરુ મહિમાય.
અજ્ઞાની મતિહીન પણ, ગુરુનો સેવક છું જ,
જગના જ્ઞાની છે નહિ, મુજ ગણતીમાં કુચ્છ.
નથી અભિમાને બોલતો, અંતર નિરભિમાન,
ગુરુપ્રતાપ બોલાવતો, બોલાવે ગુરુજ્ઞાન.
શાસ્ત્ર નથી શીખ્યો, નથી, જાણ્યાં પુરાણ આદિ,
તોપણ ગુરુકરુણા થકી, સત્ય લહ્યું મેં આદિ.
શાસ્ત્રાધ્યયનતણો ભલે, દર્શાવે બહુ દોળ,
(પણ) લવરી કરતી જીભ એ, ચુગે ન અનુભવગોળ.
ગુરુએ નિજ સામર્થ્યથી, મુજમાં પ્રેર્યું જ્ઞાન,
નિઃસંશય તેથી થઇ, ફરૂં થઇ મસ્તાન.
ઉપરના આચારથી, ભલે, જનો વહેમાય,
મુજ અંતરની જે સ્થિતિ, તેથી કદી ન કળાય.
પ્રતાપ એ સદ્‌ગુરુતણો, નથી મારો પુરુષાર્થ,
ગુરુઅનુગ્રહથી સુધર્યાં, મારા સ્વાર્થ પરાર્થ.
નિર્મલતા અંતર વિષે, ક્રમથી થતી જણાય,
ગુરુપ્રદર્શિત માર્ગમાં, હાવે સરલ વહાય.
નિજ સ્તુતિનાં આ વાક્યને, વદવાં છે ન ઉચિત,
(પણ) ગુરુનાં એ સ્તુતિવચન લહી, ગાઉં ગુરુનાં ગીત.
જે જ્ઞાનેથી ના ટળે, અંતરનો પરિતાપ,
તેહ જ્ઞાન સાચું નહિ, બાણ વિનાની ચાપ.
બોધ સ્વલ્પમાં જે દીધો, પણ એ તો અદ્‌ભુત,
હું એ સાચું માનતો, બાકી બીજાં તુત.
ગુરુએ દીધા જ્ઞાનથી, જગત્ લહું હરિરૂપ,

હરિથી ભિન્ન ન દશ્ય આ, રંક હોય કે ભૂપ.
આ વિધિ જ્ઞાન થતાં ઉરે. નથી રહ્યું દુઃખસ્થાન,
કાં જે એ નિશ્ચય થતાં, રહ્યું નહિ અજ્ઞાન.
દ્વૈતભાવ જગમાં સદા, આપે દુઃખ વિવિધ,
દ્વૈતભાવ જાતાં થતો, જીવ પણ મોટો સિદ્ધ.
કેવલ હરિરૂપ જ્યાં લહ્યો, સમગ્ર કાર્યપ્રપંચ,
એક ભાસતા અંતરે, શંકર વિષ્ણુ વિરંચ.
હરિના રાજ્યવિષે નથી, ભય શોકાદિ લેશ,
( હું ) હરિના રાજ્ય વિષે રહું, મુજને ક્યાંથી કલેશ.
જગના અજ્ઞાની જનો, જેને કહે વિકાર,
હરિદષ્ટિ થાતાં મને, જણાય પ્રભુ આકાર.
હરિ સ્વેચ્છાનુસાર જેમ, ધારે અન્ય સ્વરૂપ,
હરિ જ જ્યાં ત્યાં ધારતા, વિકારકેરૂં રૂપ.
સેવે નિશ્ચય વૃત્તિ આ, ક્યાં પછી દુઃખનું ભાન,
ત્રિકાળ સુખમાં હું રમું, ધરતાં હરિનું ધ્યાન.
નિંદા કે સ્તુતિથી મને, થાય ન રાગ દ્વેષ,
'તું તો બ્રહ્મસ્વરૂપ છે,' કહે ગુરુ દેવેશ.
પરબ્રહ્મમાં સ્તુતિ અને, નિંદાનો નથી ભેદ,
અખંડ એક સ્વરૂપ તે, બ્રહ્મ કહે છે વેદ.
ગુરુકરણાથી હું લહું, મુજને તે પરબ્રહ્મ,
અનવધિ મસ્તીમાં વદું, જ્ઞાનઘન શિવોહમ્
સદ્‌ગુરુ નિત્ય પ્રબોધતા, રહેવું પરમ પ્રસન્ન,
ઉચ્ચ ભાવ ઉર સેવવો, બનવું કદી ન દીન.
બ્રહ્મભાવ જે શ્રેષ્ઠ છે, જેથી પર ના કોઈ,
તેમાં મુજને સ્થાપતો, સાવધાન ઝટ હોઈ.
ક્ષણ ક્ષણ ઉચ્ચ પદે થનો, સ્થિર જાણે હું હોઉં,
અંતરમાં તેમ ભાસતું, મુજને યોગી જોઉં.
પ્રતાપ છે આ ગુરતણો તે જેમ નચવે જાય,—
ગુરઅધીન આ પૂતળું, તે વિધિ જ્યાં ત્યાં ધાય.
કદી નહિ દુઃખમાં મને, સ્થાપે નિશ્ચય એહ,
તો પછી કરીને કલ્પના, ધરવો શીદ સંદેહ.
તોપણ જો કદી આપશે, આગળ દુઃખ ગુરુનાથ,
વિચારી દુઃખી ના થતો, ત્યારની ત્યારે વાત.

માતપિતાનો પ્રેમ પણ, ગુરુથી ગણાય ન્યૂન,
ગુરુનો સ્નેહ અમૂલ્ય છે, બાકી બીજાં શૂન્ય
જેહ પ્રેમના સ્મરણથી, હૃદય અતિ ઉભરાય,
અનુભવ કરતાં સુખ લહુ, (તે) કહ્યુ ન મુખથી જાય
પુત્રતુલ્ય પ્રીતિ ધરે, સાચા સદ્ગુરુ તે જ,
નિર્હેતુક ગુરુપ્રેમથી, અવધિ અવધિ છે જ
તેવા દુર્લભ પ્રેમનુ, આસ્વાદન કરૂ નિત્ય,
એથી અધિક ન ભાળતો, કોથી થાવુ હિત
કોણુ પ્રેમ દર્શાવતુ, સદ્ગુરુસરખો આજ,
ચૌદ લોકમાં ના લહુ, સત્ય પ્રેમ ગુરુમા જ.
લહ્યો જગજ્જન સ્નેહને, તે પણુ કરીને વેહ,
પણુ તે મુજ ઉર ભાસતો, ગુરુપ્રેમથી હેઠ
એવુ કાંઇ ન દેખતો, મુજ ગુરુમા ના હોય,
આપે પ્રેમવડે બધુ, મુજ ઇચ્છા જે જોય
મનમાન્યા સદ્ગુરુ મળ્યા, હવે શુ મારે ન્યૂન,
નિશ્ચય આજ ઉદય થયા, સર્વ પૂર્વના પુણ્ય
ક્ષુધિત જેમ ભોજન મળે, તરસ્યાને જળ જેમ,—
મળતા તૃપ્તિ થતી અતિ, મુજને ગુરુથી તેમ
જ્ઞાન, વિભવ ને વિષયથી, સર્વ થકી હુ પૂર્ણ,
ગુરુકૃપાથી જીવ લોહસમ, થયો હુ ચિતિસુવર્ણ
ગુરુકરુણાથી જ્ઞાનની, નિત્ય ધૂનમા રહીશ,
મુજ અનુભવના દોહરા જ્યારે ત્યારે ગાઇશ

---

## હાથ.

### દોહરા.

જો તુજ હાથે આપતો, હોઇશ અતિશય દાન,
તો જ હાથ તે જાણવો, નહિ તો થોરસમાન
પ્રેમવડે તુજ હાથથી, જો (તે) પૂજ્યા ભગવાન,
તો તે સાચો હાથ છે, નહિ તો કાષ્ટસમાન
ભાવ ધરી જો ગુરતણા, ચરણુ દબાવ્યા હોય,
તો જ હસ્ત તે જાણજે, નહિ તો ઝેરી ગોય
નિસ્સારી નિર્બળતણી, જો તે ચામડી પીડ,

તો તેં તારો હાથ છે, નહિ તો લાંબો કીટ.
રોગી અને અશક્તને, જો કદી દીધું અન્ન,
તો તે હાથ ગણાય છે, નહિ તો સાપની ફેણ.
દુઃખી શિર કર સ્થાપતાં, જો તે પામે સુખ,
તેને ગણજે હસ્ત તું, નહિ તો અજગર મુખ.
દુઃખ ફેડવા કારણે, ગરીબની ગ્રહી બાંહ્ય;
તેને હસ્ત જ જાણવો, ન તો કુઠાર ગણાય.
ક્ષુધાર્થિને ભોજન દીધું, દીધું તૃષિતને તોય,
તો તે હાથ ગણાય છે, નહિ તો કાષ્ઠ જ હોય.
દીધા પિતરને પીંડ જો, તો તે હાથ જ જાણ,
નહિ તો તેને જાણ નિજ શિરચ્છેદક કૃપાણ.
ઇષ્ટસ્મરણમાલાવડે, જો તુજ શોભે હાથ,
ગણજે તેને હાથ તું, ન તો બળદની નાથ:
આલિંગ્યું ગુરુનું તનુ, તો તે હસ્ત જ જાણ,
નહિ તો તેને જાણજે, ઝેરી અણીનું બાણ.
(નિજ) આશ્રિત શિર કર સ્થાપતાં, જો તે પામે શાત,
નિશ્ચય તો તુજ જાણજે, પરમાત્માનો હાથ.
પ્રભુઅર્થે ધન વાપરી, જો તેં રાખ્યો રંગ,
તો તો તારો હાથ છે, નહિ તો લાંબું શૃંગ.
સન્માર્ગે જો વાળીયા, તુજ હસ્તેથી લોક,
તો તે હાથ ગણાય છે, ન તો ભારરૂપ તોક.
દુઃખી સ્વર સુણતાં કરી,—તુજ હસ્તે ના વ્હાર,
અજાગલસ્તનરૂપ એ, તનુને મિથ્યા ભાર.
જો તુજ હસ્તવડે થયાં, પરમ અર્થનાં કામ,
(તો) અવશ્ય તે, દર્શાવશે, પરમ શાંતિનું ધામ.

---

## वातोने प्रवेश करावानां त्रण दरवाजा.

### દોહરા.

કોએ કીધી વાતને, કે જેને તું જોય,
તે વાતો તું અન્યને, કે'વા ઇચ્છતો હોય.
દ્વારત્રય સુવર્ણનાં, તેમાંથી તુજ વાત,—

પ્રસાર કરીને બોલજે, કો આગળ સાક્ષાત.
'શું તે સાચી વાત છે?', અગત્યની શું તેહ?',
'શું તે હિતકર વાત છે?' 'દ્વારત્રય છે એહ.
જો તે દ્વારથકી વહી, સરલપણે તુજ વાત,
તુજ જિહ્વાપર આવતી, કહે તે થઇ નિર્ભ્રાંત.
જે વાતો ખટકાવિના, આવી રહે તુજ મુખ,
સ્પષ્ટ કહે તે સુખ કે, પછી ઉપજાવે દુઃખ.

---

## निर्धनतासंबंधी साधकना निश्चय.

### દોહરા.

નિર્ધનતાનું જગવિષે, અજ્ઞાની ઉરમાંહ્ય;—
દુઃખ અધિક ઉપજે અને, જ્ઞાનીને નથી કાંય.
જેને મન શ્રદ્ધા વસે, ઇશ્વિરપર દૃઢ રીત,
તેનું મન ગાતું નથી, નિર્ધનતાનું ગીત.
'આ વ્યવહાર ચલાવતા, ઈશ' એવું જે ચિત્ત,
થતું ન દુઃખ તેને છતાં, નિકટ હોય નહિ વિત્ત.
પ્રભુ સઘળું દે એવું જે, ઉરમાં થાય પ્રતીત,
નિર્ધનતાપર મેળવે, તે નિજ મનની જીત.
પ્રભુપર શ્રદ્ધા જેહને, (તેની) પાસે હોય ન અર્થ,
પણ નિર્ભય રહી ઝુઝતો, લહી નિજ પ્રભુ સમર્થ.
કીટ ભ્રમર આદિ નહિ, જાણે, ધનની વાત,
પણ તેના નિર્વાહને, કરે પ્રભુ સાક્ષાત.
ધનને જે ના જાણતા, એવા જીવ અનંત,—
જીવે, તો પછી ધનવિના, થશે શું માનવઅંત?
જાણે જે પ્રભુ ચલવવો, ધનવિણ પણ વ્યવહાર,
તેવાને શરણે જઇ, ધર ચિંતા ન લગાર.
ધન નિર્વાહ કરે નહિ, પ્રભુ કરે નિર્વાહ,
જાણે એવું તેહને, ધનવિણ થતો ન દાહ.
ચાલક સત્તા ધનતણી, જો છે કેવળ ઇશ,
પ્રવર્તી બીજા સાધને, રક્ષશે જ હરમિષ.
ધન તુજ રક્ષણ નવ કરે, પ્રભુ જવ છે પ્રતિકૂલ,

ધન શીદ મુખ્યત્વે ચહે, કરને પ્રભુ અનુકૂલ.
ધનવિણ ગર્ભવિષે રહ્યો, ધનવિણ બનીયો બાલ,
રક્ષ્યો ધનવિણ (જેણે) તે સમય, (તે) કેમ ન રક્ષે હાલ
ધનપ્રાપ્તિનો ન્યાયનો, યત્ન ન છાંડીશ વીર,
પણ કદી નિષ્ફલતા થતાં, ત્યજીશ નહિ તું ધીર.
એક સમય નિષ્ફલ કદી, ધનનું સાધન થાય.
નિરાશ તેથી ના થતાં, ધૈર્ય ધારજે ત્યાંય
દુધતણું દહીં આ ક્ષણે, કદી ન જામ્યું હોય,
અલ્પ કાળ વીતે નહિ, જામે એ કહે કોય ?
પરિપકવ સાધન નહિ, આજે ધનનું હોય,
(જે) ધૈર્ય ધરે પાક્યા લગી, તે તેમા ધન જોય
ધનની ઇચ્છા હોય તો, ધર શ્રીપતિની આશ,
મીઠું દુધ નહિ મળે, કદી વલોવ્યે છાશ.
અનંત શ્રીપતિકેરી તેં, (જો) સબળ મેળવી મ્હાય,
ધનના ઢગના ઉભળશે, ઠોકર મારીશ જ્યાંય.
હે મન ! તુ નિર્ભય રહે, વિચારીને આ પેર,
બીજાનો જીવ લે (પણ) કરે, મીરાને શું ઝેર ?
નિર્ધનતાને જોઇને, થના બીજા છો રાંક,
શ્રીપતિની કરણાવડે, મહા મસ્ત હું વાઘ
વિભૂતિ ને સર્પો થતા, શિવને શોભારૂપ,
હું પણ શોભીશ ધરી શિરે, નિર્ધનતાનો ખૂપ.
વિષ્ણુકરકમલે રહી, શોભે શંખ અનુપ,
મુજ સંગે રહી શોભશે, નિર્ધનતા પણ ખુબ.
બાળક નિર્ભય બની રહે, જો માતાની કુંખ,
મુજ નિર્ભયતાએ કરી, નિર્ધન તોપણ ભૂપ
કૃષ્ણકંઠમાં અન્ય ના, શોભે ગુંજાતુલ્ય,
વધશે મુજ સંગે રહી, નિર્ધનતાનું મૂલ્ય.
મુજને દેવા ઈશ્વરે, ધાર્યા હાથ હજાર,
તે શ્રમ વ્યર્થ કરે નહિ, દીધાવિણ અપાર.
નિજ સામર્થ્ય પ્રકાશવા, દીધા મને અવતાર,
તે પ્રભુ સિદ્ધ કર્યાવિના, કદી નહિ રહેનાર.
જે પ્રભુએ દીધી મને, નિર્ધનતા આ કાળ,
દેશે તે પ્રભુ પ્રેમથી, ધન ઉચીને કાલ.

નિર્ધનતા પ્રભુની દીધી, જો ન ગ્રહું હું હાલ,
હુ માગું તો કાનપર, ધરે ન તે તત્કાળ.
નિર્ધનતાને લેઇને, કરૂં જો સદ્‌ઉપયોગ,
કાલ પ્રભુ ગણશે મને, તો સંપત્તિયોગ્ય.
માટે ડરવાનું નથી, નિર્ધનતાને જોઇ,
કા જે એ લેનાર નથી, મુજ પાસેથી કોઈ.
અસર કરે અમૃતસમી, વૈદ્ય વિષને દેઈ,
નિર્ધનતા પણ સુખ દીયે, જો વિધિથી વપરાઇ.
જે કાળે જે જોઇએ, ઇશ્વર દે તે કાલ,
ધન આપી શાદને હરે, નિર્ધનતા તે હાલ.
આજથકી પણ અધિક જવ, ધનની હશે જરૂર,
તે કાળે ધન અનવધિ, દેશે પ્રભુ જરૂર.
શુદ્ધ ભાવથી યાચતો, દો સંપત્તિ નાથ,
તારૂં નહિ, મારૂ કરૂં, દેવી આપને હાથ.
ધનથી પણ ઉત્તમ દીધાં, અનેક સાધન અન્ય,
તેને સિદ્ધ કરી ન કાં, કરૂં જન્મ મુજ ધન્ય ?
સુખ મેળવવું માહરે, (તો) ધનવિણ પણ મળનાર,
એક જ ધનના કારણે, શીદ વહું દુઃખની લ્હાર.
ધન મુજને મળવું નથી, એવું ધરૂં ન ઉર,
વસ્તુતઃ કાં જે નથી, ધન મુજથી કંઈ દૂર.
અવશ્ય એ મળનાર છે, એમાં નથી સંદેહ,
આ કાળે મુજ નહિ હશે, ધનથી શુદ્ધ સ્નેહ;
શુદ્ધ સ્નેહ હોયાવિના, મળે ન ઉત્તમ વિત્ત,
ઉત્તમ વિત્તવિના કદી, પ્રકટે નહિ સુખ ચિત્ત.
ચિત્તે સુખ પ્રકટયું નહિ, ધન નહિ પણ તે ધૂળ,
નિશ્ચય કરી તે જાણવું, નિર્ધનતાનું મૂળ;
ધનપ્રતિ મોહ ન ઉપજે, પણ જો શુદ્ધ સ્નેહ,
તો તે ધન સુખને દીએ, એ છે નિઃસંદેહ.
ધન મારૂં સર્વસ્વ છે, એવો ધનનો મોહ,
અવશ્ય કરી ઉપજાવતો, પ્રભુપ્રતિ તે દ્રોહ.
મુજ સ્વરૂપસત્તાવડે, સ્વતઃ વિત્ત ખેંચાઇ;
મુજ આધીન થઇ રહે, તે જાણું સુખદાઈ.
સ્વરૂપકેરી ચમત્કૃતિ, ગણી તે પર ધરૂં પ્રેમ,

નિઃસંશય તો તો કરે, તે ધન મારૂં ક્ષેમ,
સ્વાર્થ વૃત્તિ જે ધનપ્રતિ, ઉપજે મુજ ઉરમાંહ્ય,
તે ધન વાસ્તવ સુખ કદી, ઉપજાવે નહિ કોય.
ધનની સત્તા ભિન્ન લહી, જો તેપ્રતિ ખેંચાઉં.
તો તે સબલ અને હું તો, દુર્બળ એમ ગણાઉં.
જેમ તેવું ધન નચવતું, પડે નાચવું તેમ,
પરાધીન કેદી થવું, ગમે જ મુજને કેમ.
પરાધીન તો પ્રભુતણો, અન્યતણો તો નાહિ,
કાં જે તે પ્રભુ થઇ રહે, મુજ અધીન ક્ષણમાંહિ.
મુજ સ્વરૂપસત્તાથકી, થઇશ હું જેમ અભિન્ન,
મુજ નિકટે તવ (શી) આવશે, કરતી ખન ખન ખન.
મુજ સ્વરૂપભૂત લેખીને, તવ તેને હુ ગ્રહીશ
અનવધિ સુખને શાંતિને, ત્યારે ઉરે લહીશ.
તેવી સ્થિતિને પામવા, હવ ન ઝાઝી વાર,
નિજરૂપ કરવાને મને, કાં જે પ્રભુ તેયાર.
કરીને દિવ્ય ઉપાસના, થઉં નહિ પ્રભુરૂપ,
ત્યાં લગી રહેવું યોગ્ય છે, નિર્ધન સ્થિતિમાં ચુપ.
સાધન સર્વ મળ્યાં મને, ઇષ્ટોપાસનકાજ,
સાથે સઘળાં સાધીને, કાં ન ગ્રહું પ્રભુ આજ.
સર્વ કરણને રોધીને, વૃત્તિથી એકતાન,
થઇ હૃદયમાં ધારૂં હું, શ્રીપતિકેરૂં ધ્યાન.
ધ્યાનતણી સિદ્ધિ થતાં, પ્રસન્ન પ્રભુને જોઉં,
કહેતા માગે તે દઉં, અનુભવતો એમ હોઉં.
ધ્યાતા ધ્યેયરૂપે થઉં, ધ્યેયતણું સામર્થ્ય,
મુજમાં લહી મુજને લહું, ધ્યેયસમાન સમર્થ.

---

## मंगलाष्टक.*

### શાર્દૂલવિક્રીડિત છંદ.

જેના યોગવડે સમસ્ત જગ આ, આકલ્પને પામતું,
જેના નિત્ય સુયોગથી સ્થિતિ અને, વૃદ્ધિવિષે જામતું;

* લગ્નોત્સવનિમિત્ત રચવામાં આવેલા.

સાધે જેની કૃપા સદા જગતમાં, દાંપત્યસાફલ્યને,
તે શક્તિપતિ શક્તિસાથ કરજો, દાંપત્યમાંગલ્યને. ૧

જેથી શ્રેષ્ઠ ગણાય આશ્રમવિષે, રૂડો ગૃહસ્થાશ્રમ,
જેની સિદ્ધિ અનંત પુણ્ય ફલને, આપી કરે ઉત્તમ;
જેનો દૈવી પ્રતાપ સત્વર હરે, દુઃખાદિના શલ્યને,
તેની સિદ્ધિ કરી, કરો પ્રભુ સદા, દાંપત્યમાંગલ્યને. ૨

વ્યાપી માનવવર્ગમાં પશુ અને, વૃક્ષાદિ પાષાણમાં,
દૈવી પ્રકૃતિ ને પુરુષરૂપમાં, ધાતુ અને ધાન્યમાં;
જે સૌમાં વસી શુભ જીવન સિંચે, સૌને થવા ઉજ્જ્વલ,
તે શ્રી, શ્રીપતિસાથ દંપતિતણું, સાધો સદા મંગલ. ૩

પામો જ્ઞાન અનંત, શક્તિ લહજો, અધ્યાત્મયોગે કરી,
દૈવી સદ્‌ગુણથી અલંકૃત કરો, પુત્રાદિ ભોગે કરી;
સાચા માનસ યોગથી મનવિષે, સામર્થ્ય લો પુષ્કળ,
આ વિશ્વે પતિપત્ની રૂપ થઈને, સાધો સદા મંગલ. ૪

વાધો પ્રેમ અતિ પરસ્પર સદા, આનંદભોગે કરી,
અર્થો ઈપ્સિત અર્પજો ઉભયને, હેતે સદા શ્રીહરિ;
પામો ધાન્યધનાદિ પુત્ર પશુ ને, સન્મિત્રનું મંડલ,
દીર્ઘાયુ થઈને તથા નિરામય રહી, પામો સદા મંગલ. ૫

ઋદ્ધિને ઋષિ ! આપજો ઉભયને, સિદ્ધો ! દીયો સિદ્ધિને,
દેવો ! દિવ્ય ગુણો દઇ નવનિધિ,—કેરી કરો વૃદ્ધિને;—
આપો શ્રીગુરુ ! એમને ગુરુપણું, દર્શાવી વાત્સલ્યને,
દોષો માત્ર ઉપેક્ષીને ઉભયના, દો ઈશ ! માંગલ્યને. ૬

મિથ્યા મોહવિષે ન લુબ્ધ રહીને, કર્તવ્યને સાધજો,
સાચા ભાવવડે હૃદે વરવધૂ ! શ્રીઈશ આરાધજો;
અંતર્નિષ્ઠ થઇ સદાય હણજો, આ ચિત્તચાંચલ્યને,
સાચા ઈશઅનુગ્રહેથી લહજો, ઉત્કૃષ્ટ માંગલ્યને. ૭

રાણી ! ઈશ્વરભાવ નિજ પતિમાં, સંપૂર્ણ અંશે ધરો,
પત્નીમાં લહી ઉચ્ચતા, જગતનો, હે સુજ્ઞ ! સિંધુ તરો;
પુષ્ટિતુષ્ટિ રહો સદા ઉભયને, પામો ન વૈકલ્યને,
યાવચ્ચંદ્રદિવાકરો અનુભવો, અત્યંત માંગલ્યને. ૮

## શ્રીયજ્ઞનારાયણની સ્તુતિસહ અભ્યર્થના.

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

જેની જ્યોતિ કરાલકાલસમને, છે શક્ત સ્તંભાવવા,
જેની જ્યોતિ અતીવ ઉગ્ર અઘને, છે શક્ત નીવારવા;
જેની જ્યોતિ જ્વલંત દીપ્ત થઈને, વ્યાપી રહી વિશ્વમાં,
તે જ્યોતિર્મય યજ્ઞદેવ ! નમીએ, જે દશ્ય અદશ્યમાં.

જે જ્યોતિમહિં રુદ્ર વિષ્ણુ અજને, વ્યાપ્યા સઉ દાનવો,
જેમાં વ્યાપક શક્તિ, દેવી, વસીયાં, જેમાં બધા માનવો;
જેમાં સપ્ત સમુદ્ર, ગહ્વરગિરિ, જેમાં રવિ ચંદ્રમા,
તેવા ઉગ્ર પ્રચંડ યજ્ઞ નરશ્રી ! સૌ દોષની દો ક્ષમા.

જેની જ્વાલવિષે રહ્યા ધનપતિ, (જેમાં) કૈલાસ આદિ સ્થલો,
જેમાં વ્યાપક વાયુ ઇન્દ્ર સ્મરને, દેવાદિનાં મંડલો;
જેમાં છે સ્થિત ચૌદ લોક સઘળા, જ્યાં પંચતત્વો રહ્યાં,
તેવા યજ્ઞપુરુષ ! આજ અમને, પોષો જણાવી દયા.

જેમાં સર્વ વનસ્પતિ વસી રહી, અષ્ટાદશે જાતની,
જેમાં સ્વર્ણસમાન ધાતુ પણ છે, વ્યાપી બહુ ભાતની;
જેમાં વ્યાપક સૃષ્ટિ છે ખનિજની, જેમાં પશુસૃષ્ટિ છે,
તેવા શ્રેષ્ઠ સુઅગ્નિદેવતણી તો, આજે કૃપાદષ્ટિ છે.

જેને સૌ રસસિદ્ધ 'આર્યહુતભુક્,' એ શબ્દ સંબોધતા,
જેને મંગલ કાર્યમાં સુજન સૌ, સાક્ષીપદે સ્થાપતા;
જેને સિદ્ધ મુનિ યતિ નિજતણા, સામર્થ્યરૂપે લહે,
તે અગ્નિમય પૂજ્ય દેવ અમમાં, (આજે) સૌ દુષ્કૃતિને દહે.

જેની ભક્તિવડે ઘણા નૃપતિઓ, પામ્યા બહુ પુત્રને,
જેની ભક્તિવડે ઘણા વીર જનો, પામ્યા રૂડાં શસ્ત્રને;
જેની ભક્તિથકી અનેક જન છે, પામ્યા મહા રાજ્યને,
તેવા યજ્ઞનરેશ ! ઈપ્સિ દીયો, સ્વીકારી આ આજ્યને.

જેમાં જ્ઞાનસુયોગ આદિક રહ્યાં, વેદશ્રુતિ સંગીતો,

જેમાં અમૃત ને હલાહલ રહ્યું, જેના સહુ આશ્રિતો;
જે સામર્થ્યવિષે મહજ્જન બધા, 'નેતિ' કહીને રહ્યા,
તે સામર્થ્યસ્વરૂપ અગ્નિ નિરખી, સંકષ્ટ આજે દહ્યાં.

જેમાં વ્યાપક છે વિરાટ સઘળું, જેનાં રૂપો સૌ અહીં,
જે ઉત્પત્તિ સ્થિતિ તથા લયવિષે, જ્યોતિરૂપે છે રહી;
જે છે જન્મરહિત, અંત પણ ના, જેનો ગણાયો કદી,
તેવા બ્રહ્મસ્વરૂપ વહ્નિ! તમને, આજે કરીએ નતિ.

જે વિદ્યા સુકલા તથા બલતણું, મોટું અધિષ્ઠાન છે,
જેમાં પ્રાણ તથા મનોમય અને, આનંદ વિજ્ઞાન છે;
અષ્ટે સિદ્ધિ તથા નવે નિધિ રહ્યાં, જેમાં ૭ સંપત્તિઓ,
તેવા દિવ્ય વિશાલ યજ્ઞ ભગવન્! દો બાળી આપત્તિઓ.

સત્કીર્તિ પ્રસરાવજો સહુતણી, આ લોક ને સ્વર્ગમાં,
છાપો અદ્ભય રૂપમાં સકલને, દેવાદિના વર્ગમાં;
ભ્રાંતિમાત્ર નિવારી અંતરવિષે, શાંતિ અતિ આપજો,
જેનાથી જગમાં અજય્ય થઈએ, તે માર્ગમાં સ્થાપજો.

આપો રૂપ પ્રતાપ ને અનુપતા, આપો બહુ દ્રવ્યને,
કાપો ક્લેશ વિકારમાત્ર જીવના, સ્વીકારી આ હવ્યને;
જે જે ઉચ્ચ ગુણો ગણાય જગમાં, દેજો પ્રભો! સર્વને,
આપી આપનું દિવ્ય તેજ હરજો, સંતાપ ને ગર્વને.

કાયામાં બળ આપજો, હરવજો શત્રુ અમારા બધા,
આણી ઉચ્ચ સ્થિતિ અતિ મનતણી, દો શૌર્ય, કૃતજ્ઞતાં;
આધ્યાત્મિક બલે અગમ્ય કરજો, રૂડાં સુકાર્યો ઘણાં,
અગ્નિરૂપ! પ્રસન્ન આજ થઈને, વિઘ્નો હણો સૌતણાં.

ભક્તિભાવ દઢાવજો ગુરુવિષે, શ્રદ્ધા બહુ આપજો,
કર્તવ્યે અતિ વેગ આપી સહુને, સાચે પદે સ્થાપજો;
મિથ્યા ક્રોધ તથા ખરાબ ખલતા, આજે પ્રભો ટાળજો,
વિસ્તારી ગુણ ઈશના અમવિષે, શ્રીઇષ્ટમાં વાળજો.

આપો આ વ્યવહારમાં સુગમતા, પરમાર્થને સાધતા,
સ્થાપો સાધકમાત્રના હૃદયમાં, સૌ કોઇની ઉચ્ચતા;
હોયે દૂષિત ભાવ જેહ મનના, તે ભસ્મ આજે કરો,
હે જ્યોતિરૂપ અગ્નિદેવ ! કરુણા, દાખી કરો ઇશ્વિરો.

દાખો ના કદી ઉગ્ર તાપ મનમાં, અગ્નિ ! તમારો કદી,
પ્રેમે દૃષ્ટિ કરો સુસાધકપ્રતિ, એ માત્ર ઇચ્છા વદી-
સર્વે શીર્ષ નમાવતા તમપ્રતિ, આણી હૃદે પૂજ્યતા,
દેશો વાંચ્છિત એહ આશ ધરીને, આજે કરી પૂર્ણતા.

દીર્ઘાયુ કરજો પ્રભો ! પ્રકટીને, સાકાર રૂપે તમે,
આ જન્મે જ વિલોકીએ, નરહરિ, આ ક્ષુદ્ર નેત્રે અમે;
જે ઇચ્છા ધરીએ ઉરે સહજમાં, તેને પૂરી પાડજો,
આ પૂર્ણાહુતિ બોલતાં વિનવીએ, સઉ આપમા લાવજો.

---

## શ્રેયસ્સાધકઅધિકારિવર્ગદ્વારા પ્રકટ થએલા ગ્રથો.

## છોટાલાલ જીવનલાલનાં રચેલાં પુસ્તકો.

### अध्यात्मबलपोषकग्रथमाला-प्रथम अक्ष

અધ્યાત્મબલ એ સર્વોપરિ બન છે, એ સર્વ સ્વીકારે છે તે બલ શી રીતે પ્રાપ્ત કરવુ, તે આ ગ્રથમા વર્ણવવામા આવ્યુ છે આ બલ પ્રાપ્ત કરવાની ક્રિયા એટલી સરળ છે કે સામાન્ય બુદ્ધિમાન્ વૃદ્ધ, યુવાન કે બાળક, સ્ત્રી અથવા પુરુષ સર્વ તે સાધી શકે છે આ ગ્રથ વાચતા તમારી બુદ્ધિમા તત્કાળ ઉચો ફેરફાર થયાવિના રહેતો નથી

ગ્રથમા શ્રીમન્નૃસિહાચાર્યજીની સુદર છબી મૂકવામા આવી છે મૂલ્ય રૂ ૧-૦-૦ પોસ્ટેજ રૂ ૦-૧-૦

---

### विद्यार्थींनो साचो मित्र.

ગુજરાતીમા આ પ્રકારનો ગ્રથ આ એક જ છે તે એકના વિદ્યાર્થીઓને માટે છે એમ નથી' પણ શરીરનુ આરોગ્ય સાચવવા ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યને તે અત્યત ઉપયોગી છે તેને વાચનાર સે કડો મનુષ્યોએ તમાકુનુ વ્યસન છોડી દીધુ છે તમારા કોઇ મિત્ર અથવા સબધીને આ વ્યસન હોય તો આ પુસ્તક તેને ભેટ આપવાથી તમે તેનુ નિરતરનુ કલ્યાણ સાધશો મૂલ્ય ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૬

### बधकोशनो उपाय

મૂલ્ય ૦-૨-૦, પોસ્ટેજ ૦-૦-૬

### सुधास्रोतस्विनी-प्रथम कल्लोल

આ પુસ્તકમા જ્ઞાનના, વૈરાગ્યના, ભક્તિના અને બોધના ઉત્તમ પદોનો સમાવેશ કર્યો છે મૂલ્ય ૦-૫-૦ પોસ્ટેજ ૦-૦-૬

---

### सुधास्रोतस्विनी-द्वितीय कल्लोल

ઉપરના પુસ્તકના જેવા જ, પણ અનેક ઉત્તમ રાગોમા આ પુસ્તકમા જ્ઞાનના, વૈરાગ્યના, ભક્તિના અને બોધના ઉત્તમ પદોનો સમાવેશ કર્યો છે પુસ્તકમા ગ્રથ કર્તાની સુદર છબી મૂકવામા આવી છે મૂલ્ય રૂ ૬-૮-૦ પોસ્ટેજ ૦-૨-૦

---

### बालकोने केवी रीते केळववा

પ્રજાવાળા તથા પ્રજાવિનાના સર્વ સ્ત્રીપુરુષોએ આ ગ્રથને અ

વલોકન કરવાની અત્યંત અગત્ય છે. ઘણા ધારે છે કે આ ગ્રંથમાં બાળકોને વિદ્યા કેમ ભણાવવી તે લક્ષ્યું હશે, પરંતુ તેનો મુખ્ય વિષય બાળકોને કેવી રીતે સદ્‌ગુણી કરવાં, તે છે. બાળકોના દોષોથી કંટાળી ગયેલાં માબાપોને તે ટાળવાના નવીન ઉપાયોનું આ પુસ્તક જ્ઞાન આપે છે. મૂલ્ય ૦–૫–૦ પોસ્ટેજ ૦–૦–૬.

---

### ब्रह्मचर्य.

આ લોકપ્રિય લઘુલેખમાલાનો પ્રથમ અંક છે. પ્રત્યેક વિદ્યાર્થીના હાથમાં આપવા યોગ્ય આના જેવું બીજું પુસ્તક તમને ભાગ્યે જ જડશે. મૂલ્ય ૦–૦–૬; પોસ્ટેજ ૦–૦–૬.

---

### रोग टाळवाना उपायो.

લોકપ્રિય લઘુલેખમાલાનો આ બીજો અંક છે. ઔષધવિના આરોગ્યના નિયમો પાળવાથી તથા જલોપચારથી વ્યાધિઓ કેવી રીતે ઘેર બેઠે મટાડી શકાય છે, તે આ અંકમાં ઉત્તમ પ્રકારે વર્ણવવામાં આવ્યું છે. મૂલ્ય ૦–૧–૬; પોસ્ટેજ ૦–૦–૬.

---

### प्लेगथी बचवानो कोइ उपाय नथी शुं ?

લોકપ્રિય લઘુલેખમાલાનો આ ત્રીજો અંક છે. સર્વ પ્રકારના વ્યાધિઓ તથા દુઃખોથી બચવા માટે સદ્વિચારનો મહિમા આ અંકમાં બહુ રસભરેલી રીતે વર્ણવવામાં આવ્યો છે. મૂલ્ય ૦–૧–૬; પોસ્ટેજ ૦–૦–૬

---

### ईश्वरनी भक्ति मनुष्योए शा माटे करवी ?

આ લોકપ્રિય લઘુલેખમાલાનો ચોથો અંક છે. પ્રત્યેક મનુષ્યના હાથમાં આપવા યોગ્ય આના જેવું બીજું પુસ્તક તમને ભાગ્યેજ જડશે. મૂલ્ય ૦–૦–૬ પોસ્ટેજ ૦–૦–૬.

---

### श्रेयस्साधकअधिकारिवर्ग, ए शुं छे ?

લોકપ્રિય લઘુલેખમાળાનો આ પાંચમો અંક છે. તેમાં શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ એ શું છે, તેના સિદ્ધાંતો કેવા છે, તેમાં કોને

દાખલ કરવામાં આવે છે, વગેરે વિષયોવિષે વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. મૂલ્ય ૦-૧-૬ પોસ્ટેજ ૦-૦-૬.

## मूर्तिपूजानुं खंडन करनारा मूर्तिपूजाना खरा रहस्यथी केटला अज्ञान छे ?

લોકપ્રિય લઘુલેખમાળાનો આ છઠ્ઠો અંક છે. એમાં મૂર્તિપૂજા ખરી હોવાનાં કારણો, તથા તેથી કેવા લાભ થાય છે, તે સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યું છે. મૂલ્ય ૦-૦-૬, પોસ્ટેજ ૦-૦-૬.

## दुग्धोपचार अथवा दुधना सेवनवडे सघळा रोगो टाळवानो उपाय.

લોકપ્રિય લઘુ લેખમાળાનો આ સાતમો અંક છે. દુધના સેવનવડે સઘળા રોગો કેવી રીતે મટાડી શકાય છે, તેનું તેમાં બહુ ઉત્તમ પ્રકારે વર્ણન કરવામાં આવ્યું છે. મૂલ્ય ૦-૦-૬ પોસ્ટેજ ૦-૦-૬

## विविध ज्ञानबोधक विषयो.

મહાકાલના ૧૬ મા પુસ્તકના કાર્તિકથી શ્રાવણ માસના અંક સુધીમાં જે અત્યંત રસમય વિષયો આવ્યા છે, જેવા કે શ્રીનૃસિંહાચાર્યજીનું જીવનચરિત્ર, યોગિનીની વાર્તા, વિચારરત્નરાશિ, વગેરે, તે સર્વનો આમાં સમાવેશ કર્યો છે. મૂલ્ય રૂ. ૧—૪—૦; પોસ્ટેજ ૦-૧-૬.

## धनवान् थवानी अमोघ कला.

( તૈયાર થાય છે. )

# શ્રીમન્નૃસિંહાચાર્યજીનાં રચેલાં અત્યંત લોકપ્રિય પુસ્તકો.

### भामिनीभूषण. ( પાંચ ભાગમાં. )

સ્ત્રીઓને વાંચવા લાયક ઉત્તમ પુસ્તકો ઘણા શોધે છે, પણ તે તેમને જડતાં નથી. ભામિનીભૂષણના પાંચે ભાગ આ ખોટ પૂરી પાડે છે. તેમાં પરણેલાં સ્ત્રીપુરુષોને આ સંસારમાં જે જાણવાની જરૂર છે,

તે રસભરી વાર્તાઓમાં તથા વિવિધ આડ પ્રસંગોમાં એવા તો ઉત્તમ પ્રકારે વર્ણવવામાં આવ્યું છે કે તેને વાંચનાર સ્ત્રીપુરૂષોમાં તે જ દિવસથી સુધારો થયાવિના રહેતોનથી. આ પુસ્તકો એક વાર ખરીદો, અને તમને તેથી કદી પણ પશ્ચાત્તાપ થશે નહિ પાંચે ભાગોનું એકંદર મૂલ્ય રૂ. ૫-૦-૦ પોસ્ટેજ ૦-૬-૦. પ્રત્યેક ભાગ છુટો પણ મળી શકશે.

---

## श्रीत्रिभुवनविजयी खड्ग.

તમે વાર્તાનાં અનેક પુસ્તકો વાંચ્યાં હશે, પણ આ પુસ્તક તમે જ્યાંસુધી વાંચ્યું નથી, ત્યાંસુધી ઉત્તમ બોધ, રસવાળી વાર્તામાં કેવી રીતે ગુંથવામાં આવે છે, તે તમારા જાણવામાં ભાગ્યે જ આવ્યું હશે. સત્શાસ્ત્રોના નિશ્ચયો, વાંચનારને અત્યંત આનંદ આપે એવી વાર્તાના રૂપમાં જો કોઇ પણ ગ્રંથમાં ગુંથવામાં આવ્યા હોય તો તે આ જ ગ્રંથ છે. તેને વાંચતાં તમારા અંતઃકરણની અત્યંત ઉંચી સ્થિતિ થયેલી તમે તત્કાળ અનુભવશો. મૂલ્ય રૂ ૧-૪-૦ પોસ્ટેજ રૂ. ૦-૨-૦

---

## श्रीसिद्धांतसिन्धु (प्रथम तथा द्वितीय रत्न.)

યોગ, તત્ત્વવિચાર, તથા ભક્તિના સિદ્ધાંતોનો આ ગ્રંથ સમુદ્ર છે. આ ગ્રંથમાં પણ વાર્તાના રૂપમાં મનુષ્યને જાણવાનું, મેળવવાનું તથા કરવાનું સ્પષ્ટ તથા સરળ રીતે સમજાવ્યું છે. સંસાર ત્યજવાથી જ મોક્ષ મળે છે, એવુ માનનારને આ ગ્રંથ ખાતરી કરી આપે છે કે ગૃહસ્થાશ્રમનું યોગ્ય પ્રકારે પાલન કરવામાં આવે તો સંસારનો ત્યાગ કર્યાવિના પણ મોક્ષ સુખનો અનુભવ થાય છે.

આ ગ્રંથમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીની સુંદર છબી આપવામાં આવી છે. મૂલ્ય ૧-૮-૦ પોસ્ટેજ ૦-૨-૦.

---

## सती सुवर्णा.

આ અત્યંત બોધદાયક અને રસવાળી વાર્તા છે. મૂલ્ય ૦-૫-૦ પોસ્ટેજ ૦-૧-૦.

---

## श्रीनृसिंहवाणीविलास ( प्रथम पुस्तक. )

શ્રીમન્નૃસિંહાચાર્યજીએ રચેલાં જ્ઞાનનાં, વૈરાગ્યનાં ઉપદેશનાં વ-

ગેરે પદ્યોનો આ ગ્રંથમાં સંગ્રહ કરવામાં આવ્યો છે મૂલ્ય ૦–૬–૦ પોસ્ટેજ ૦–૧–૦

---

### श्रीनृसिंहवाणीविलास ( द्वितीय पुस्तक. )

આ ગ્રંથમાં પણ ઉપર પ્રમાણે બીજાં નવાં પદ્યોનો સંગ્રહ કરવામાં આવ્યો છે મૂલ્ય રૂ. ૧–૦–૦ પોસ્ટેજ ૦–૨–૦.

---

### श्रीनृसिंहवाणीविलास ( तृतीय पुस्तक. )

આમાં પણ ઉપર પ્રમાણે જ બીજાં નવાં પદ્યોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. વળી તે સાથે ભામિનીભૂષણના પાંચે અલંકારોમાં જે પદ્યો આવેલાં છે, તે સર્વનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. મૂલ્ય ૧–૦–૦ પોસ્ટેજ ૦–૧–૬.

---

### श्रीसुरेशचरित्र ( पूर्वार्ध. )

નાટકના રૂપમાં આ એક જ્ઞાનની પ્રક્રિયા છે. મૂલ્ય રૂ. ૧–૮–૦ પોસ્ટેજ ૦–૨–૦.

---

### श्रीसद्बोधपारिजातक.

શ્રીમન્નૃસિંહાચાર્યજીએ શ્રેયસ્સાધકોને તથા અન્ય સજ્જનોને પ્રસંગોપાત્ત જે પત્રો લખ્યા હતા, તેમાંથી બોધક પત્રોનો આ ગ્રંથમાં સગ્રહ કરવામાં આવ્યો છે. મૂલ્ય ૦–૮–૦ પોસ્ટેજ ૦–૧–૦.

---

### सन्मित्रनु मित्रप्रति पत्र.

પત્રના રૂપમાં આ ગ્રંથમાં મનુષ્યના કર્તવ્યનો ઉત્તમ પ્રકારે બોધ કરવામાં આવ્યો છે. મૂલ્ય ૦–૬–૦ પોસ્ટેજ ૦–૧–૦.

---

### श्रीपंचवरदवृत्तान्त.

આ જ્ઞાનનો એક અદ્ભુત ગ્રંથ છે. પંચવરદ નામના એક જીવન્મુક્ત નૃપતિએ બે મહાપુરુષોનો સમાગમ કરી તેમની પાસેથી જે ઉત્તમ બોધ શ્રવણ કર્યો છે, તેનું તેમાં બહુ રસ ભરેલી રીતે વર્ણન કરવામાં આવ્યું છે. મૂલ્ય રૂ. ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૧–૦.

---

## सुखार्थे सदुपदेश-प्रथम उपदेश

મૂલ્ય ૦-૧-૦ પોસ્ટેજ ૦-૦-૬

---

## सदुपदेशश्रेणी.

શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના ઉત્સવોમા જે વ્યાખ્યાનો થાય છે, તે સર્વનો આ પુસ્તકોમા સગ્રહ કરવામા આવ્યો છે આજ સુધીમા તેના ત્રેવિશ ભાગ પ્રકટ થયા છે તેમા જે જે વિષયો આ યા છે તે નીચે પ્રમાણે —

---

### सदुपदेशश्रेणी-प्रथम सदुपदेश

૧ કર્મ અને સન્યાસ-નર્મદાશકર દેવશકર મહેતા બી એ

૨ કર્તવ્યવિચાર--છોટાલાલ જીવનલાલ

૩ કીર્તન મૂલ્ય ૦-૧-૦ પોસ્ટેજ ૦-૦-૬

---

### सदुपदशश्रेणी-द्वितीय सदुपदेश.

૧ બ્રહ્મસ્વરૂપ-જેઠીસનદાસ જેઠાભાઇ કણીયા બી એ

૨ વિદ્યા અને મોક્ષ—ન૦ દે મહેતા બી એ

૩ એકાતવાસ અને બ્રહ્મવિચાર--કૈશિકરામ વિઘ્નહરરામ મહેતા બી એ

૪ કર્તવ્યપ્રવર્તન—છો૦ જી૦

૫ કીર્તનો મૂ૦ ૦-૨-૬ પોસ્ટેજ ૦-૦-૬

---

### सदुपदेशश्रेणी-तृतीय सदुपदेश

૧ સ્મરણભક્તિ—નગીનદાસ ગોકળદાસ મહેતા બી એ

૨ આનદમીમાસા—ન૦ દે૦ મહેતા

૩ ભક્તિ—મણિશકર હરગોવિદ ભટ્ટ બી. એ

૪ વેદાન્તસાધન અને આશ્રમવ્યવસ્થા—કૈ૦ વિ૦

૫ શ્રેયસ્સાધકોની શકાના સમાધાન--જે૦ કણીયા

૬ આત્મજ્ઞાની સત્વર સિદ્ધિ થવાના સાધનોસબધી વિચાર } છો૦ જી૦

૭ કીર્તનો

( સ્ત્રીસંસદ્નાં વ્યાખ્યાનો. )

૮ સંતોષ. ઘ૦
૯ સ્ત્રીકર્તવ્ય. વા૦
૧૦ સ્વદોષદર્શન. વિ૦

મૂલ્ય ૦-૬-૦ પોસ્ટેજ ૦-૧-૦

---

## સદુપદેશશ્રેણી—ચતુર્થ સદુપદેશ.

૧ પ્રપંચમિથ્યાત્વ અને નિષ્પ્રપંચતત્વનું સંશોધન. } ન૦ દે૦ મહેતા
૨ સાધનનિષ્ઠા—જેકીસનદાસ ગંગાદાસ ભક્ત.
૩ શ્રેયસ્સાધકોની શંકાના સમાધાન. જે૦ જે૦ કણીયા.
૪ પુરુષપ્રયત્ન—ન૦ ગો૦ મહેતા.
૫ સાધનવિચાર—મ૦ હ૦ ભટ્ટ.
૬ સંયમસાધક હેતુઓસંબંધી વિચાર—છો૦ છ૦
૭ આશ્વાસન—છો૦ છ૦
૮ કીર્તનો.

( સ્ત્રીસંસદ્નાં વ્યાખ્યાનો. )

૯ મુમુક્ષુનાં લક્ષણો—ઘ૦
૧૦ શ્રીનચિકેતાનું આખ્યાન અને તે ઉપરથી લેવા યોગ્ય બોધ—વિ૦
૧૧ પતિવ્રતાધર્મ—વા૦

મૂલ્ય ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૦

---

## સદુપદેશશ્રેણી—પંચમ સદુપદેશ.

૧ તીર્થમીમાંસા—ન૦ દે૦ મહેતા.
૨ ઉપાધિવાળા સાધકોનો મોક્ષાનુકૂલ પ્રયત્ન.
જે૦ ગં૦ ભક્ત.
૩ શ્રીગીતાસિદ્ધાન્તકૌમુદી—મ૦ હ૦ ભટ્ટ.
૪ માયાસ્વરૂપ—જે૦ જે૦ કણીયા.
૫ દસ્યમાર્જન તથા બ્રહ્મદર્શન—કૈ૦ વિ૦ મહેતા.
૬ હૃદ્બલ—નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી.
૭ કીર્તનો.

( સ્ત્રીસંસદ્નાં વ્યાખ્યાનો. )

૮ શ્રીઈષ્ટને સર્વસ્વાર્પણ—ચિ૦
૯ આત્મજ્ઞાનનાં સાધનો—ઘ૦
૧૦ મુક્તિમંદિરના ચાર દ્વારપાળો—બા૦

મૂલ્ય ૦–૮–૦ પોસ્ટેજ ૦–૧–૦

---

## સદુપદેશશ્રેણી—ષષ્ઠ સદુપદેશ.

૧ અર્વાચીન પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનો અદ્વૈતવાદ.—
ન૦ દે૦ મહેતા
૨ વિષયસંબંધ અને મુક્તાવસ્થા—જે૦ ગ૦ ભક્ત.
૩ શ્રેયસ્સાધકોની શકાનાં સમાધાન—જે૦ જે૦ ક૦
૪ શ્રીગીતાસિદ્ધાન્તકૌમુદી—મ૦ હ૦ ભટ્ટ.
૫ દૃશ્યમાર્જન તથા બ્રહ્મદર્શન—કૌ૦ વિ૦ મહેતા.
૬ આત્મબલ—છો૦ ૭૦
૭ કીર્તનો.

( સ્ત્રીસસદ્નાં વ્યાખ્યાનો. )

૮ સત્સમાગમ—જ્ઞ૦
૯ ચૂડાલાખ્યાન—બા૦

મૂલ્ય ૦–૧૦–૦ પોસ્ટેજ ૦–૧–૦

---

## સદુપદેશશ્રેણી—સપ્તમ સદુપદેશ.

૧ સાધકની દિનચર્યા—જે૦ ગં૦ ભક્ત.
૨ હૃદ્બલ—સંઘવી.
૩ ચતુષ્કપર્વા માયા અને સેતુચતુષ્ક—ન૦ દે૦ મહેતા.
૪ દૃશ્યમાર્જન તથા બ્રહ્મદર્શન—કૌ૦ વિ૦ મહેતા.
૫ વિનયન—ચિમનરાય ખુશાલરાય.
૬ વૈરાગ્ય—જે૦ જે૦ કણીયા૦
૭ શ્રેયસ્સાધક—છો૦ ૭૦
૮ કીર્તનો

( સ્ત્રીસસદ્નાં વ્યાખ્યાનો )

૯ દૃશ્યનો મોહ દુ:ખદ છે—પ્ર૦

૧૦ વ્યવહાર તથા પરમાર્થમાં સ્ત્રીઓએ ગ્રહણ કરવા યોગ્ય ગુણો–બા૦
૧૧ અષ્ટાવક્રાખ્યાન—ઘ૦
૧૨ કીર્તનો.

મૂલ્ય ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૨–૦

---

## સદુપદેશશ્રેણી—અષ્ટમ સદુપદેશ.

૧ વિનયન—ચી૦ ખુ૦
૨ સાધનચતુષ્ટય—જટાશંકર દયારામ વ્યાસ.
૩ સ્વરૂપસામ્રાજ્ય—ન૦ દે૦ મહેતા.
૪ હૃદ્બલ—સંઘવી.
૫ દાનવિચાર—જે૦ જે૦ કણીયા.
૬ વિચારવાળી—કો૦ વિ૦ મહેતા.
૭ શ્રેયસ્સાધક—છો૦ છ૦
૮ કીર્તનો.

( સ્ત્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો )

૯ સંસારમાં પડતાં દુઃખો અને તેથી થતા લાભ—બા૦
૧૦ સજ્જનદુર્જનની સંગતિના લાભાલાભ—પ્ર૦
૧૧ સ્ત્રીજન્મ—હરિમંગલા.

મૂલ્ય ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૨–૦

---

## સદુપદેશશ્રેણી–નવમ સદુપદેશ.

૧ અંતસ્ત્યાગી અને બહિઃસંગી અવસ્થા—ભક્ત.
૨ વિચારવાળી—કો૦ વિ૦ મહેતા.
૩ પદાર્થતત્ત્વનિર્ણય—ન૦ દે૦ મહેતા.
૪ વિનયન—ચી૦ ખુ૦
૫ હૃદ્બલ—સંઘવી
૬ શ્રેયસ્સાધકોની પ્રકીર્ણ શંકાઓનાં સમાધાન–કણીયા.
૭ કીર્તનો.

( સ્ત્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો )

૮ પ્રાણત્ય વિચાર–હી૦
૯ પદ્મિપુ—બિ૦

૧૦ શ્રેયસ્‌ના સાધનો વિષે વિચાર—ધનશ્યાગૌરી
મૂલ્ય ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૨–૦

---

## सदुपदेशश्रेणी—दशम सदुपदेश

૧ શ્રેયસ્સાધક—છો૦ છ૦
૨ ધ્યાન અને જ્ઞાન —ન૦ દે૦ મહેતા
૩ વ્યાધિનિરોધમહાવિદ્યા—સધની
૪ સમાગમ સાર્થક ક્યારે ?—ભક્ત
૫ અવતારસ્વરૂપ—કણીયા
૬ સાધનચતુષ્ટય—જ૦ દ૦ વ્યાસ
૭ કીર્તનો

(સ્ત્રીસસદ્‌ના વ્યાખ્યાનો)

૮ ભૂમિકાવિચાર—बा०
૯ સધવા તથા વિધવા સ્ત્રીઓના ધર્મ—प्र०
૧૦ આત્મજ્ઞાનમા ઉપયોગી સાધનો—वि०
મૂલ્ય ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૨–૦

---

## सदुपदेशश्रेणी-एकादश सदुपदेश

૧ ઉત્સવ—ભક્ત
૨ મહેશ્વરનુ ધ્યાન—ભક્ત
૩ વિજ્ઞાનસ્પન્દન—ન૦ દે૦ મહેતા
૪ વિચારનાઓ—કૈ૦ વિ મહેતા
૫ શ્રેયસ્સાધક—છો૦ છ૦
૬ શ્રીબ્રહ્મવિદ્યા—સધની
૭ જીવસ્વરૂપ—કણીયા.
૮ સાધનચતુષ્ટય—જ૦ દ૦ વ્યાસ
૯ સયમસ્વરૂપ, તેના હેતુ ફલ તથા ઉપાય —श्रीउपेन्द्र
૧૦ કીર્તનો

(સ્ત્રીસસદ્‌ના વ્યાખ્યાનો)

૧૧ તત્ત્વવિચાર—घ०
૧૨ નવધા ભક્તિ—शि०

૧૩ સદ્‌વિચાર શા માટે સેવવા જોઇએ ? જ૦દેવી૦
૧૪ કીર્તનો.

મૂલ્ય ૦-૧૨-૦ પોસ્ટેજ ૦-૨-૦

---

## સદુપદેશશ્રેણી—દ્વાદશ સદુપદેશ.

૧ સદ્‌ગુણરૂપી ધન—ભક્ત
૨ ક્રોધતત્ત્વસંશોધન—કણીયા.
૩ વિચારવાજી—કો૦ વિ૦ મહેતા
૪ ક્રિયા તથા વિચારનું માધુર્ય—ન૦ દે૦ મહેતા.
૫ શ્રી વ્યાધિનિરોધમહાવિદ્યાપ્રયોગ—સંઘવી.
૬ પ્રારબ્ધ અને પુરુષાર્થ—કો૦ વિ૦ મહેતા
૭ સાધનચતુષ્ટય—જ૦ દ૦ વ્યાસ
૮ સામર્થ્યને પ્રાપ્ત કરવાની કલા—છો૦ જી૦
૯ પ્રેમસ્વરૂપ—શ્રીઉપેન્દ્ર
૧૦ કીર્તનો

( સ્ત્રીસંસદ્‌ના વ્યાખ્યાનો )

૧૧ માતાનો ધર્મ—ચા૦
૧૨ સદ્વિચાર—હ૦
૧૩ વિવેક અને વિરાગ—પ્ર૦
૧૪ કીર્તનો

મૂલ્ય ૦-૧૪-૦ પોસ્ટેજ ૦-૨-૦

---

## સદુપદેશશ્રેણી—ત્રયોદશ સદુપદેશ

૧ ક્ષમા—ભક્ત
૨ વિચારવાજી—કો૦ વિ૦ મહેતા
૩ સાંખ્યસિદ્ધાન્તનિરૂપણ—કણીયા
૪ અંતઃકરણની સ્થિતિસાથે દ્રવ્યાદિની અનુકૂલતાનો સંબંધ—છો૦ જી૦
૫ શ્રીપ્રમેયતત્ત્વાદર્શ—શ્રીઉપેન્દ્ર.
૬ શ્રી વ્યાધિનિરોધમહાવિદ્યાપ્રયોગયુક્તિસંઘ—સંઘવી
૭ અંતઃકરણની ઉચ્ચકલા શીરીતે કરવી ?—શ્રીઉપેન્દ્ર

૮ કીર્તનો

( સ્ત્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો)

૯ કેટલીક સામાન્ય ભ્રાંતિઓ અને તેનું નિરાકરણ.—ઘ૦
૧૦ સુખને ક્યાં શોધવું ?--પ્ર૦
૧૧ ગ્રાહ્ય તથા ત્યાજ્ય વિષયો—જ૦ દેથી૦
૧૨ કીર્તનો.

મૂલ્ય—૦-૧૨-૦ પોસ્ટેજ ૦-૨-૦

---

## સદુપદેશશ્રેણી--ચતુર્દશ સદુપદેશ.

૧ વર્ણવ્યવસ્થા—કણીયા
૨ શ્રેયસ્સાધક—છોટાલાલ જીવનલાલ.
૩ ક્રિયા તથા વિચારનું માધુર્ય—ન. દે. મહેતા.
૪ ભેદાપલાપન—ચી૦ ખુ૦
૫ દીનત્વને ત્યજવાની અમોઘ કલા-શ્રી ઉપેન્દ્ર.
૬ કીર્તનો.

( સ્ત્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો. )

૭ નમ્રતા—ચા૦
૮ સંસારઆદર્શ—શી૦
૯ સાધનસિદ્ધિ—ઘ૦
૧૦ સ્ત્રીઓએ પોતાના સામર્થ્યને શી રીતે વધારવું ?—જ૦ દેથી૦

મૂલ્ય ૦-૧૨-૦ પોસ્ટેજ ૦-૨-૦

---

## સદુપદેશશ્રેણી--પંચદશ સદુપદેશ.

૧ બ્રાહ્મીભાવનાનો અધિકાર—કણીયા.
૨ ક્રિયા અને બુદ્ધિ—કે૦ વિ૦ મહેતા
૩ દિવ્ય વ્યવહાર—ભક્ત.
૪ વિચારવાણી—કે૦ વિ૦ મહેતા.
૫ સુખની સત્વર સિદ્ધિ થવા અર્થે શું કરવું ? છો૦ જી૦
૬ બ્રહ્મવિદ્યા અને તેની સાધકના જીવનપર થતી અસર–
ન૦ દે૦ મહેતા.
૭ સાધનચતુષ્ટય—જા૦ દ૦ વ્યાસ.

## સદુપદેશશ્રેણી—સપ્તદશ સદુપદેશ.

(પુરુષવર્ગનાં વ્યાખ્યાનો.)

૧ મૂર્તિપુજા તથા પ્રતીકોપાસના–

(પ્રો. જેઠીસનદાસ જે૦ કણીયા.)

૨ પાશુપતયોગરહસ્ય–(જટાશંકર દ. વ્યાસ.)

૩ ક્રિયા અને બુદ્ધિ–(કૌશિકરામ. વિ મહેતા, બી. એ.)

૪ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય–(છોટાલાલ જીવનલાલ)

૫ વ્યાધિનિરોધમહાવિદ્યાયુક્તિસંધ–(નગીનદાસ પુ૦ સંઘવી;)

૬ મનુષ્ય સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ છે?–(શ્રીઉપેન્દ્ર.)

૭ કીર્તનો.

(સ્ત્રીસંસદ્‌માં સ્ત્રીઓએ આપેલાં વ્યાખ્યાનો.)

૧ મનુષ્યજન્મની સફળતા ક્યારે ગણાય?

૨ પરમાત્માના અનુગ્રહપાત્ર કેવી રીતે થવાય?

૩ યોગબલને ઘટાડનાર કારણો

૪ આપણે કેવા પ્રકારની ક્રિયા કરવી?

૫ કીર્તનો.

---

## સદુપદેશશ્રેણી—અષ્ટાદશ સદુપદેશ.

(પુરુષવર્ગનાં વ્યાખ્યાનો.)

૧ મૂર્તિપૂજા તથા પ્રતીકોપાસના–(પ્રો૦ કણીયા.)

૨ વિચારવાણી–(કૌ૦)

૩ વેદાન્તનિબન્ધમાલા–(નર્મદા૦)

૪ શિક્ષા અને પરીક્ષા–(ચી૦)

૫ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય–(છો૦)

(સ્ત્રીવર્ગનાં વ્યાખ્યાનો.)

: અધિક દ્રવ્યવડે પ્રાપ્ત થતા સુખદુઃખની તુલના.

: સ્ત્રીઓના સ્વાભાવિક ગુણો.

: નિર્વિષયી સુખની પ્રાપ્તિનું સાધન.

કીર્તનો.

મૂલ્ય ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૧–૦

---

૮ શ્રીપ્રમેયતત્ત્વાદર્શ—શ્રીઉપેન્દ્ર.
૯ શ્રીપુરશ્ચરણરહસ્ય—સંઘવી.
૧૦ કીર્તનો.

(સ્ત્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો.)

૧૧ અભિમાનથી થતી હાનિ—ઘ૦
૧૨ શ્રદ્ધા—પ્ર૦
૧૩ સ્વસ્વરૂપનિષ્ઠા—ડા૦
૧૪ મનુષ્યનું કર્તવ્ય—દ૦
૧૫ કીર્તનો

મૂલ્ય ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૨–૦

---

## સદુપદેશશ્રેણી—ષોડશ સદુપદેશ.

૧ મૂર્તિપૂજા તથા પ્રતીકોપાસના—કણીયા૦
૨ વિચારવાટી—કે૦ વિ૦ મહેતા
૩ પોતાનુ જ સર્વોત્તમ હિત સાધવું એ મનુષ્યનું કર્તવ્ય છે—છો૦ જી૦
૪ શ્રેયસ્સાધક—છો૦ જી૦
૫ ધાર્મિક જીવન—ન૦ દે૦ મહેતા.
૬ વ્યાધિનિરોધમહાવિદ્યાયુક્તિસંઘ—સંઘવી.
૭ સાધનચતુષ્ટય—જ૦દ૦ વ્યાસ
૮ સામર્થ્યપ્રાપ્તિની અલૌકિક કલા—શ્રીઉપેન્દ્ર.
૯ કીર્તનો.

(સ્ત્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો)

૧૦ કર્તવ્યવિચાર—ઘ૦
૧૧ અજ્ઞાનથી થતા અનર્થો—શિ૦
૧૨ યથાર્થ સ્ત્રીત્વ—વા૦
૧૩ આપણી ઉન્નતિ—જ૦ દેવી૦
૧૪ કીર્તનો.

મૂલ્ય ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૨–૦

---

## સદુપદેશશ્રેણી—સપ્તદશ સદુપદેશ.

(પુરુષવર્ગનાં વ્યાખ્યાનો.)

૧ મૂર્તિપૂજા તથા પ્રતીકોપાસના–

(પ્રો. જેઠાલાલ જેઠીસનદાસ કણીયા.)

૨ પાશુપતયોગરહસ્ય–(જટાશંકર દ. વ્યાસ.)
૩ ક્રિયા અને બુદ્ધિ–(કૌશિકરામ. વિ. મહેતા, બી. એ.)
૪ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય–(છોટાલાલ જીવનલાલ)
૫ વ્યાધિનિરોધમહાવિદ્યાયુક્તિસંઘ–(નગીનદાસ પુ૦ સંઘવી;)
૬ મનુષ્ય સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ છે?–(શ્રીઉપેન્દ્ર.)
૭ કીર્તનો.

(સ્ત્રીસંસદમાં સ્ત્રીઓએ આપેલાં વ્યાખ્યાનો.)

૧ મનુષ્યજન્મની સફળતા ક્યારે ગણાય?
૨ પરમાત્માના અનુગ્રહપાત્ર કેવી રીતે થવાય?
૩ યોગબલને ઘટાડનાર કારણો
૪ આપણે કેવા પ્રકારની ક્રિયા કરવી?
૫ કીર્તનો.

---

## સદુપદેશશ્રેણી—અષ્ટાદશ સદુપદેશ.

(પુરુષવર્ગનાં વ્યાખ્યાનો.)

૧ મૂર્તિપૂજા તથા પ્રતીકોપાસના–(પ્રો૦ કણીયા.)
૨ વિચારવાણી–(કૈ૦)
૩ વેદાન્તનિબન્ધમાલા–(નર્મદ૦)
૪ શિક્ષા અને પરીક્ષા–(ચી૦)
૫ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય–(છો૦)

*(સ્ત્રીવર્ગનાં વ્યાખ્યાનો)*

૧ અધિક દ્રવ્યવડે પ્રાપ્ત થતા સુખદુઃખની તુલના.
૨ સ્ત્રીઓના સ્વાભાવિક ગુણો.
૩ નિર્વિષયી સુખની પ્રાપ્તિનું સાધન.
૪ કીર્તનો

મૂલ્ય ૦–૧૨–૦    પોસ્ટેજ ૦–૧–૦

---

## સદુપદેશશ્રેણી-એકોનાવિંશતિતમ સદુપદેશ.

૧ આર્યલગ્ન-કૈ૦ વિ૦ મહેતા.
૨ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય—છો૦ ઝ૦
૩ શ્રેયસ્સાધકોની શંકાઓનાં સમાધાન—કણીયા
૪ સામર્થ્યનો ગુપ્ત ભંડાર—શ્રી ઉપેન્દ્ર.
૫ કીર્તનો.

(સ્ત્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો.)

૧ સત્ય આનંદ શેમાં છે?—પ્ર૦
૨ ખરા સુખનો માર્ગ. ધ૦
૩ કીર્તનો,

મૂલ્ય ૦—૧૨—૦ પોસ્ટેજ ૦-૧-૦

---

## સદુપદેશશ્રેણી—વિંશતિતમ સદુપદેશ.

૧ નિદ્રાનિરૂપણ—કણીયા.
૨ રાગ એટલે પ્રેમ, એ વિરાગનું રહસ્ય છે.-કણીયા.
૩ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય-છો૦ ઝ૦
૪ વેદાંતનિબંધમાળા.—નર્મદ૦
૫ અતીન્દ્રિયતત્ત્વસ્ફુરણ—કૈ૦ વિ૦ મહેતા.
૬ કીર્તનો

(સ્ત્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો.)

૧ માનવધર્મ—ધ૦
૨ યોગબળને વધારનાર કારણો—વિ૦
૩ કેવાવિયાગે ઉન્નતિને અર્પનાર છે.—પ્ર૦
૪ પરમાત્માને કેવી રીતે પ્રસન્ન કરવા.-જ. દેવી૦
૫ કીર્તનો.

મૂલ્ય ૦-૧૨-૦ પોસ્ટેજ ૦-૧-૦

---

## સદુપદેશશ્રેણી-એકવિંશતિતમ સદુપદેશ.

૧ નિદ્રાનિરૂપણ—કણીયા-
૨ તત્ત્વજ્ઞાન સર્વ સુખહેતુ છે. કણીયા.

૩ શાંતિ.—કૈ૦ વિ૦ મહેતા.
૪ પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ પ્રકટાવવાનાં સાધનો.—છો૦ લા૦
૫ કીર્તનો.

( સ્ત્રીસંસદનાં વ્યાખ્યાનો. )

૧ મનુષ્યોએ સાવધાનતા સેવવાની અગત્ય.-ધ.
૨ તપશ્ચર્યા કોને કહેવી.-નિ૦
૩ પરમાત્માને કેવી રીતે પ્રસન્ન કરવા.-ज. देवी૦
૪ કેવા વિચારો ઉન્નતિને અર્પનાર છે,-પ્ર૦
૫ કીર્તનો.

મૂલ્ય ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૦

---

## सदुपदेशश्रेणी—द्वाविंशतितम सदुपदेश.

૧ નિદ્રાનિરૂપણ—( કણીયા. )
૨ શાંતિ—( કૈ૦ )
૩ પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ પ્રકટાવવાનાં સાધનો ( છો૦ )
૪ કીર્તનો.

( સ્ત્રીસંસદનું વ્યાખ્યાન )

૧ પ્રેમપ્રવાહ.

મૂલ્ય ૦—૮—૦ પોસ્ટેજ ૦—૧—૦

---

## सदुपदेशश्रेणी-त्रयोविंशतितम सदुपदेश.

૧ આત્મદ્યોતન—(છો૦)
૨ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય—(છો૦)
૩ વિચારવાણી—(કૈ૦)
૪ વિશિષ્ટાદ્વૈત—(કણીયા૦)
૫ આંતરભાન - (ઓઝા.)
૬ પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ પ્રકટાવવાનાં સાધનો—(છો૦)

૭ સ્વભાવને સુધારવાની કળા—(શ્રીઉપેન્દ્ર.)
૮ કીર્તનો.

મૂલ્ય ૦-૧૨-૦ પોસ્ટેજ ૦-૧-૦.

---



---



---

## श्रीप्रातःकाल.

આ મોટાં ૩૨ પૃષ્ઠનું માસિક છે. મહાકાલની પેઠે આ માસિક પણ શ્રેયસ્સાધકઅધિકારીવર્ગતરફથી પ્રકટ થાય છે. શ્રીમહાકાલમાં જે સિદ્ધાંતો ચર્ચવામાંઆવે છે, તે જ સિદ્ધાન્તો આ માસિકમાં પણ પ્રકારાંતરે ચર્ચવામાં આવે છે. પોસ્ટેજના બે આના મોકલવાથી નમુનાનો અંક મોકલવામાં આવશે. એકવાર તમે તેના ગ્રાહક થશો તો પછી બીજું માસિક ભાગ્યે જ ખરીદશો. વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૧–૮–૦ અગાઉથી.

व्यवस्थापक 'प्रातःकाल', वडोदरा.

---

## यमदंड.

આ માસિક શ્રાવણ માસની નાગપંચમીથી શ્રેયસ્સાધકઅધિકારીવર્ગ તરફથી પ્રકટ કરવામાં આવ્યું છે. તે પણ મોટાં ૩૨ પૃષ્ઠનું છે અને મહાકાલ તથા પ્રાતઃકાલ જેવા ઉત્તમ લેખો તેમાં પણ આવે છે. બે આનાની પોસ્ટની ટિકિટો મોકલવાથી નમુનાનો અંક મોકલવામાં આવશે. લવાજમ પોસ્ટેજસાથે દોઢ રૂપીઓ.

વ્યવસ્થાપક, યમદંડ, વડોદરા.

---